તેમ, अहिंसा, सत्य, तप, स्वाध्याय, 'ईश्वरप्रणिधानाद् वा', 'यथाभिमतध्यानाद् वा' વગેરે ધાર્મિક ઉપદેશ પણ પથરાયેલો છે. એ જ રીતે, ધર્મશાસ્ત્ર કે અધ્યાત્મશાસ્ત્ર તરીકે પ્રસિદ્ધ ગ્રન્થો એવા ઘણા છે, જે, દાર્શનિક ચર્ચાઓથી ભરેલા હોઇ દાર્શનિકતામિશ્ર કહી શકાય હરિભદ્રનો 'ધમ્મસંગહણિ' ગ્રન્થ પોતાના નામથી ધર્મનો સંગ્રહ કરવાનું સૂચવવા છતાં દાર્શનિક ચર્ચાઓથી જ અધિકાંશ ભરપૂર છે એમનું 'યોગબિન્દુ' યોગવિષયક છતાં દાર્શનિક વિચારોથી પૂર્ણ છે. વસ્તુતઃ ધાર્મિક અને દાર્શનિક અથવા આધ્યાત્મિક અને દાર્શનિક વિષયો પરસ્પર એટલા ઘનિષ્ઠ સમ્બન્ધવાળા છે કે એકના ગ્રન્થમાં બીજાનાં વહેણ સહજપણે કે અનિવાર્યપણે આવી જ જાય

પ્રસ્તુત પુસ્તકના "જૈનદર્શન" નામમાં જે "દર્શન" શબ્દ છે તે દાર્શનિક તત્ત્વજ્ઞાનને કહેનારો 'દર્શન' શબ્દ નથી, પણ ધર્મસમ્પ્રદાયને કહેનારો 'દર્શન' શબ્દ છે એટલે એ નામનો અર્થ એ થાય કે જૈનધર્મસમ્પ્રદાયની–એના ધાર્મિક તથા દાર્શનિક વિચારોની માહિતી આપનાર

સમ્યક્ પ્રકારે પવિત્ર જ્ઞાનસમ્પત્તિ કે શુદ્ધ વિચાર-ધારા પ્રદાન કરનાર પરમ્પરા **સમ્પ્રદાય** [સમ્+પ્ર+દાય, અર્થાત્ સમ્યક્ પ્રકારે પ્રદાન કરનાર] કહેવાય છે. આ (સાચા) અર્થમાં સમ્પ્રદાય દુનિયામાં એક જ હોય એવું માની લેવાનું નથી અને, શુદ્ધ જ્ઞાનમાર્ગ બતાવનારા સમ્પ્ર-દાયો જેટલા વધુ જગતને મળે તેટલું વધુ સદ્ભાગ્ય જગતનું માની શકાય. એકથી વધારે **દીવડા** સાંપડે તો એટલું

વધુ અજવાળું સાંપડે. પરન્તુ જ્યારે સંકીર્ણ દૃષ્ટિ તથા સંકુચિત વૃત્તિ ધરાવનારા સમ્પ્રદાયો મતાન્ધતા કે મતાવેશને વશ થઇ રાગદ્વેષના કાલુષ્યના આવેશમાં પરસ્પર લડે છે, લડી પડે છે ત્યારે એ સમ્પ્રદાય **સમ્પ્રદાય** ન રહેતાં **સમ્પ્રદાહ** [ સમ્+પ્ર+દાહ, અર્થાત્ ખૂબ બાળનાર ] બની જાય છે.

જગતમાં કોઇ "સમ્પ્રદાય" ન રહે એનું એટલું દુઃખ નથી, પણ "સમ્પ્રદાહ" હર્ગિજ ન જોઇએ અને ગંભીરપણે વિચારનાર બેધડક કહી શકશે કે બધા સમ્પ્રદાયો પાસેથી બીજું કોઇ જ્ઞાન ન મળતાં ફક્ત સત્ય, અહિંસા, મૈત્રી, પરોપકાર, સંયમના જ–એટલા જ–બોધપાઠો રૂડી રીતે મળે તો ઐહલૌકિક અને પારલૌકિક સુખ માટે તેમજ જીવનકલ્યાણ માટે એટલું જ બસ છે પરન્તુ જનતાના બૌદ્ધિક વિકાસ કે જ્ઞાનવિનોદ માટે તેમણે બીજું આપવું હોય તો પરસ્પર ઝઘડયા વગર સભ્યતાથી, મધ્યસ્થતા કે વીતરાગતાના ગુણને સ્વસ્થ રાખી વાત્સલ્યભાવથી આપે અસ્તુ

વૈદિક અને શ્રમણ–સંસ્કૃતિ મહાવીર અને બુદ્ધના જમાનામાં પરસ્પર ખૂબ સંઘર્ષમાં આવી અને એ મહાપુરુષોને એમના પ્રખર તપોબળે મારો જય અપાવ્યો મોટા મોટા વૈદિક વિદ્વાનો કોઇ મહાવીરના શાસનમાં જોડાયા, તો કોઇ બુદ્ધના શાસનમાં. શ્રમણ–સંસ્કૃતિના ધુરન્ધરોમાં મહાવીર અને બુદ્ધ સિવાય પાંચ બીજા પણ હતા, જેમાં, **ગોશાલક**નું નામ×સાહિત્યના પાને વધુ

×બાકીના ચાર પૂરણકાશ્યપ, અજિતકેશકંબલી, પકુધકાત્યાયન અને સંજયબેલટ્ટીપુત્ત, જેમના પન્થો અને ગોશાલકપન્થ નામશેષ થઇ ગયા છે

ચડેલું છે, જેના નિયતિવાદનો ["यद् भावि तद् भविष्यति", "થવાનું હશે તે થશે" એ પ્રકારનો] નાદ આજે પણ જગત્માં પથરાયેલો પડયો છે

મહાવીરના ક્રાન્તિકારક ઉપદેશનાદનો સંક્ષિપ્ત સાર આ પુસ્તકના ૩૭૮ મા પાનાથી વાચક જોઇ શકે છે એ વીતરાગ સન્તનાં કાર્યોની સંભાવિત રૂપરેખાનો ટૂંકમાં ઉલ્લેખ કરી શકાય કે:—

લોકોમાં પ્રચલિત અન્ધવિશ્વાસ હટાવવો, હિંસાનું વાતાવરણ મિટાવવું, ધર્મો તથા દર્શનોમા સમન્વય કરવો અને સહુથી મોટી વાત એ કે માણસોને એ બતાવવું કે, તમારું સુખ તમારી મુઠ્ઠીમાં છે ધન-વૈભવમાં, પરિગ્રહમાં અસલી સુખ જોવાની ચેષ્ટા કરશો તો અસફલ રહેશો. અસલી સુખ આપણી પોતાની અન્દર છે

મહાવીરની પહેલા થયેલા જિન "પાર્શ્વ" પણ ઐતિહાસિક વ્યક્તિ તરીકે ઇતિહાસસિદ્ધ છે, જેમના નિર્વાણ પછી અઢીસો વર્ષે મહાવીરનું નિર્વાણ થયેલું આ ઉપરથી માલૂમ થઇ શકે છે કે મહાવીરે–અઢી હજાર વર્ષ પર થયેલા તીર્થંકર મહાવીરે કઇ નવો ધર્મ ઉપજાવ્યો નથી, કિન્તુ તેમની પૂર્વે થઇ ગયેલા કેવલજ્ઞાની મહાપુરુષો (તીર્થંકરો) જે ધર્મમાર્ગ પ્રકાશી ગયેલા તેને પુનઃ પ્રકાશમાં આણી વિકસિતરૂપે રજૂ કર્યો છે એ ધર્મ–સમ્પ્રદાય સંકુચિત વાડારૂપ સમ્પ્રદાય નથી, કિન્તુ મનુષ્યમાત્રના–પ્રાણી માત્રના હિતસાધનનો–કલ્યાણસાધનનો માર્ગદર્શક [ પવિત્ર

જ્ઞાનસમ્પત્તિ કે સદ્‌વિચારધારાનો સમ્પ્રદાતા] સમ્પ્રદાય છે એમ એના વાસ્તવિક તત્ત્વાભ્યાસ પરથી માલૂમ પડી શકે છે વિદ્વન્મૂર્ધન્ય બ્રાહ્મણમાંથી શ્રમણ થયેલ તથા નિર્ગ્રન્થ-માર્ગ સ્વીકારેલ મહાન્ જૈનાચાર્ય હરિભદ્ર જ્યારે 'यस्मादेते महात्मानो भवव्याधिभिषग्वराः" (કપિલ, બુદ્ધ વગેરે મહાત્માઓ સંસારરૂપ વ્યાધિના મોટા વૈદ્યો હતા) એવી મહાન્ વાણી ઉચ્ચારે છે અને એને સમર્થે છે, ત્યારે આપણે ક્ષણભર વિચારસ્તબ્ધ થઇ જઇએ છીએ કે એ વાણીના ઉદ્‌ગાર વખતે એ આત્માની કેટલી શાન્તિ હશે! સમ્પ્રદાયવ્યવહારમાં પ્રવર્તમાન છતા એ આત્મામાં આટલી પ્રશમવૃત્તિ અને લોકમૈત્રી જગાડનાર અને એને વીતરાગના ભણી દોરનાર જે કોઇ દૃષ્ટિસંસ્કાર હોય તે ખરેખર વન્દનાર્હ બને છે

જૈનધર્મનુ સાહિત્ય ઘણા બહોળા પ્રમાણમાં છે, દરેક વિષયના ગ્રન્થોથી સમૃદ્ધ છે જૈનોના સંસ્કૃત સાહિત્યની મહત્તા બતાવતા **જર્મન ડૉ. હર્ટલ** લખે છે કે—

"Now what would Sanskrita Poetry be without the large Sanskrita literarure of the Jainas! the more I learn to know it, the more my admiration rises' (*Jaina shasana Vol I No, 21*)

અર્થાત્—જૈનોના મહાન્ સંસ્કૃત-સાહિત્યને અલગ પાડવામા આવે તો સંસ્કૃત કવિતાની શી દશા થાય! આ વિષયમાં મને જેમ જેમ વધુ જાણવાનુ મળે છે, તેમ તેમ  મારા આનન્દયુક્ત આશ્ચર્યમા વધારો થતો જાય છે

જૈનધર્મના અનુયાયીઓમાં મુખ્ય બે ફાંટા પડેલા છે: શ્વેતામ્બર અને દિગમ્બર ક્રિયાકાંડ અને આચાર-વ્યવહારસમ્બન્ધી મતભેદોને બાદ કરતાં એ બન્ને ફિરકાઓનું ધર્મસાહિત્ય કે દર્શનસાહિત્ય પ્રાય: પૂર્ણ*સમાન છે

જૈનદર્શનના સમ્બન્ધમાં સ્વર્ગત જર્મન વિદ્વાન્ ડૉ **હર્મન યાકોબીએ** કહ્યુ છે કે—"In conclusion let me assert my conviction that Jainism is an original system, quite distinct and independent from all others and that, therefore it is of great importance

---

* "शेषं श्वेताम्बरैस्तुल्यमाचारे दैवते गुरौ ।
श्वेताम्बरप्रणीतानि तर्कशास्त्राणि मन्वते" ॥
"स्याद्वादविद्याविद्योतात् प्रायः साधर्मिका अमी" ॥
(ષ્ડ્દર્શનસમુચ્ચય, રત્નશેખરસૂરિ)

ભાવાર્થ એ છે કે 'સ્ત્રીઓને મુક્તિ મળે નહિ,' 'દેહધારી કેવલજ્ઞાની ભોજન કરે નહિ' એ વગેરે બાબતો અને 'વસ્ત્ર ન પહેરવું' એ વગેરે સાધુના આચાર-વ્યવહાર સિવાય બાકી બધું પ્રાયઃ-શ્વેતામ્બર અને દિગમ્બર સમ્પ્રદાયમા-સરખુ છે. એકબીજાના તર્કશાસ્ત્રોને તેઓ સ્વીકારે છે જૈનધર્મનો મુખ્ય સિદ્ધાન્ત જે 'સ્યાદ્વાદ' તેને તેઓ બન્ને એકસરખા ઉત્સાહથી સમર્થન કરે છે આથી એઓ પરસ્પર સાધર્મિક છે

[બન્નેમાં મહાવિદ્વાનો અને પૂજનીય પુરુષો થયા છે. બન્નેનું સાહિત્ય વિશાળ અને સમૃદ્ધ છે. બન્ને સહોદરોની જેમ અસાધારણ પ્રેમથી હળીમળી રહે એવી બધી વસ્તુ છે છતા ઘણી જ દિલગીરીની વાત છે કે ઘણી જુદાઈ રાખી તેઓ રહે છે. મળીને રહે તો તેઓ પોતાના સંયુક્ત બળે શાસનની ઉન્નતિ બહુ સારી કરી શકે. ]

for the study of philosophical thought and religious life in ancient India "
( Read in the Congress of the History of Religions )

અર્થાત્—અન્તમાં મને મારો થયેલો નિશ્ચય જણાવવા દો કે જૈન ધર્મ એ મૂળ ધર્મ છે, સર્વ દર્શનોથી તદ્દન પૃથક્ છે અને સ્વતન્ત્ર છે, તેમ જ પ્રાચીન ભારતવર્ષના તત્ત્વજ્ઞાન અને ધાર્મિક જીવનના અભ્યાસ માટે તે ઘણો અગત્યનો છે

ઇટાલિયન વિદ્વાન ડૉ. એલ. પી. ટેસીટોરીએ પોતાના વ્યાખ્યાનમાં જૈનદર્શનની શ્રેષ્ઠતા જણાવતાં કહેલું કે—

जैनदर्शन बहुत ही ऊँची पंक्ति का है। इसके मुख्य तत्त्व विज्ञानशास्त्र के आधार पर रचे हुए हैं, ऐसा मेरा अनुमान ही नहीं, पूर्ण अनुभव है। ज्यों ज्यों पदार्थ-विज्ञान आगे बढ़ता जाता है, जैनधर्म के सिध्धान्तों को सिध्ध करता है। × × ×" અસ્તુ.

જૈનસાહિત્ય અંધારામાં પડ્યું રહેવાથી અને પ્રકાશમાં આવતા યા આવેલ ગ્રન્થોનો બરાબર પ્રચાર નહિ થવાથી મોટા મોટા વિદ્વાનો પણ જૈનધર્મનાં તત્ત્વોથી અપરિચિત યા થોડા પરિચિત રહેલા જોવાય છે આ સિવાય એમ પણ જોવામાં આવે છે કે પોતાના અનુચિત પક્ષમોહમાં ફસાયલા કેટલાકો સંકુચિત દૃષ્ટિના પરિણામે બીજાના કહેવાતા તત્ત્વ-ગ્રન્થો અવલોકવાની ઉદાર વૃત્તિ ન ધરાવતા હોઇ જૈન ગ્રન્થોના તત્ત્વમય વાચનથી વંચિત રહી જાય છે.

પરન્તુ હું કહી શકું છું કે, ભારતીય દર્શનોનો ( સાહિત્યનો ) અભ્યાસ જૈનદર્શનના (અને જૈન સાહિત્યના અભ્યાસ વગર ઘણો અધૂરો છે અને તટસ્થ એ પણ જણાવી શકું છું કે, જૈન ધર્મના ... ગ્રન્થોનું અધ્યયન જ્ઞાનવર્ધક થવા સાથે આ... માર્ગ શોધવામાં પણ ઉપયોગી થઇ પડે તેમ છે

તત્ત્વજ્ઞાનના ક્ષેત્ર પર કોઇની માલિકીની છાપ ... એનો કોઇએ ઇજારો લીધો નથી કોઇ પણ, ચિન્તન-... દ્વારા કોઇ પણ સમાજના કહેવાતા તત્ત્વજ્ઞાનક્ષેત્રને પોતાનું કરી શકે છે કુલધર્મના તત્ત્વજ્ઞાનને જ માન આપવું અને અન્ય તત્ત્વજ્ઞાનના ક્ષેત્ર ઉપર નજર સરખી પણ ન કરવી એ ઉદારવૃત્તિ ન ગણાય જ્ઞાનવિકાસ અને સત્યની ઉપલબ્ધિનો આધાર "સાચું તે મારૂં" એ ભાવના પર અને તે મુજબ વિશાળ સ્વાધ્યાય પર અવલંબિત છે સત્ય સર્વત્ર અનિયન્ત્રિત, નિરાબાધપણે વ્યાપક છે જે જે વાઙ્મય સત્યપૂત હોય તે સંસારભરની સમ્પત્તિ છે તેનો ભોગવટો કરવાને જગતનો કોઇ પણ મનુષ્ય હકદાર છે

જૈન અને બીજા સમ્પ્રદાયના જિજ્ઞાસુ સજ્જનો જૈનદર્શનને ઠીક ઠીક રીતે સમજવા પામે એ હેતુએ "જૈનદર્શન" ચોપડીની આ આઠમી આવૃત્તિને ઘણા ઘણા સુધારા-વધારાથી વિસ્તૃત બનાવવામાં આવી છે, અને "પ્રકીર્ણક" નામનો છૂટકછૂટક-વિવેચનાત્મક ત્રીજો ખંડ નવો ઉમેર્યો છે.

વાચક સ્વસ્થતાથી વાંચે, અને કંઇ ક્ષતિ જણાય તો રુષ્ટ ન થતાં કૃપા કરી મને સૂચવશે એવી આશા રાખું છું.

અન્તમાં કૃતજ્ઞતોદ્ગાર પ્રગટ કરવાનો રહે છે કે—

પાટણ શ્રી હેમચન્દ્રાચાર્ય જૈન સભાના માનનીય માજી પ્રમુખ શ્રીયુત **મણિલાલ દોલતચંદ શાહ** બી એ, એલએલ બી (એક વખતના વડોદરા સ્ટેટના એસિસ્ટેન્ટ જજ), એમણે આ ચોપડીના પ્રુફસંશોધન તથા સમ્પાદન કાર્યમાં શરૂથી છેવટ સુધી મને બહુ સારો સહકાર આપ્યો છે અને કેટલીક વિવેચના એમના વિચારોના યોગે વિશેષ પુષ્ટ થઇ છે, એ માટે એ વિદ્યાભ્યાસસંગરસિક વિચારક વિદ્વાન્ મહાશયનો સહર્ષ આભાર માનું છુ

તા ૧૩-૬-૫૦,
જૈન ઉપાશ્રય,
મહાલક્ષ્મીમાતાનો પાડો,
પાટણ (ગૂજરાત)

**ન્યાયવિજય**

# વિષયાનુક્રમ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૮ | ૯ | યસમ્ક્ | સમ્યક્ |
| ૧૨૦ | ૨ | મહ્વત્ની | મહત્ત્વની |
| ૧૨૫ | ૧ | ધોવામ— | ધોવાય–એવું બધું ધન લોકોપયોગી પ્રવૃત્તિઓમાં અર્પણ કરી |
| ૧૬૦ | ૯ | સ્વચ્છ | સ્વચ્છતા |
| ૨૦૭ | ૧૯ | ભોગવવા | ભોગવાવવા |
| ૨૧૨ | ૨૨ | पुण्यौंघे | पुण्यौघै |
| ૨૧૮ | ૧૦ | સંક્રમણે | સંક્રમણ |
| ૨૨૩ | ૧૪ | જે | જે પરકૃત આપત્તિ માટે |
| ૨૩૪ | ૧૧ | પરો | પૂરો |
| ૨૪૮ | ૧૬ | સુડ્ દ્રવ્યો | ષડ્ દ્રવ્યો |
| ૨૫૦ | ૧૬ | અનાસક્તિ | આસક્તિ |
| ૨૫૧ | ૪ | બધા | ઘણાખરા |
| ૩૧૩ | ૨૧ | કરી | સોબત કરી |
| ૩૨૬ | ૧૪ | પરિણામ | પરિમાણ |
| ૩૮૦ | ૨૦ | पजहु | पजरहू |

આ સિવાય, અક્ષર ઉડેલા, આઘાપાછા થયેલા, બીજો અક્ષર મુકાઇ ગયેલ—એવી જાતની બીજી ઘણી અશુદ્ધિઓ **મુદ્રણદોષથી** થવા પામી છે, જે વાચક સુધારી વાંચવા કૃપા કરશે.

૨૭૮ મા પૃષ્ઠની નોટમાંનો પહેલો શ્લોક શ્રી સમન્તભદ્રાચાર્યની આપ્તમીમાંસામાં છે

અવતરણ

'જગત્ શી વસ્તુ છે ?' એનો વિચાર કરતાં તે માત્ર બે જ તત્ત્વરૂપ માલૂમ પડે છે–જડ અને ચેતન. આ બે તત્ત્વો સિવાય સંસારમાં ત્રીજું તત્ત્વ નથી. અખંડ વિશ્વના સમગ્ર પદાર્થો આ બે તત્ત્વોમાં આવી જાય છે.

જેમાં ચૈતન્ય નથી–લાગણી નથી, તે જડ છે. એથી વિપરીત–ચૈતન્યસ્વરૂપ આત્મા છે આત્મા, જીવ, ચેતન એ બધા એક અર્થને કહેનારા પર્યાય શબ્દો છે જ્ઞાનશક્તિ એ આત્માનું મુખ્ય લક્ષણ છે.

જડ અને ચેતન અથવા જીવ અને અજીવ એ બે તત્ત્વો પર આધ્યાત્મિક દૃષ્ટિએ વિશેષ પ્રકાશ નાખવા ખાતર એના જ પેટા ભાગનાં બીજાં તત્ત્વો જુદાં પાડી સમજાવવા જૈનશાસ્ત્રકારોએ બહુ પ્રતિપાદન કર્યું છે. એકંદર નવ તત્ત્વો ઉપર જૈનદૃષ્ટિનો વિકાસ છે.

'જિન' શબ્દ ઉપરથી 'જૈન' શબ્દ બનેલો છે 'જિન' એ રાગ, દ્વેષ આદિ સર્વ દોષોથી રહિત એવા પરમાત્માઓનુ સાધારણ નામ છે 'જીતવુ' એ અર્થવાળા "જિ" ધાતુથી બનેલુ 'જિન' નામ રાગ, દ્વેષ આદિ સમગ્ર દોષોને જીતનાર એવા પરમાત્માઓને બરાબર લાગૂ પડે છે અર્હન્, વીતરાગ, પરમેષ્ઠી વગેરે 'જિન'ના પર્યાય શબ્દો છે 'જિન'ના ભક્તો 'જૈન' કહેવાય છે જિનપ્રતિપાદિત ધર્મ જૈન ધર્મ કહેવાય છે જૈન ધર્મનો આર્હત ધર્મ, સ્યાદ્વાદદર્શન, અનેકાન્તશાસન, વીતરાગમાર્ગ એવાં અનેક નામોથી વ્યવહાર કરવામા આવે છે

આત્મસ્વરૂપનો વિકાસ કરવાનો અભ્યાસ પરાકાષ્ઠા ઉપર પહોચતા, જે ભવમાં (જન્મમાં) આવરણો વિધ્વસ્ત થવાના પરિણામે જેમનો ચૈતન્યવિકાસ પૂર્ણ રૂપે સિદ્ધ થયો છે, તેઓ તે ભવમા પરમાત્મા થયા કહેવાય છે આ પરમાત્માઓને જૈનશાસ્ત્રો બે વિભાગોમા બતાવે છે પહેલા વિભાગમાં 'તીર્થંકરો' આવે છે, કે જેઓ જન્મથી *વિશિષ્ટજ્ઞાનવાન્ અને લોકોત્તરસૌભાગ્યસમ્પન્ન હોય છે અનેક વિશેષતાઓ તીર્થંકરોના સમ્બન્ધમાં જણાવી છે રાજ્ય નહિ પ્રાપ્ત થયા છતાં પણ આગળ ઉપર રાજ્ય મળવાનુ હોવાથી રાજકુમાર જેમ રાજા કહેવાય છે, તેમ તીર્થંકરો બાલ્ય અવસ્થાથી કેવલજ્ઞાનધારી નહિ હોવા છતા અને અતએવ તેઓમાં વાસ્તવિક તીર્થંકરત્વ નહિ હોવા છતાં પણ, તે જિન્દગીમાં તીર્થંકર થનાર હોવાથી 'તીર્થંકર'

* મતિ, શ્રુત અને અવધિજ્ઞાન

કહેવાય છે. એઓ જ્યારે ગૃહવાસનો ત્યાગ કરી ચારિત્રમાર્ગ સ્વીકારે છે, અને યોગસાધનની પૂર્ણતાએ પહોંચતાં સમગ્ર કર્માવરણોનો ક્ષય થવાથી એમને જ્યારે કેવલજ્ઞાન પ્રકટ થાય છે, ત્યારે તેઓ તીર્થની સ્થાપના કરે છે 'તીર્થ' શબ્દનો અર્થ–સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચતુર્વિધ સંઘ છે. તીર્થકરના ઉપદેશના આધારે તેઓના સાક્ષાત્ મુખ્ય શિષ્યો–જેઓ 'ગણધર' કહેવાય છે–શાસ્ત્રોની રચના કરે છે, જે બાર વિભાગોમાં વિભક્ત હોય છે. એનું નામ છે–'દ્વાદશાંગી'. દ્વાદશાંગી એટલે બાર અંગોનો સમૂહ 'અંગ' એ તે પ્રત્યેક બાર વિભાગોનું–સૂત્રોનું પારિભાષિક નામ છે. 'તીર્થ' શબ્દથી આ દ્વાદશાંગી (શ્રુત) પણ લેવાય છે. આવી રીતે તેઓ તીર્થના કરનાર (ઉક્ત ચતુર્વિધ સંઘના વ્યવસ્થાપક અને 'દ્વાદશાંગી' ના પ્રયોજક) હોવાથી તીર્થંકર કહેવાય છે

ઉપર બતાવેલી વિશેષતાઓ વગરના કેવલજ્ઞાનધારી વીતરાગ પરમાત્માઓ, તીર્થંકરોના વિભાગથી જુદા પડે છે એઓને સામાન્યકેવલી કહેવામા આવે છે.

વૈદિકપરપરાનાં ધર્મશાસ્ત્રોમાં 'કૃતયુગ' આદિ ચાર યુગોથી કાલના વિભાગો પાડવામાં આવ્યા છે, તેમ, જૈન શાસ્ત્રોમા કાલના વિભાગ તરીકે છ * આરા બતાવવામાં

* જૈનશાસ્ત્રમા ઉત્સર્પિણી અને અવસર્પિણી એ નામના કાળના બે મોટા વિભાગો પાડયા છે આ ઉત્સર્પિણી અને અવસર્પિણીમા સંખ્યા ન થઈ શકે એટલા વર્ષો પસાર થઈ જાય છે. ઉત્સર્પિણી કાળ

આવ્યા છે. તીર્થંકરો ત્રીજા-ચોથા આરામાં થાય છે. જે તીર્થંકરો કે જે કેવલજ્ઞાનીઓ આયુષ્ય પૂર્ણ થતાં મોક્ષપદને પામે છે તેઓ ફરીને સંસારમાં આવતા નથી. એથી એ સમજવાનું છે કે સંસારમાં જે જે આત્માઓ તીર્થંકર બને છે, તે એક પરમાત્માના અવતારરૂપે નથી, કિન્તુ સર્વ તીર્થંકરો જુદા જુદા જ આત્માઓ છે. મુક્ત થયા પછી સંસારમાં અવતાર લેવાનું જૈનસિદ્ધાન્તને સમ્મત નથી.

નવ તત્ત્વો જૈન શાસ્ત્રોનો પ્રતિપાદ્ય વિષય છે એ ઉપર કહેવામાં આવ્યું છે. તે નવ તત્ત્વો-જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર બન્ધ, નિર્જરા અને મોક્ષ છે.

## જીવ

જીવ, બીજા પદાર્થો જેમ પ્રત્યક્ષ દેખાય છે, તેમ દેખાતો નથી; પરન્તુ સ્વાનુભવપ્રમાણથી જાણી શકાય છે. "હું સુખી છું, હું દુઃખી છું" એવી લાગણી, શરીર (પૃથ્વી વગેરે ભૂતોનું પૂતળું હોઇ) જડ છે માટે તેને હોઇ શકે નહિ.

---

રૂપ, રસ, ગન્ધ શરીર, આયુષ્ય, બલ આદિ વૈભવમાં ક્રમશઃ ચઢતો હોય છે, જ્યારે અવસર્પિણી કાળ તેમાં પડતો હોય છે. પ્રત્યેક ઉત્સર્પિણી અને અવસર્પિણીના ૭ વિભાગો પાડવામાં આવ્યા છે. એ પ્રત્યેક વિભાગને આરા (સંસ્કૃત શબ્દ 'અર') કહેવામાં આવે છે. 'ઉત્સર્પિણી' અને 'અવસર્પિણી' ને કાલચક્રનું એક એક પૈડું કલ્પીએ તો એના ૭ વિભાગને 'આરા' કહી શકાય. ઉત્સર્પિણીના ૭ આરા પૂરા થાય કે અવસર્પિણીના આરા શરૂ થાય છે. વર્તમાનમાં ભારતવર્ષ આદિ ક્ષેત્રોમાં અવસર્પિણીનો પાંચમો આરો ચાલે છે, ' 'કલિયુગ' કહી શકાય.

શરીરને આત્મા માનવામાં આવે તો 'મડદું' કહેવાતા શરીરમાં જ્ઞાનનો પ્રકાશ હોવાનું કાં ન બને? 'મડદું' કહેવાતા શરીરને સજીવન આત્મા કાં ન કહી શકાય? પણ બાબત એવી છે કે ઇચ્છા, લાગણી વગેરે ગુણો મૃતક શરીરમાં નહિ રહેવાથી એ સાબિત થાય છે કે એ ગુણોનું ઉપાદાન શરીર નથી, પણ બીજું કોઇ તત્ત્વ છે, અને એનું નામ આત્મા છે. શરીર. પૃથ્વી આદિ* ભૂતસમૂહથી બનેલું ભૌતિક છે, એટલે એ જડ છે, અને જેમ ભૌતિક ઘટ, પટ વગેરે જડ પદાર્થોમાં જ્ઞાન, ઇચ્છા આદિ ધર્મોની સત્તા નથી, તેમ ભૌતિક જડ શરીર પણ જ્ઞાન, ઇચ્છા આદિ ગુણોનો ઉપાદાનરૂપ આધાર હોઇ શકે નહિ.

શરીરમાં પાંચ ઇન્દ્રિયો છે; પરન્તુ તે ઇન્દ્રિયોને સાધન બનાવનાર આત્મા તે ઇન્દ્રિયોથી જુદો છે. કારણ કે ઇન્દ્રિયો દ્વારા આત્મા રૂપ-રસ આદિનું જ્ઞાન કરે છે-ચક્ષુથી રૂપ જુએ છે, જીભથી રસ ગ્રહણ કરે છે, નાકથી ગન્ધ લે છે, કાનથી શબ્દ સાંભળે છે અને ત્વચાથી (ચામડીથી) સ્પર્શ કરે છે. દૃષ્ટાન્ત તરીકે જેમ, ચપ્પુથી કલમ બનાવાય છે, પણ ચપ્પુ અને બનાવનાર એ બે જુદા છે, દાતરડાથી કપાય છે, પણ દાતરડું અને કાપનાર એ બે જુદા છે, દીવાથી જોવાય છે. પણ દીવો અને જોનાર એ બે જુદા છે, તેવી રીતે ઇન્દ્રિયોથી રૂપ, રસ વગેરે વિષયો ગ્રહણ કરાય છે, પણ ઇન્દ્રિયો, અને વિષયોને ગ્રહણ કરનાર એ જુદા છે. સાધકને સાધનની અપેક્ષા છે, પણ એથી સાધક અને સાધન

* પૃથ્વી, જલ, તેજ અને વાયુ.

એ બે એક હોઇ શકે નહિ ઇન્દ્રિયો આત્માને જ્ઞાન પ્રાપ્ત થવામા સાધનભૂત છે, એથી સાધનભૂત ઇન્દ્રિયો અને એમના દ્વારા જ્ઞાન મેળવનાર આત્મા એ એક હોઇ શકે નહિ એ સિવાય એ પણ યાદ રાખવુ જોઇએ કે ઇન્દ્રિયો એક નથી, કિન્તુ પાચ છે, એથી ઇન્દ્રિયોને આત્મા માનવા જતા એક શરીરમા પાચ આત્માઓ થઇ પડે, જે અઘટિત છે

બીજી રીતે જોઇએ તો, જે માણુમની ચક્ષુ ચાલી ગઇ હોય છે, તેને પણ ચક્ષુની હયાતીમા પૂર્વે દેખેલા પદાર્થો યાદ આવે છે-સ્મૃતિમા ઉપસ્થિત થાય છે ઇન્દ્રિયોને આત્મા માનીએ તો આ વાત નહિ બને ઇન્દ્રિયોથી આત્માને અલા યદો માનીએ ત્યારે જ આ હકીકત બની શકે કારણ કે ચક્ષુથી દેખાયલી વસ્તુઓનુ સ્મરણ, ચક્ષુના અભાવે ન ચક્ષુથી થઇ શકે તેમ છે, ન બીજી ઇન્દ્રિયોથી થઇ શકે તેમ છે બીજી ઇન્દ્રિયોથી સ્મરણ નહિ થવામા કારણ એ છે કે એક માણસે દેખેલી વસ્તુને જેમ બીજો (નહિ દેખનાર) માણમ સ્મરણ કરી શકતો નથી, તેવી રીતે ચક્ષુથી દેખાયેલા પદાર્થોનુ બીજી ઇન્દ્રિયોથી સ્મરણ થઇ શકે નહિ એકને થયેલો 'અનુભવ બીજાને સ્મરણરૂપ થઇ શકે જ નહિ એ તદ્દન સુગમ હકીકત છે ત્યારે ચક્ષુથી દેખાયેલી વસ્તુઓને ચક્ષુના ચાલ્યા ગયા પછી સ્મરણ કરનાર જે શક્તિ છે તે ચૈતન્ય-સ્વરૂપ આત્મા છે આત્માએ ચક્ષુદ્વારા જે વસ્તુઓ પૂર્વે પ્રત્યક્ષ કરી હતી, તે વસ્તુઓને, ચક્ષુની ગેરહાજરીમા પણ પૂર્વ અનુભવથી સ્થાપિત થયેલા સસ્કારના ઉદ્બોધનબળે ' સ્મરણ કરી શકે છે આવી રીતે અનુભવ અને

સ્મરણુના એકણીજાના [ જે અનુભવે તે જ સ્મરે એવા પ્રકારના ] ઘનિષ્ઠ સમ્બન્ધને લીધે પણ સ્વતન્ત્ર ચૈતન્યસ્વરૂપ આત્મા સિદ્ધ થાય છે. "હું અમુક વસ્તુને જોઇને પછી અડયો, પછી એને મેં સુંઘી અને ચાખી" આવો અનુભવ દરેક મનુષ્યને થયા કરે છે. આ અનુભવ ઉપર વિચારદૃષ્ટિ ફેંકવાથી ચોખ્ખી રીતે જણાઇ આવે છે કે તે વસ્તુને જોનાર, અડનાર, સુંઘનાર અને ચાખનાર જુદા નથી, કિન્તુ એક જ છે. એ એક કોણુ? તે ચક્ષુ હોઇ શકે નહિ, કારણ કે તેનું કામ ફક્ત જોવાનું છે, સ્પર્શ વગેરે કરવાનું નથી; તે, સ્પર્શન ઇન્દ્રિય [ ત્વચા ] પણ હોઇ શકે નહિ, કારણ કે તેનું કામ ફક્ત સ્પર્શવાનું છે, જોવા વગેરેનું નથી; તે જ પ્રમાણે તે, નાક કે જીભ પણ હોઇ શકે નહિ, કેમકે નાકનું કામ ફક્ત સુંઘવાનું અને જીભનું કામ ફક્ત ચાખવાનું છે આ હકીકતથી એ નિઃશંક સિદ્ધ થાય છે કે એ વસ્તુને જોનાર, સ્પર્શનાર, સુંઘનાર અને ચાખનાર જે એ એક છે તે, ઇન્દ્રિયોથી જુદો આત્મા છે.

આત્મામાં કાળો, ધોળો, પીળો વગેરે કોઇ વર્ણ નથી; એથી બીજી વસ્તુઓની જેમ તે પ્રત્યક્ષ થઇ શકતો નથી. પ્રત્યક્ષ નહિ થવાથી તે વસ્તુ નથી એમ માની શકાય નહિ. પરમાણુઓ ચર્મચક્ષુથી દેખી શકાતા નથી, છતાં અનુમાન પ્રમાણુથી બરાબર તેનો સ્વીકાર કરાય છે. સ્થૂલ કાર્યની ઉત્પત્તિ માટે સૂક્ષ્મ-પરમસૂક્ષ્મ અણુઓ હોવાની સાબિતી અનુમાન પ્રમાણુ ઉપર ટકેલી છે આત્માના સમ્બન્ધમાં પણ સમજવાનું છે કે, જગતની અન્દર કોઇ સુખી તો કોઇ દુઃખી,

કોઇ વિદ્વાન્ તો કોઇ મૂર્ખ, કોઇ રાજા તો કોઇ રંક, કોઇ શેઠ તો કોઇ નોકર, આવી રીતની અનન્ત વિચિત્રતાઓ અનુભવાય છે આ વિલક્ષણતાઓ કારણ વગર સંભવે નહિ, એ અનુભવમાં ઊતરી શકે તેમ છે. હજાર પ્રયત્નો કરવા છતા બુદ્ધિમાન્ મનુષ્યને પણ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થતી નથી, જ્યારે બીજા મનુષ્યને વગર પ્રયાસે અભીષ્ટ લાભ મળી જાય છે, આવી અનેકાનેક ઘટનાઓ આપણી નજર આગળ બન્યા કરે છે એક જ સ્ત્રીની કુક્ષિમાંથી સાથે ઉત્પન્ન થયેલ જોડલામાંના બન્ને પ્રાણીઓ સરખા ન નીવડતાં તેમની જીવનચર્યા એક-બીજાથી બહુ જ તફાવતવાળી પસાર થાય છે. આ બધી વિચિત્રતાઓનું કારણ શું ? આ ઘટનાઓ અનિયમિત હોય એમ બની શકે નહિ, કોઇ નિયામક-પ્રયોજક હોવો જોઇએ. આ ઉપરથી તત્ત્વજ્ઞાની મહાત્માઓ કર્મની સત્તા સાબિત કરે છે; અને કર્મની સત્તાના આધારે આત્મા સ્વતઃ સિદ્ધ થાય છે. કારણ કે આત્માને સુખ-દુઃખ આપનાર કર્મપુંજ આત્માની સાથે અનાદિ કાલથી સંયુક્ત છે, અને એને લીધે આત્માનું સંસારમાં પરિભ્રમણ છે કર્મ અને આત્માની ખાતરી થયેથી પરલોકની ખાતરી માટે કાંઇ બાકી રહેતું નથી. જેવાં શુભ યા અશુભ કાર્યો પ્રાણી કરે છે તેવો પરલોક [પુનર્જન્મ] તેને પ્રાપ્ત થાય છે. જેવી શુભ યા અશુભ ક્રિયા કરવામાં આવે છે તેવા પ્રકારની વાસના આત્મામાં સ્થપાય છે. આ વાસના એક વિભિન્ન પ્રકારના પરમાણુસમૂહોનો જથ્થો છે. એને જ બીજા શબ્દમાં 'કર્મ'

ામાં આવે છે. એટલી કર્મ એક

સમૂહરૂપ છે. આવી રીતનાં નવાં નવાં કર્મો આત્માની સાથે જોડાતાં રહે છે અને જૂનાં જૂનાં કર્મો ખરી પડે છે. સારી યા ખરાબ ક્રિયાથી બંધાતાં સારાં યા ખરાબ કર્મો પરલોક સુધી, અરે! અનેકાનેક જન્મો સુધી પણ આત્માની સાથે ફળ બતાવ્યા વગર સત્તામાં સંયુક્ત રહે છે; અને ફલ-વિપાકના ઉદય વખતે મીઠાં યા માઠાં ફલોનો અનુભવ આત્માને કરાવે છે. ફલ-વિપાક ભોગવવાની અવધિ હોય ત્યાં સુધી આત્મા તે ફળ અનુભવે છે અનુભવાઇ ગયા પછી તે કર્મ આત્માથી ખરી પડે છે.

ઉપર્યુક્ત યુક્તિ-પ્રમાણો દ્વારા અને "હું સુખી, હું દુઃખી" એવી-શરીરમાં નહિ, ઇન્દ્રિયોમાં નહિ, કિન્તુ હૃદયના ઉંડા પ્રદેશમાં એટલે અન્તરાત્મામાં સુસ્પષ્ટ અનુભવાતી લાગણી, જે પ્રત્યક્ષપ્રમાણરૂપ છે, તે દ્વારા પણ શરીર અને ઇન્દ્રિયોથી અલગ સ્વતન્ત્ર આત્મતત્ત્વ સાબિત થાય છે.

### સંસારમાં જીવો અનન્ત છે.

આ પ્રસંગે એક પ્રશ્ન ઉભો થવાનો સંભવ છે. સંસાર-વર્તી જીવરાશિમાંથી જીવો કર્મક્ષય કરી મુક્તિમાં ગયા છે, જાય છે અને જશે. આવી રીતે પ્રતિક્ષણ સંસારમાંથી જીવોનો ઘટાડો થતો રહે છે. આ પ્રમાણે જીવો છૂટતા રહેવાથી ભવિષ્યમાં કોઇ વખતે સંસાર જીવોથી ખાલી કાં ન થાય?

આના સમાધાનનો વિચાર કરતાં પહેલાં એ ધ્યાનમાં લેવું જોઇએ કે સંસાર, જીવોથી ખાલી થાય એ વાત કોઇ શાસ્ત્રને સમ્મત નથી; તેમ જ એ વાત આપણી વિચારદૃષ્ટિમાં

પણ નથી ઊતરતી. બીજી તરફ, મુક્તિમાંથી જીવો સંસારમાં પાછા ફરે એ વાત પણ માની શકાય તેવી નથી. કારણ કે મોક્ષ સર્વ કર્મોનો પૂર્ણ વિનાશ થવાથી મેળવાય છે એમ સહુ કોઇ માને છે; એટલે સંસારમાં જન્મ લેવડાવનાર કર્મબન્ધ કોઇ પણ પ્રકારનો જ્યારે મુક્ત જીવોને નથી, તો પછી તેઓ સંસારમાં પાછા કેમ આવી શકે? મોક્ષમાંથી પાછા ફરવાનું માનવામાં મોક્ષની મહત્તા ઉડી જાય છે. જ્યાંથી ફરી પડવાનો પ્રસંગ આવે તે મોક્ષ કહેવાય જ નહિ આ ઉપરથી એ ધ્યાનમાં રાખવાનું જરૂરી જણાય છે કે સંસાર, જીવોથી શૂન્ય થતો નથી એ અને મુક્તિમાંથી જીવો પાછા ફરતા નથી એ બન્ને સિદ્ધાન્તોને આંચ ન આવે એવા રસ્તે પ્રસ્તુત પ્રશ્નનું સમાધાન થવું જોઇએ. જેટલા જીવો મુક્તિમાં જાય છે, તેટલા જીવો સંસારમાંથી બરાબર ખૂટે છે; છતાં જીવરાશિ અનન્ત હોવાથી સંસાર જીવોથી ખાલી થઇ શકે નહિ. સંસારવર્તી જીવરાશિમાં નવા જીવોનો ઉમેરો બિલકુલ ન હોવા છતાં અને સંસારમાંથી જીવોનો નિરન્તર ઘટાડો થતો રહેવા છતાં પણ ભવિષ્યમાં કોઇ કાલે જીવોનો અન્ત ન આવે એટલા અનન્ત જીવો સમજવા જોઇએ. આ પ્રકારની 'અનન્ત' શબ્દની વ્યાખ્યા શાસ્ત્રો કરે છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ (અવિભાજ્ય) વખતને જૈન શાસ્ત્રોમાં 'સમય' કહે છે. 'સમય' એટલો સૂક્ષ્મ વખત છે કે તે સમયો એક સેકન્ડમાં કેટલા પસાર થાય છે તે આપણાથી જાણી શકાય તેમ નથી. એવા અનન્ત સમયો આખા ભૂતકાલના, વર્તમાન કાલનો ચાલુ એક સમય અને ભવિષ્યકાલના

**(આ બાજુના દશમા પેજની છેલ્લી બે લીટીઓ રદ સમજીને અને આ અગ્યારમા પેજનો પહેલો પેરિગ્રાફ [" અન્ત કેમ આવી શકે ?" ત્યા સુધીનો ] રદ સમજીને નીચે મુજબ વાંચોઃ—)**

જાણી શકાય તેમ નથી. એવા—સમગ્ર ભૂત-ભવિષ્ય કાળના સમયો અનન્તાનન્ત છે, તેમ સંસારવર્તી જીવો અનન્તાનન્ત છે, જેની સમાપ્તિ કોઇ પણ કાળે થવાનો સંભવ નથી. [ પ્રસ્તુત દૃષ્ટાન્ત જીવોની અનન્તતાનો કંઇક ખ્યાલ આવી શકે તેટલા પુરતું છે. ]

અનન્ત સમયો—એ ત્રણેનો સરવાળો થતાં જેટલા અનન્તાનન્ત સમયો થાય, તેનાથી પણ જીવો અનન્તગુણા અનન્ત છે. આ વ્યાખ્યાના આધારે ક્યારે પણ જીવરાશિની સમાપ્તિ થઇ શકે નહિ. જેટલા જેટલા દિવસો અને વર્ષો પસાર થતાં જાય છે એટલો એટલો ભવિષ્યકાલમાં ઘટાડો થતો જાય છે, પ્રતિક્ષણ ભવિષ્યકાલમાંથી ઘટાડો થતો રહે છે, છતાં પણ ભવિષ્યકાલનો અન્ત આવે, ભવિષ્યકાલના દિવસોનો અન્ત આવે, બીજા શબ્દોમાં ભવિષ્યકાળ તદ્દન ખલાસ થાય, એવી કલ્પના પણ કોઇને ઊભી થઇ શકતી નથી; તો આવી રીતના અનન્ત ભવિષ્યકાલના અનન્ત સમયો કરતાં પણ જ્યારે સંસારી જીવો અનન્તાનન્ત છે, તો (તેમાંથી ક્ષણે ક્ષણે જીવો નિકળવા છતાં) એ જીવરાશિનો અન્ત કેમ આવી શકે?

જીવના વિભાગ

સામાન્ય રીતે જીવના બે ભેદો પડે છે—સંસારી જીવો અને મુક્ત જીવો. સંસારમાં ભ્રમણ કરતા જીવો 'સંસારી' કહેવાય છે. 'સંસાર' શબ્દ 'सम्' ઉપસર્ગપૂર્વક 'सृ' ધાતુથી બનેલો છે. 'सृ' ધાતુનો અર્થ 'ગમન,' 'ભ્રમણ' થાય છે. 'सम्' ઉપસર્ગ તે જ અર્થને પુષ્ટ કરનાર છે. એટલે 'સંસાર'નો અર્થ થયો 'ભ્રમણ'. ચોરાસી લાખ જીવ-યોનિઓમાં પરિભ્રમણ કરવું તે સંસાર, અને પરિભ્રમણ કરનાર સંસારી કહેવાય. બીજી રીતે 'સંસાર' શબ્દનો અર્થ ચોરાસી લાખ જીવયોનિ પણ થઇ શકે છે આત્માની કર્મબદ્ધ અવસ્થાનું નામ પણ સંસાર છે. શરીરનું નામ પણ સંસાર છે એ રીતે સંસારને વળગેલા જીવો સંસારી

કહેવાય છે આ ઉપરથી કર્મબદ્ધ અવસ્થા એ સંસારી જીવનુ લક્ષણ ઠીક સમજી શકાય છે

સંસારી જીવોના અનેક રીતે ભેદો પડી શકે છે પરન્તુ મુખ્ય બે ભેદો છે-સ્થાવર અને ત્રસ દુ ખને દૂર કરવાની અને સુખ મેળવવાની પ્રવૃત્તિચેષ્ટા, ગતિ-ચેષ્ટા જ્યા નથી તે સ્થાવર, અને જ્યા છે તે ત્રસ પૃથ્વીકાય, જલકાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એ પાચનો સ્થાવરમા સમાવેશ છે એ પૃથ્વીકાય વગેરે પાચ એક સ્પર્શન (ચામડી)-ઇન્દ્રિયવાળા હોવાથી એકેન્દ્રિય કહેવાય છે એના બે ભેદો છે-સૂક્ષ્મ અને બાદર સૂક્ષ્મ પૃથ્વીકાય, સૂક્ષ્મ જલકાય, સૂક્ષ્મ તેજસ્કાય, સૂક્ષ્મ વાયુકાય અને સૂક્ષ્મ વનસ્પતિકાય જીવો આખા લોકમા વ્યાપી રહેલા છે એ અત્યન્ત સૂક્ષ્મ હોવાથી આપણી ચક્ષુથી જોઇ શકાતા નથી [1]બાદર (સ્થૂલ) પૃથ્વીકાય, બાદર જલકાય, બાદર તેજસ્કાય, બાદર વાયુકાય અને બાદર વનસ્પતિકાય પ્રત્યક્ષ જોવામા આવે છે ઘર્ષણ, છેદન આદિ પ્રકાર જેને લાગ્યો ન હોય એવી માટી, પત્થર વગેરે પૃથ્વી, જે જીવોના શરીરોનુ પિંડ છે તે જીવો બાદર પૃથ્વીકાય જાણવા જે જલને અગ્નિ વગેરેથી આઘાત ન થયો હોય, અથવા બીજી વસ્તુના મિશ્રણની અસર ન થઇ હોય તે જળ-કૂવા, નદી, તળાવ વગેરેના જે જીવોના શરીરોનું પિંડ છે તે બાદર જલકાય જીવો સમજવા એ પ્રમાણે દીવો, અગ્નિ, વીજળી વગેરે જે જીવોના શરીરોનુ પિંડ છે તે બાદર તેજસ્કાય જીવો છે અનુભવાતો વાયુ જે જીવોના

---

1 'બાદર' એ 'સ્થૂલ' અર્થમા જૈન શાસ્ત્રનો સાંકેતિક શબ્દ છે

શરીરોનું પિંડ છે તે બાદર વાયુકાય છે. અને વૃક્ષ, શાખા, પ્રશાખા, પત્ર, ફૂલ, ફલ, કાંદા વગેરે બાદર *વનસ્પતિકાય છે.

પૂર્વોક્ત સચેતન પૃથ્વીને છેદન-ભેદન વગેરે આઘાત લાગવાથી તેમાંના જીવો તેમાંથી ચ્યુત થાય છે અને એથી એ પૃથ્વી અચેતન (અચિત્ત) થાય છે. એવી રીતે પાણીને ગરમ કરવાથી અથવા એમાં સાકર વગેરે પદાર્થોનું મિશ્રણ કરવાથી તે પાણી અચેતન થાય છે. એ પ્રમાણે વનસ્પતિ પણ અચેતન થાય છે.

બે ઇન્દ્રિયો-ત્વચા અને જીભ-જેઓને હોય, તે દ્વીન્દ્રિય કહેવાય છે. કૃમિ, પોરા, જળો, અળસિયાં વગેરેનો દ્વીન્દ્રિયમાં સમાવેશ છે. જૂ, માંકડ, મંકોડા, ધીમેલ વગેરે, ત્વચા, જીભ અને નાક એ ત્રણ ઇન્દ્રિયોવાળા હોવાથી ત્રીન્દ્રિય કહેવાય છે. ત્વચા, જીભ, નાક અને આંખ એ ચાર ઇન્દ્રિયોવાળા માંખી, ડાંસ, તીડ, વીંછી, ભમરા વગેરે

---

* વનસ્પતિ વગેરેમાં જીવો હોવાનું પ્રસિદ્ધ વિજ્ઞાનવિશારદ જગદીશચન્દ્ર મહાશયે વિજ્ઞાનપ્રયોગથી જગતની આગળ સિદ્ધ કરી બતાવ્યું છે

અહીં પ્રસંગતઃ એ નોંધવું ઉપયોગી છે કે તમામ પોલાણ સૂક્ષ્મ જીવોથી ભર્યું છે એમ વર્તમાન વૈજ્ઞાનિકોનો મત છે, જે જૈન દર્શનના મન્તવ્યને અનુસરતી વાત છે. વૈજ્ઞાનિકોની એ પણ શોધ છે કે સૌથી નાનું પ્રાણી થેકસસ નામનું છે. આ જન્તુઓ એક સોયના અગ્રભાગ પર એક લાખ જેટલા પણ ખુશાલીથી બેસી શકે છે. આવાં નિરૂપણ સૂક્ષ્મ જીવોનું વર્ણન આપતા જૈન શાસ્ત્રના લાભપરનાં ગણાય.

ચતુરિન્દ્રિય કહેવાય છે ત્વચા, જીભ, નાક, આંખ અને કાન એ પાચ ઇન્દ્રિયોવાળા પંચેન્દ્રિય કહેવાય છે. પંચેન્દ્રિયના ચાર ભેદો છે–મનુષ્યો તથા પશુ–પક્ષી, મચ્છ, સાપ, નોળીયા વગેરે તિર્યંચો, સ્વર્ગમા રહેતા દેવતાઓ અને નરકમા રહેતા નારકો

× 'ત્રસ'માં આ દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોનો સમાવેશ થાય છે

એ રીતે સ્થાવર અને ત્રસમાં સમસ્ત સંસારી જીવો સમાઇ જાય છે. હવે રહ્યા મુક્ત જીવો તેઓ મોક્ષતત્ત્વના પ્રકરણમાં વર્ણવાશે

---

× 'સ્થાવર' અને 'ત્રસ' એ બે ભેદોમાં 'સ્થાવર'નો અર્થ સ્થિતિશીલ અને 'ત્રસ'નો અર્થ હેતુપૂર્વક ગતિ કરનાર થાય છે સૂક્ષ્મ એકેન્દ્રિય જીવ પણ હેતુપૂર્વક ગતિ કરતો હોય છે, માટે તે 'ત્રસ'માં ગણાય છે પૃથ્વી, જલ અને વનસ્પતિ એ ત્રણ સ્થાવર (સ્થિતિમાન્) હોવાથી 'સ્થાવર' કહેવાય છે, અને એ જ પ્રમાણે તેજસ્કાય તથા વાયુકાય જીવો યદ્યપિ ગતિમત્તા ધરાવે છે, તથાપિ તેમની ગતિમત્તા હેતુપૂર્વક નથી, કિન્તુ તેમની કાયાનું એ જાતનું સ્વાભાવિક વલણ છે, માટે તેમને 'ત્રસ'માં ન ગણતાં 'સ્થાવર'મા ગણ્યા છે. છતાં તેમની સ્વાભાવિક ગતિની અપેક્ષાએ તેમને 'ત્રસ'મા પણ ગણનારી પરંપરા છે પણ એ અપેક્ષાએ તેમને 'ત્રસ'મા ગણવા છતાંય ખરી રીતે તેઓ 'સ્થાવર' ગણાય છે. કેમકે દુ:ખને છોડી દેવાની અને સુખ મેળવવાની પ્રવૃત્તિ જ્યાં સ્પષ્ટ દેખાય ત્યાં 'ત્રસ' નામકર્મનો ઉદય મનાય છે અને ન દેખાય ત્યાં 'સ્થાવર' નામકર્મનો ઉદય મનાય છે.

# અજીવ

ચૈતન્યરહિત-જડ પદાર્થોને અજીવ કહેવામાં આવે છે. અજીવના જૈનશાસ્ત્રોમાં પાંચ ભેદો પાડવામાં આવ્યા છે– ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને કાલ.

આ સ્થળે ધર્મ અને અધર્મ એ બે પદાર્થો પુણ્ય-પાપ-રૂપ સમજવાના નથી, કિન્તુ એ નામના બે પદાર્થો જુદા જ છે. એ પદાર્થો આખા લોકમાં આકાશની પેઠે વ્યાપક અને અરૂપી છે. આ બે પદાર્થોનો ઉલ્લેખ કોઇ પણ જૈનેતર દર્શનમાં નથી, પણ જૈન શાસ્ત્રોમાં એ વિષેનું પ્રતિપાદન છે. જેમ આકાશને અવકાશ દેનાર તરીકે સર્વ વિદ્વાનો કબૂલ રાખે છે, તેમ આ બે પદાર્થો પણ જૈન શાસ્ત્રોમાં સહેતુક માનવામાં આવ્યા છે.

ધર્મ

ગમન કરતા પ્રાણિઓ અને ગતિ કરતી જડ વસ્તુઓને સહાયતા કરનાર 'ધર્મ' પદાર્થ છે. પાણીમાં ફરતાં માછલાંને મદદ કરનાર જેમ પાણી છે, તેમ જડ પદાર્થો અને જીવોની ગતિ થવામાં સહાયભૂત તરીકે 'ધર્મ' નામક પદાર્થ માનવામાં આવે છે. અવકાશ મેળવવામાં આકાશને સહાયભૂત માનવામાં આવે છે, તેમ ગતિ કરવામાં સહાયભૂત તરીકે 'ધર્મ' પદાર્થ માનવામાં આવે છે.

અધર્મ

'અધર્મ' પદાર્થનો ઉપયોગ, સ્થિતિ કરતા જીવો જડ પદાર્થોને સહાયક થવું એ છે. ગતિ કરવામાં સહા

જેમ 'ધર્મ' પદાર્થ માનવો પડે, તેમ સ્થિતિ થવામાં સહાયક તરીકે 'અધર્મ' પદાર્થ માનવો પડે.

હાલવું-ચાલવું અને સ્થિત થવું એમાં સ્વતન્ત્ર કર્ત્તા તો જીવ અને જડ પદાર્થો પોતે જ છે, પોતાના જ વ્યાપારથી તેઓ હાલે-ચાલે છે અને સ્થિત થાય છે, પરન્તુ એમાં મદદગાર તરીકે કોઇ અન્ય શક્તિની અપેક્ષા હોવી જોઇએ એમ માનવા સુધી તો વર્તમાન વૈજ્ઞાનિકો પણ આવ્યા છે, જ્યારે જૈનશાસ્ત્રકારોએ એ સમ્બન્ધમાં 'ધર્મ' અને 'અધર્મ' એવા બે પદાર્થો હોવાનું જણાવ્યું છે.

આકાશ

આકાશ પદાર્થ પ્રસિદ્ધ છે. દિશાનો પણ આકાશમાં જ સમાવેશ થાય છે. લોકસમ્બન્ધી આકાશને લોકાકાશ અને અલોકસમ્બન્ધી આકાશને અલોકાકાશ કહેવામાં આવે છે. આ લોક અને અલોકનો વિભાગ પડવામાં ખાસ કારણ કોઇ હોય તો ઉપર બતાવેલ 'ધર્મ' અને 'અધર્મ' પદાર્થો છે. ઉંચે, નીચે અને આજુબાજુએ જ્યાં સુધી 'ધર્મ' અને 'અધર્મ' પદાર્થો સ્થિત છે, ત્યાં સુધીની હદને 'લોક' સંજ્ઞા આપી છે, અને લોકની બહારનો પ્રદેશ 'અલોક' કહેવાય છે આ બે પદાર્થોના સહયોગથી જ લોકમાં જીવાજીવ પદાર્થોની ક્રિયા થઇ રહી છે. અલોકમાં આ બે પદાર્થો નહિ હોવાથી ત્યાં એક પણ અણુ અથવા એક પણ જીવ નથી લોકમાંથી કોઇ અણુ કે કોઇ જીવ અલોકમાં જઇ શકતો નથી, કેમકે અલોકમાં 'ધર્મ' અને 'અધર્મ' પદાર્થો નથી. ત્યારે અલોકમાં શું છે? કાંઇ નથી. એ કેવલ આકાશરૂપ

છે. જે આકાશમાંના કોઇ પણ પ્રદેશમાં પરમાણુ, જીવ કે કોઇ પણ ચીજ નથી એવું શુદ્ધ માત્ર આકાશ એ અલોક છે.

ઉપર કહ્યા પ્રમાણે 'ધર્મ,' 'અધર્મ' પદાર્થ દ્વારા લોક અને અલોકનો વિભાગ સિદ્ધ થવામાં એક પ્રમાણ સમજી શકાય તેવું છે. તે એ છે કે સર્વ કર્મોનો ક્ષય થતાં જ મુક્ત બનેલ આત્મા ઉંચે ગતિ કરે છે એમ જૈન શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે. એ વિષે તુંબડીનું ઉદાહરણ અપાય છે. જેમ પાણીમાં રહેલી માટીના લેપવાળી તુંબડી, તેના ઉપરની સઘળી માટી નિકળી જવાથી એકદમ પાણી ઉપર આવી જાય છે, તે પ્રમાણે આત્મા ઉપરનો કર્મરૂપ સઘળો મેલ દૂર થતાંજ વિદેહ મુક્ત બનેલ આત્મા સ્વતઃ–સ્વભાવતઃ ઊર્ધ્વ ગતિ કરે છે–ઉપર જાય છે; પરન્તુ તે ઊર્ધ્વ ગતિ કયાં સુધી થતી રહે, કયાં જઇ અટકે, એ ખાસ વિચારવાનું આવી પડે છે. આ વિચારનો નિવેડો 'ધર્મ' અને 'અધર્મ' પદાર્થ દ્વારા લોક અને અલોકનો વિભાગ માન્યા સિવાય કોઇ રીતે થઇ શકે તેમ નથી. આ વિભાગને માન્ય રાખીએ તો એ પ્રશ્ન ઉકેલાઇ જાય છે. કેમકે ત્યારે ખુલાસો કરી શકાય છે કે ગતિ થવામાં સહાયક 'ધર્મ' પદાર્થ ઉંચે જ્યાં સુધી છે, ત્યાં સુધીના લોકના અગ્ર ભાગે કર્મરહિત થયેલ આત્મા પહોંચી અટકી જાય છે, ત્યાં તેની ગતિ અટકી જાય છે અને ત્યાં જ તે અવસ્થિત થાય છે, ત્યાંથી આગળ અલોકમાં 'ધર્મ' પદાર્થના અભાવે તેની ગતિ થઇ શકતી નથી. જો 'ધર્મ'–'અધર્મ' પદાર્થો ન હોય અને તેથી થતો લોક–અલોકનો વિભાગ ન હોય તો કર્મરહિત મુક્ત બનેલ

આત્મા ઉંચે જતો કયાં અટકશે-કયાં અવસ્થિત થશે એ ઊભી થતી ગુંચવણુ મટે તેવી નથી.

પુદ્ગલ.

પરમાણુથી લઇ સ્થૂલ–અતિસ્થૂલ–મહાસ્થૂલ તમામ રૂપી પદાર્થોને 'પુદ્ગલ' સંજ્ઞા આપી છે. 'પૂર્' અને 'ગલ્' એ બે ધાતુઓના સંયોગથી 'પુદ્ગલ' શબ્દ બન્યો છે 'પૂર્'નો અર્થ પૂરવું, પુરાવું અર્થાત્ મળવું, અને 'ગલ્'નો અર્થ ગળવું અર્થાત્ ખરી પડવું–જુદું પડવું એવો થાય છે. આ હકીકત આપણા શરીરમાં અને બીજી દરેક વસ્તુઓમાં પ્રત્યક્ષ અનુભવાય છે. અર્થાત અણુ-સંધાતરૂપ નાના-મોટા દરેક પદાર્થમાં પરમાણુઓનો વધારો-ઘટાડો થયા કરે છે. પરમાણુના સંશ્લેષ–વિશ્લેષ દરેક મૂર્ત્ત વસ્તુમાં થયા કરે છે. એકલા પરમાણુને પણ બીજા સાથે મળવાનું કે તેનાથી અલગ પડવાનું થવાથી 'પુદ્ગલ' સંજ્ઞા અર્થયુક્ત ઘટી શકે છે.

કાલ.

કાલ દરેકના જાણવામાં છે. નવી વસ્તુ પુરાણી થાય છે, પુરાણી વસ્તુ જીર્ણ થાય છે, જીર્ણ ખતમ થાય છે. બાલ તરુણ થાય છે, તરુણ વૃદ્ધ થાય છે, વૃદ્ધ પંચત્વને પ્રાપ્ત થાય છે. ભવિષ્યમાં થનારી વસ્તુ વર્તમાન થાય છે અને વર્તમાન વસ્તુ ભૂતકાલના પ્રવાહમાં પ્રવાહિત થાય છે. આ બધી કાળની ગતિ છે. નવાં નવાં રૂપાન્તર, ભિન્ન–ભિન્ન પરિવર્ત્તન, જુદા જુદા પરિણામ કાળને આભારી છે.

પ્રદેશ

ઉપર બતાવેલા ધર્મ, અધર્મ, આકાશ અને પુદ્ગલ એ ચાર અજીવ પદાર્થો અને આત્મા એ અનેકપ્રદેશવાળા છે. પ્રદેશ એટલે પરમ સૂક્ષ્મ (છેલ્લામાં છેલ્લો અવિભાજ્ય) અંશ. ઘટ, પટ આદિ પદાર્થોના સૂક્ષ્મ અંશો પરમાણુ છે, એ તો સહુ કોઇ સમજે છે, અને એ પરમાણુઓ જ્યાં સુધી સાથે લાગેલા હોય–અવયવી સાથે સમ્બદ્ધ હોય, ત્યાં સુધી તેનો 'પ્રદેશ' નામથી વ્યવહાર થાય છે, અને અવયવીથી છુટા પડયા પછી તે 'પરમાણુ' નામથી વ્યવહૃત થાય છે; પરન્તુ ધર્મ, અધર્મ, આકાશ અને આત્મા એ ચાર અરૂપી પદાર્થોના પ્રદેશો તો વિલક્ષણ પ્રકારના છે. એ પ્રદેશો પરસ્પર અત્યન્ત ઘનરૂપ પૂર્ણએકતાવાહી છે. ઘડાના પ્રદેશો–સૂક્ષ્મ અંશો ઘડાથી જુદા પડે છે, તેમ ધર્મ, અધર્મ, આકાશ અને આત્માના પ્રદેશો એક–બીજાથી જુદા પડી શકે જ નહિ એ એકદ્રવ્યાત્મક અખંડ અંકયરૂપ છે.

અસ્તિકાય.

આત્મા, ધર્મ અને અધર્મ એ ત્રણના *અસંખ્યાત પ્રદેશો છે. આકાશ અનન્તપ્રદેશવાળું છે. લોકસમ્બન્ધી આકાશ અસંખ્યાતપ્રદેશવાળું અને અલોકસમ્બંધી આકાશ અનન્તપ્રદેશવાળું છે. પુદ્ગલના સંખ્યાત, અસંખ્યાત અને અનન્ત પ્રદેશો હોય છે. આવી રીતે પ્રદેશસમૂહાત્મક હોવાથી

---

* જેની સંખ્યા ન થઇ શકે તે અસંખ્યાત. આવો સામાન્ય અર્થ સમજવા ઉપરાંત જૈન શાસ્ત્રમાં બતાવેલ વિશેષ અર્થ સમજવાનો રહે છે.

એ પાંચ 'અસ્તિકાય' કહેવાય છે. 'અસ્તિકાય' શબ્દનો અર્થ 'અસ્તિ' એટલે પ્રદેશ અને 'કાય' એટલે સમૂહ, અર્થાત્ પ્રદેશસમૂહાત્મક એવો થાય છે. ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને જીવની સાથે 'અસ્તિકાય' શબ્દ જોડીને 'ધર્માસ્તિકાય' 'અધર્માસ્તિકાય' 'આકાશાસ્તિકાય' 'પુદ્ગલાસ્તિકાય' 'જીવાસ્તિકાય' એ પ્રમાણે પણ એ દ્રવ્યોનો નામનિર્દેશ થાય છે.

કાલને 'અસ્તિકાય' કહેવાય નહિ. કેમકે ગયો સમય નષ્ટ થયો અને ભવિષ્ય સમય અત્યારે અસત્ છે, ત્યારે ચાલુ સમય એટલે વર્ત્તમાન ક્ષણ એ જ સદ્ભૂત કાલ છે. મુહૂર્ત્ત, દિવસ, રાત્રિ, મહીના, વર્ષ એ બધા જે કાલના વિભાગો પાડયા છે તે અસદ્ભૂત ક્ષણોને બુદ્ધિમાં એકત્રિત કરીને પાડવામાં આવ્યા છે. માટે કાળ એક ક્ષણ માત્ર હોઇ તેને પ્રદેશસમૂહસૂચક 'અસ્તિકાય' શબ્દ લાગુ પડી શકે નહિ.

ઉપર બતાવેલા પાંચ અસ્તિકાયો અને કાલ એ જૈન-દર્શનસમ્મત ષટ્ (૭) દ્રવ્યો છે.

## પુણ્ય–પાપ

સારાં કર્મો 'પુણ્ય' અને ખરાબ કર્મો 'પાપ' કહેવાય છે. આરોગ્ય, સમ્પત્તિ, રૂપ, કીર્તિ, સુકુટુંબ–પરિવાર, દીર્ઘ આયુષ્ય વગેરે સુખનાં સાધનો જે કર્મોથી પ્રાપ્ત થાય છે તે શુભ કર્મોને 'પુણ્ય' કહેવામાં આવે છે. અને એથી વિપરીત–દુ:ખની સામગ્રી જોડી આપનાર-કર્મ 'પાપ' કહેવાય છે

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર, અન્તરાય એ આઠ પ્રકારનાં કર્મ આગળ કહેવાશે તેમાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અન્તરાય એ ચાર કર્મ અશુભ હોવાથી પાપકર્મ છે કારણ કે જ્ઞાનાવરણ જ્ઞાનશક્તિને દબાવનાર છે, દર્શનાવરણ દર્શનશક્તિને રુંધનાર છે, મોહનીય કર્મ મોહ ઉપજાવનાર છે, અર્થાત્ આ કર્મ સંયમમાં તથા તત્ત્વશ્રદ્ધાનમાં બાધા નાંખનાર છે, અને અન્તરાય કર્મ ઇષ્ટ સાધનમાં વિઘ્ન નાંખનાર છે. આ ચાર કર્મો સિવાય શુભ અને અશુભ એ બે પ્રકારના નામકર્મની અન્દરની અશુભ પ્રકૃતિઓ, આયુષ્ય કર્મમાં નારક-આયુષ્ય, ગોત્ર કર્મમાંની નીચગોત્ર પ્રકૃતિ અને વેદનીય કર્મમાંનો અસાતવેદનીય પ્રકાર—એટલા કર્મભેદો અશુભ હોવાથી પાપકર્મ છે વેદનીયકર્મનો સાતવેદનીય ભેદ, શુભ નામની પ્રકૃતિઓ, ઉંચુ ગોત્ર અને દેવ–આયુષ્ય, મનુષ્ય-આયુષ્ય તથા તિર્યંચ–આયુષ્ય એટલાં કર્મો પુણ્યકર્મ છે.

## આસ્રવ

આત્માની સાથે કર્મનો સમ્બન્ધ થવાનાં કારણોને 'આસ્રવ' નામ આપ્યું છે જે વ્યાપારોથી–જે પ્રવૃત્તિઓથી કર્મનાં પુદ્ગલો ખેંચાય અને આત્માની સાથે સમ્બન્ધિત થઇ કર્મરૂપે બને તે વ્યાપારો–તે પ્રવૃત્તિઓ 'આસ્રવ' કહેવાય છે. જે અધ્યવસાયથી કર્મપ્રવાહ આત્મામાં દાખલ થાય તે 'આસ્રવ'. આત્મા કર્મથી બંધાય એવું કામ તે આસ્રવ. મન, વચન અને શરીરના વ્યાપારો શુભ હોય તો

શુભ કર્મ અને અશુભ હોય તો અશુભ કર્મ બંધાય છે, માટે મન, વચન અને શરીરના વ્યાપારો એ આસ્રવ છે. મનનો વ્યાપાર દુષ્ટ ચિન્તન કે સારું ચિન્તન; વચનનો વ્યાપાર દુષ્ટ ભાષણ અથવા સારું ભાષણ; શરીરનો વ્યાપાર હિંસા, જૂઠ, ચોરી વગેરે દુરાચરણ, અથવા જીવદયા, ઇશ્વરપૂજન, દાન વગેરે શુભ આચરણ છે.

પુણ્ય કર્મ યા પાપ કર્મ બંધાવામાં મુખ્ય પ્રયોજક મનોવ્યાપાર છે, જ્યારે વાણીવ્યાપાર તથા શારીરિક પ્રવૃત્તિ મનોયોગને સહકાર યા પુષ્ટિ આપનાર તરીકે કર્મબન્ધનના તુ છે.

મનોયોગ, વચનયોગ અને શરીરયોગરૂપ આસ્રવથી બંધાતાં કર્મોને અટકાવનાર આત્માના નિર્મલ પરિણામને–

## સંવર

કહેવામાં આવે છે. 'સંવર' શબ્દ सम् પૂર્વક वृ ધાતુથી બનેલો છે. 'सम्' પૂર્વક 'वृ' ધાતુનો અર્થ રોકવું–અટકાવવું થાય છે. કર્મ બંધાતું અટકે તે 'સંવર' સમજવો. જે ઉજ્જવળ આત્મપરિણામથી કર્મ બંધાતું અટકે તે ઉજ્જવળ પરિણામ 'સંવર' છે. આમ 'અટકવું' અને જેનાથી અટકે તે બન્ને 'સંવર' કહેવાય. આત્મદશા જેમ જેમ ઉન્નત થતી જાય છે, તેમ તેમ કર્મબન્ધ કમ થતા જાય છે. આસ્રવનિરોધ જેમ જેમ વધતો જાય, તેમ તેમ ગુણસ્થાન–ભૂમિ ઉંચી ઉંચી પ્રાપ્ત થતી જાય છે.

# બન્ધ

કર્મનો આત્માની સાથે દૂધ અને પાણીની પેઠે સમ્બન્ધ થવો એનું નામ બન્ધ છે. 'કર્મ' ક્યાંય લેવા જવાં પડતાં નથી, તે જાતનાં પુદ્ગલ–દ્રવ્યો આખા લોકમાં ઠાંસી ઠાંસીને ભરેલાં છે, જેને 'કર્મ–વર્ગણા' એવું નામ જૈનશાસ્ત્રકારો આપે છે. આ દ્રવ્યો મોહરૂપ (રાગદ્વેષરૂપ) ચિકાસને લીધે આત્માને વળગે છે.

અહીં એ પ્રશ્ન ઉભો થઇ શકે છે કે શુદ્ધ આત્માને મોહની અથવા રાગદ્વેષની ચિકાસ લાગવી કેમ જોઇએ? આના સમાધાનમાં સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરવાની જરૂર છે. આત્માને રાગદ્વેષની ચિકાસ અમુક વખતે લાગી એમ તો કહી શકાય નહિ. કારણ કે એમ કહેવામાં, જે વખતે આત્માને રાગદ્વેષની ચિકાસ લાગી તે પહેલાં આત્મા શુદ્ધ-રૂપવાળો ઠરે છે; અને શુદ્ધસ્વરૂપવાળા આત્માને રાગદ્વેષનો પરિણામ થવાનું કાંઇ કારણ નથી શુદ્ધસ્વરૂપી આત્માને રાગદ્વેષના પરિણામનો આરમ્ભ થવાનું માનવામાં આવે, તો મુક્તિદશાને પામેલા આત્માઓ–પૂર્ણ શુદ્ધ આત્માઓને પણ ફરી રાગદ્વેષનો પરિણામ ઉત્પન્ન થવાનું કાં નહિ બને? પહેલાં કયારેક ભૂતકાલમાં આત્મા પૂર્ણ શુદ્ધ હતો અને પછીથી એને રાગદ્વેષનો પ્રાદુર્ભાવ થયો, એમ માનવા જતાં, ભવિષ્યકાલમાં મુક્ત અવસ્થાની શુદ્ધ સ્થિતિએ પહોંચ્યા પછી ફરી પણ રાગદ્વેષનો પ્રાદુર્ભાવ થવાની ઉભી થતી આપત્તિ શી રીતે હઠાવી શકાશે? આ ઉપરથી એ

સિદ્ધ થાય છે કે આત્માનો રાગદ્વેષનો પરિણામ અમુક વખતથી ઉત્પન્ન થયેલ નથી, કિન્તુ તે અનાદિ છે.

સુવર્ણ માટીની સાથે જેમ અનાદિકાલથી મળેલું છે અને એથી એનો ઉજ્જવળ ચાકચિકય–સ્વભાવ ઢંકાયલો છે, તે પ્રમાણે આત્માનું પણ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ અનાદિસંયુક્ત કર્મપ્રવાહના આવરણથી ઢંકાયેલું છે. મલિન દર્પણને ઉટકવાથી, માંજવાથી તે ઉજ્જવળ થાય છે અને ઝગમગે છે, તેમ આત્મા ઉપરનો કર્મ–મેલ ધોવાઇ જવાથી–દૂર થવાથી આત્મા ઉજ્જવળ બને છે અને પોતાના વિશુદ્ધ સ્વરૂપમાં પ્રકાશમાન થાય છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે, ‘આત્મા પહેલો અને પછી કર્મનો સમ્બન્ધ’ એમ માનવું બની શકતું નથી. ‘કર્મ પહેલું અને આત્મા પછી’ એમ તો બોલાય જ નહિ એ ખુલ્લું છે. કારણ કે એમ કહેવામાં આત્મા ઉત્પન્ન થનારો અને અતએવ વિનાશી ઠરે છે. એ સિવાય, આત્માના અભાવે ‘કર્મ’ વસ્તુ જ ઘટતી નથી. આ રીતે એ બન્ને પક્ષો જ્યારે ઘટી શકતા નથી, ત્યારે “આત્મા અને કર્મ એ બન્ને હમેશાંથી સાથે છે–અનાદિ સમ્બન્ધ ધરાવે છે” એ ત્રીજો પક્ષ અર્થાત્ સિદ્ધ થાય છે.

જૈન શાસ્ત્રમાં કર્મના મુખ્ય આઠ પ્રકારો બતાવ્યા છે–જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અન્તરાય. આત્મા અસલ સ્વરૂપે પરમજ્યોતિઃસ્વરૂપ, શુદ્ધ સચ્ચિદાનન્દમય છે, પરન્તુ પૂર્વોક્ત કર્મોના આવરણથી

એનું મૂળ સ્વરૂપ આચ્છાદિત છે. એથી એનું સંસારમાં પરિભ્રમણ છે અને ભવચક્રની અનેકાનેક વિડમ્બનાઓ એને વળગેલી છે.

હવે આઠ કર્મોને ટૂંકમાં જોઇ જઇએ.

**જ્ઞાનાવરણ કર્મ** આત્માની જ્ઞાનશક્તિને દબાવનાર છે. જેમ જેમ આ કર્મનું જોર વધે છે, તેમ તેમ તે, જ્ઞાનશક્તિને વધારે આચ્છાદિત કરે છે. બુદ્ધિનો અધિકાધિક વિકાસ થવાનું પ્રધાન કારણ, આ કર્મનું શિથિલ થતું જવું એ છે આ કર્મનો સંપૂર્ણ ક્ષય થતાં 'કેવલજ્ઞાન' (પૂર્ણ પ્રત્યક્ષજ્ઞાન) પ્રકટ થાય છે.

**દર્શનાવરણ કર્મ** દર્શનશક્તિને દબાવનાર છે. જ્ઞાન અને દર્શનમાં વધુ અન્તર નથી. પ્રારંભમાં થનાર સામાન્ય આકારના જ્ઞાનને 'દર્શન' નામ આપ્યું છે. જેવી રીતે, કોઇ માણસને દૂરથી જોતાં એનું સામાન્ય પ્રકારનું જે ભાન થાય છે, તે દર્શન છે; અને પછી એનો વિશેષ પ્રકારે બોધ થવો એ જ્ઞાન છે. નિદ્રા આવવી, આંધળાપણું, બહેરાપણું વગેરે આ કર્મનાં ફળ છે.

**વેદનીય** કર્મનું કાર્ય સુખ-દુઃખનો અનુભવ કરાવવાનું છે. સુખનો અનુભવ કરાવનારને સાતવેદનીય કર્મ અને દુઃખનો અનુભવ કરાવનારને અસાતવેદનીય કર્મ કહેવામાં આવે છે.

**મોહનીય કર્મ** મોહ ઉપજાવનાર છે. સ્રી ઉપર મોહ, પુત્ર ઉપર મોહ, મિત્ર ઉપર મોહ, સારી સારી લાગતી ચીજો ઉપર મોહ, એ બધું મોહનીય કર્મનું પરિણામ છે. મોહમાં

અન્ધ બનેલાઓને કર્ત્તવ્ય કે અકર્ત્તવ્યનું ભાન રહેતું નથી. દારુ પીધેલ માણુસ જેમ વસ્તુને વસ્તુસ્થિતિએ સમજી શકતો નથી, તેમ મોહની ગાઢ અવસ્થામાં મુકાયેલો પ્રાણી તત્ત્વને તત્ત્વદૃષ્ટિએ સમજી શકતો નથી, અને અજ્ઞાનમાં તેમજ ખોટી સમજમાં ગોથાં માર્યા કરે છે. મોહની અપાર લીલા છે. તેનાં ચિત્ર-વિચિત્ર અનન્ત ઉદાહરણો સંસારમાં સર્વત્ર દૃશ્યમાન છે. આઠે કર્મોમાં આ કર્મ આત્મસ્વરૂપની ખરાબી કરવામાં આગેવાનીભર્યો ભાગ ભજવે છે. આ કર્મના બે ભેદો છે-તત્ત્વદૃષ્ટિને આવરનારું 'દર્શનમોહનીય' અને ચારિત્રને અટકાવનારું 'ચારિત્રમોહનીય.'

**આયુષ્યકર્મના** ચાર ભેદો છે-દેવતાનું આયુષ્ય, મનુષ્યનું આયુષ્ય, તિર્યંચનું આયુષ્ય અને નરકનું આયુષ્ય. જેમ પગમાં બેડી હોય ત્યાં સુધી માણુસ બન્ધનમાંથી છૂટી શકતો નથી, તેવી રીતે મનુષ્ય, તિર્યંચ, દેવતા અને નારક એ ચારે ગતિઓના જીવો આયુષ્ય પૂરું ન થાય ત્યાં સુધી ત્યાંથી છૂટી શકતા નથી.

**નામકર્મના** અનેક ભેદ-પ્રભેદો છે. પરન્તુ ટૂંકમાં સારું યા ખરાબ શરીર, જાતિ અને ગતિ, સારું યા ખરાબ રૂપ, સૌભાગ્ય યા દૌર્ભાગ્ય, સુસ્વર યા દુઃસ્વર, યશ યા અપયશ વગેરે અનેક બાબતો આ કર્મ ઉપર આધાર રાખે છે. જેમ ચિતારો ભિન્ન ભિન્ન જાતનાં ચિત્રો બનાવે છે, તેમ પ્રાણીઓના વિવિધ દેહાકારો, રૂપાકારો, રચનાકારોનું [illegible] રનાર આ કર્મ છે.

ગોત્રકર્મના બે ભેદો છે-ઉચ્ચગોત્ર અને નીચગોત્ર. પ્રશસ્ત કે ગર્હિત સ્થાનમાં એટલે કે સંસ્કારી કે અસંસ્કારી કુટુંબમાં જન્મ થવો એ આ કર્મનું પરિણામ છે.

અન્તરાયકર્મનું કામ વિઘ્ન નાખવાનું છે. સગવડ હોય અને ધર્મનો જાણકાર હોય, છતાં દાન ન આપી શકે એ આ કર્મનું ફલ છે વૈરાગ્ય કે ત્યાગવૃત્તિ ન હોવા છતા ધનનો ભોગોપભોગ માણસ ન કરી શકે એ આ કર્મનો પ્રભાવ છે બહુ પ્રકારના બુદ્ધિપૂર્વક પ્રયાસો કરવા છતા વ્યાપાર-ધંધામાં ફતેહમંદ ન થવાય અથવા નુકસાન ઉઠાવવું પડે એ આ કર્મનું કામ છે શરીર પુષ્ટ હોવા છતા ઉદ્યમશીલ ન થવાય એ આ કર્મનું પરિણામ છે

કર્મસમ્બન્ધી ટૂંક હકીકત કહેવાઇ ગઇ જેવા પ્રકારના અધ્યવસાય હોય, કર્મ તેવા પ્રકારનુ ચીકણું બંધાય છે, અને ફળ પણ તેવું ભોગવવું પડે છે કર્મના બન્ધન સમયે તેની સ્થિતિ, અર્થાત્ કર્મવિપાક કેટલા વખત સુધી ભોગવવો જોઇએ એ કાળનો નિયમ પણ બંધાઇ જાય છે કર્મ બંધાયા પછી તરત જ ઉદયમાં આવે, એમ સમજવાનુ નથી જેમ બીજ વાવ્યા પછી તરત પાક થતો નથી, તેમ કર્મ બંધાયા પછી અમુક વખત પસાર થયા બાદ તે ઉદયમાં આવે છે ઉદયમાં આવ્યા પછી કર્મ ક્યાં સુધી ભોગવવું જોઇએ એનો નિયમ નથી કારણ કે પૂર્વે (કર્મબન્ધના વખતે) બંધાયલા સ્થિતિકાળમાં પણ આત્મપરિણામ પ્રમાણે ફેરફાર થઇ જાય છે.

કર્મનું બંધાવું એક રીતનું હોતું નથી. કોઇ કર્મ ગાઢ બંધાય છે, જ્યારે કોઇ કર્મ અતિગાઢ, કોઇ મધ્યમ પ્રકારનું તો કોઇ શિથિલ, અતિશિથિલ બંધાય છે. જે કર્મ અત્યન્ત ગાઢ બંધાય છે. તેને જૈન શાસ્ત્રો 'નિકાચિત' એવું નામ આપે છે. આ કર્મ પ્રાયઃ અવસ્ય ભોગવવું પડે છે. બાકીનાં કર્મો ભાવના અને સાધનાના પર્યાપ્ત બળથી ભોગવ્યા વગર પણ છુટી શકે છે.

'આસ્રવ' અને એનાથી ઉત્પન્ન થતા 'બન્ધ'ની બાબતમાં જરા વધુ સ્પષ્ટ વિચારી લઇએ.

પુદ્ગલની 'વર્ગણાઓ' (જથ્થાઓ) અનેક છે, તેમાંની જે 'વર્ગણા' કર્મરૂપ પરિણામને પામવાની યોગ્યતા ધરાવતી હોય છે તેને જ જીવ ગ્રહણ કરી પોતાના સઘળા પ્રદેશો સાથે વિશિષ્ટ રીતે જોડી દે છે; અર્થાત્ જીવ સ્વભાવે અમૂર્ત્ત છતાં અનાદિકાળથી કર્મસમ્બન્ધવાળો હોવાથી મૂર્ત જેવો થઇ જવાને લીધે મૂર્ત્ત કર્મપુદ્ગલોનું ગ્રહણ કરે છે. મન–વચન–કાયના વ્યાપાર, જેને 'આસ્રવ' કહેવામાં આવે છે તેનાથી કર્મ–પુદ્ગલો ખેંચાઇ–જેમ ભીના ચામડા ઉપર હવાથી પડેલી રજ એની સાથે ચોટી જાય છે તેમ– કષાયના કારણે આત્મા સાથે જડાઇ જાય છે–આત્મા સાથે ક્ષીરનીરવત્ મળી જાય છે એને (એવા ઘનિષ્ઠ સમ્બન્ધને) "બન્ધ" કહેવામાં આવે છે કર્મ-પુદ્ગલો જીવદ્વારા ગ્રહણ થઇ કર્મરૂપે પરિણામ પામે છે એનો અર્થ એ છે કે તે વખતે તેમાં ચાર અંશોનું નિર્માણ થાય છે. તે જ અંશો બન્ધના પ્રકારો છે. તે પ્રકારો પ્રકૃતિ, સ્થિતિ, અનુભાવ અને પ્રદેશ.

કર્મરૂપે પરિણામ પામતા કર્મ-પુદ્ગલોમાં પ્રકૃતિ એટલે સ્વભાવ બંધાવો એ પ્રકૃતિ-બન્ધ છે જેમકે જ્ઞાનને આવરવાનો સ્વભાવ, સુખ-દુઃખને અનુભવાવવાનો સ્વભાવ વગેરે. આ પ્રમાણે, પ્રાણી ઉપર થતી અસખ્ય અસરોને ઊપજાવનાર સ્વભાવ પણ અસંખ્ય છતાં ટૂંકમાં વર્ગીકરણ કરી તે બધાને આઠ ભાગમાં વ્હેંચી નાંખવામા આવ્યા છે, અને એ જ કારણથી કર્મની સખ્યા આઠ ગણાવવામાં આવી છે જેમકે જ્ઞાનને આવરવાનો સ્વભાવ ધરાવનાર કર્મ-પુદ્ગલ તે 'જ્ઞાનાવરણ' કર્મ; સુખ-દુઃખને અનુભવાવવાનો સ્વભાવ ધરાવનાર કર્મ-પુદ્ગલ તે 'વેદનીય' કર્મ. ઉપર કહ્યું તેમ, પ્રકૃતિ અર્થાત્ સ્વભાવ બંધાવા સાથે જ, એનું ફળ જીવને ક્યાં સુધી ભોગવાવવું એની કાલ-મર્યાદા પણ બધાઇ જાય છે આ કાલ-મર્યાદાનું નિર્માણ તે સ્થિતિ-બન્ધ પ્રકૃતિના બન્ધ અર્થાત્ સ્વભાવના નિર્માણ સાથે જ તેમા તીવ્ર કે અતિ-તીવ્ર, મન્દ કે મધ્યમ પ્રકારે ફળ ચખાડવાની શક્તિ પણ નિર્મિત થઇ જાય છે આ પ્રકારની શક્તિ કે વિશેષતા જે બંધાય છે તે અનુભાવ-બન્ધ. જીવથી ગ્રહણ કરાઇ ભિન્ન-ભિન્ન સ્વભાવમા પરિણામ પામતા કર્મપુદ્ગલસમૂહ સ્વભાવદીઠ અમુક પરિમાણમા વ્હેચાઇ જાય છે તે પરિમાણ-વિભાગ એ પ્રદેશ-બન્ધ બન્ધના આ ચાર પ્રકારોમા પ્રકૃતિ-બન્ધ અને પ્રદેશબન્ધ યોગને (મન-વચન-કાયના વ્યાપારને) આભારી છે, કેમકે અકષાયી આત્માને પણ તેના કેવળ 'યોગ'ને જ કારણે કર્મ બંધાય છે, પણ તે ક્ષણિક હોય છે બાકીના સ્થિતિબન્ધ અને અનુભાવબન્ધ એ કષાયને આભારી

છે. કેમકે કષાયની તીવ્રતા કે મન્દતાના આધાર પર જ સ્થિતિબન્ધ અને અનુભાવબન્ધની અધિકતા કે અલ્પતા અવલંબિત છે.

વિગતથી વિચારતાં કર્મબન્ધના હેતુઓ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ છે. આત્માની અશ્રદ્ધા અથવા આત્મભાવનાનો અભાવ એ 'મિથ્યાત્વ' છે. હિંસા આદિ દોષોથી ન વિરમવું અને ભોગોમાં આસક્તિ તે 'અવિરતિ' 'પ્રમાદ' એટલે આત્માનું વિસ્મરણ, અર્થાત્ કુશલ કાર્યોમાં આદર ન રાખવો તે; કર્તવ્ય-અકર્તવ્યની સ્મૃતિમાં સાવધાન ન થવું તે. ક્રોધ, લોભ આદિ વિકારો તે 'કષાય.' મન-વચન-કાયની પ્રવૃત્તિ તે 'યોગ.'

જેમ, તળાવમાં નાળાં આદિનાં દ્વારોથી પાણી વહેતું આવે છે, અને તે દ્વારો બંધ કરી દેવાથી પાણી આવતું બંધ થઇ જાય છે; અથવા યાનપાત્ર (વહાણ)માં છિદ્રો દ્વારા પાણી અન્દર પેસે છે, અને તે છિદ્રો પૂરી દેવાથી પાણી અન્દર પેસતું બંધ થઇ જાય છે; એ પ્રમાણે 'યોગ' (મન-વચન-કાયના વ્યાપાર) વગેરે માર્ગોથી-આસ્રવ-દ્વારોથી કર્મ-દ્રવ્ય ખેંચાઇ આત્મામાં ભરાય છે. પણ એ માર્ગો (કર્મપ્રવેશના માર્ગો)જો બંધ કરી દેવાય તો કર્મ-દ્રવ્ય આવતું બંધ થઇ જાય છે. જેમ કપડા વગેરેને રજ લાગે એવા બારી-બારણાંના માર્ગ જો બંધ કરી દેવાય તો એને રજ લાગતી નથી, તેમ 'યોગ' રૂપ (આસ્રવ) દ્વાર જ્યારે બંધ થઇ જાય છે, ત્યારે આત્માને કર્મ-દ્રવ્ય બુદલ લાગતું નથી. આ સ્થિતિ જીવન્મુક્તના નિર્વાણસમયના છેલ્લા

ક્ષણે પ્રાપ્ત થનારી છે. નિર્વાણ થવા પહેલાં શરીરના સમ્બન્ધે મન-વચન-કાયના યોગો વિદ્યમાન હોવાથી 'યોગ' રૂપ આસ્રવ દ્વારા એને (જીવન્મુક્તને) અને અકષાયી આત્માને કિંચિત્ કર્મ-દ્રવ્ય લાગે છે, પણ તે કષાય-પ્રમાદરહિત કેવલ 'યોગ'થી આકૃષ્ટ હોવાથી લાગતાંની સાથે જ ક્ષણ માત્રમાં જ ખરી પડે છે-બિલ્કુલ સૂકી લાકડી પર રજ પડે અને તરત જ ખરી પડે તેમ. પરન્તુ મન-વચન-કાયના યોગો કષાય આદિથી દૂષિત હોય તો કર્મ-દ્રવ્ય આત્મા સાથે ચોંટી જાય છે. આ કર્મબન્ધહેતુઓનો નિરોધ એના વિરોધી ગુણોથી સધાય છે. જેમકે, 'મિથ્યાત્વ' સમ્યગ્દર્શનથી, અર્થાત્ આત્માની સાચી જ્ઞાનદૃષ્ટિથી; 'અવિરતિ' વિરતિથી, અર્થાત્ પાપાચરણથી વિરત થવાથી; 'પ્રમાદ' અપ્રમત્તભાવથી, અર્થાત્ કર્તવ્યસાધનમાં જાગરૂકપણાથી; ક્રોધ-માન-માયા-લોભ એ 'કષાયો' અનુક્રમે ક્ષમા-મૃદુતા-ઋજુતા-સન્તુષ્ટિથી; અને મન-વચન-કાયના વ્યાપારરૂપ 'યોગો' મન-વચન-કાયના સંયમસંસ્કારથી આ રીતે કર્મબન્ધના હેતુઓને ખાળવા એ 'સંવર' છે. અને બંધાયલાં કર્મોનો નાશ થવો એનું નામ છે:—

## નિર્જરા

આ નિર્જરા બે રીતે થાય છે. એક નિર્જરા ઉચ્ચ આશયથી કરાતા તપથી કર્મનો જે ક્ષય થાય છે તે છે અને બીજી, કર્મ ભોગવાઇ જઇ ખરી પડે એ છે. પહેલી નિર્જરા

સકામનિર્જરા કહેવાય છે, જ્યારે બીજી અકામનિર્જરા છે. વૃક્ષનાં ફળ જેમ વૃક્ષ ઉપર સ્વતઃ સમય પર પાકે છે, અને ઉપાયથી પણ શીઘ્ર તેને પકવવામા આવે છે, એ પ્રમાણે કર્મ સમય ઉપર સ્વતઃ પાકી જઇ, ભોગવાઇ જઇ ખરી પડે છે, અને તપ–સાધનના બળથી પણ કર્મને પકવી ક્ષીણ કરવામાં આવે છે.

આત્મા પોતાના તપસાધનના બળથી પોતાનાં બંધાયેલાં કર્મોને ખંખેરી નાંખે તો એ ખરી પડે છે, નહિ તો, પોતાની મેળે–મુદ્દત પૂરી થતાં–પોતાનાં ફળ બતાવી, અર્થાત્ ભોગવાઇ જઇ ખરી પડવુ એ એનો સ્વભાવ છે જ. પરન્તુ એ ભોગવવામાં જો અશાન્તિ, દુર્ધ્યાન થાય તો એનાથી ફરી કર્મ બંધાય છે આમ અનન્ત પરંપરા ચાલ્યા કરે છે કર્મનુ ફળ શાન્તિથી સહન કરી લેવાય અને, ફરી કર્મબન્ધના પાશ બંધાવા ન પામે એવા શમભાવ અને સમભાવથી પોતાની જીવનયાત્રા રખાય, ત્યારે [એવી આધ્યાત્મિકતા વિકસતી જાય ત્યારે] સર્વ કર્મોથી અને સર્વ દુઃખોથી મુક્ત એવી મોક્ષ–અવસ્થા પ્રાપ્ત કરી શકાય છે.

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અન્તરાય એ ચાર 'ઘાતિકર્મ' કહેવાય છે કારણ કે તે આત્માના કેવલજ્ઞાન આદિ નિજસ્વરૂપ મુખ્ય ગુણોને હણનાર (આવરનાર) છે. આ ચાર ઘાતિ કર્મોનો ક્ષય થવાથી કેવલજ્ઞાન પ્રકટ થાય છે આ જ્ઞાન પ્રકટ થતાં આત્મા પૂર્ણદ્રષ્ટા પૂર્ણ જ્ઞાની બને છે. પછી એ આયુષ્ય પૂર્ણ થવાના સમય ઉપર, અવશિષ્ટ

ચાર કર્મો, જે 'અઘાતી'[1] અથવા 'ભવોપગ્રાહી'[2] કહેવાય છે, તેમને ક્ષીણ કરે છે, અને તત્ક્ષણાત્ સીધુ ઊર્ધ્વગમન કરતો ક્ષણમાત્રમા લોકના અગ્રભાગ ઉપર અવસ્થિત થાય છે આ અવસ્થાને કહે છે—

# મોક્ષ

બન્ધહેતુઓના અભાવથી અને નિર્જરાથી કર્મનો આત્યન્તિક ક્ષય થવો એ મોક્ષ છે મોક્ષ એટલે સર્વ કર્મોનો ક્ષય સર્વ કર્મોનો ક્ષય થતા ઊર્ધ્વગમન થવુ એ આત્માનો સ્વભાવ છે, અને એ વિષે તુંબડીનુ ઉદાહરણ પહેલા અપાઇ ગયુ છે ઊર્ધ્વગમન કરતો આત્મા લોકના અગ્રભાગે પહોચી અટકી જાય છે અને ત્યા જ અવસ્થિત થાય છે ત્યાંથી આગળ ગમન કરી શકતો નથી, કારણ કે પહેલા કહેવાઇ ગયુ છે તેમ, લોકના અગ્રભાગથી આગળ ગતિ કરવામા સહાયભૂત 'ધર્માસ્તિકાય' પદાર્થ નથી અને એનામા ગુરુત્વ તથા કોઇ રોગણ ન હોવાથી ત્યાથી પાછો નીચે કે તિરછો તો જાય જ નહિ

ઉપર્યુક્ત મુક્ત અવસ્થામા સર્વ કર્મોની ઉપાધિઓ છુટી જવાને લીધે શરીર, ઇન્દ્રિય અને મનનો સર્વથા અભાવ થવાથી જે સુખ નિર્બન્ધન નિરુપાધિ મુક્ત આત્માઓ અનુભવે છે, તે અનિર્વાચ્ય, અનુપમેય છે તે સ્વભાવસિદ્ધ પરમ સુખની આગળ સમગ્ર ત્રિલોકીનો વૈષયિક આનન્દ

---

૧ ઘાતીથી વિપરીત અઘાતી ૨ ભવ એટલે સસાર અથવા શરીર તેને ટકાવી ગ્રહનાર એ 'ભવોપગ્રાહી' શબ્દનો અર્થ છે.

નથી. અને એ શાન્તિ પણ કેટલા વખતની? ક્ષણવારમા એ ઊડી જાય છે, અને પાછો અશાન્તિનો વટોળ ચડી આવે છે એ થોડી શાન્તિ પણ કંઇ નક્કર નથી હોતી., પોલી અને ગ્લાનિયુક્ત હોય છે દુનિયામાં રાગ–દ્વેષની ગડમથલ અને કામ–ક્રોધનો ખળાપો કંઇ ઓછાં છે? રોગ–શોકનાં આક્રમણો કંઇ થોડા છે? આ બધી સ્થિતિ શું સુખરૂપ છે? શાન્તિ કે તૃપ્તિની માત્રા કરતા અશાન્તિ કે અતૃપ્તિની માત્રા કેટલીયે ગણી વધારે નથી?

જેને ખુજલી આવતી હોય, તેને જ ખણવામા કઇંક આનન્દ ભાસે છે, બીજાને તે તરફ રુચિ થાય જ શાની? એ પ્રમાણે જેઓને મોહવાસનાઓ વળગેલી છે તેઓને જ મોહ–ચેષ્ટાઓ મજાની લાગે, બીજાઓને (વિરક્ત કે મુક્ત આ માઓને) તે મજાની લાગે જ શાની? વૈષયિક મોહવૃત્તિ ખરેખર ખુજલી જેવી શરૂઆતમા કાઇંક આનન્દ દેખાડનાર, પણ પાછળથી પરિતાપ પેદા કરનાર બને છે મોહ-રૂપી ખુજલી જેમની બિલકુલ શાન્ત થઇ ગઇ છે એવા મુક્ત પરમાત્માઓ પોતાના નિર્મલ ચિત્–રૂપમાં સદાનન્દિત છે આ પ્રકારનુ (આત્મજીવનની પૂર્ણ નિર્મલ દશાનુ) જે સુખ તે જ પરમાર્થ સુખ છે આવા પરમશુદ્ધ પરમજ્યોતિ, પરમાનન્દ પરમાત્માઓને માટે શુદ્ધ, બુદ્ધ, સિદ્ધ, નિરંજન, પરબ્રહ્મ વગેરે નામો શાસ્ત્રકારોએ યોજ્યા છે

મોક્ષની પ્રાપ્તિ મનુષ્યશરીરદ્વારા જ થાય છે દેવો સ્વર્ગીય સ્વભાવ મુજબ વિરતિરહિત હોવાથી દેવગતિમાંથી

કંઇ હિસાબમા નથી ઘણાઓ શંકા કરે છે કે મોક્ષમા શરીર નથી, વાડી-લાડી-ગાડી નથી, તો ત્યા સુખ શુ હોઇ શકે? પરન્તુ કેમ ભૂલાય છે કે આત્માની હેરાનગતિ એક માત્ર વિષયવાસનાને આભારી છે? વિષયવાસનાનો સન્તાપ એ જ સંસારનો સન્તાપ છે માલ-મિષ્ટાન્ન ઉડાવવામાં જે મજા પડે છે, તેનુ કારણ માત્ર ભૂખની પીડા છે પેટ ભરાઇ ગયેલુ હોય તો અમૃતસમાન ભોજન પણ ગમતુ નથી ટાઢની પીડા દૂર કરવા જે વસ્ત્રો પહેરવામા આવે છે, તે જ વસ્ત્રો ગરમીના તાપ વખતે પહેરવા ગમતા નથી બહુ બેસવાવાળાને ચાલવાનુ મન થાય છે અને બહુ ચાલવાવાળાને બેસવાનુ, આરામ લેવાનુ મન થાય છે કામભોગ શરૂઆતમા જેવા અનુકૂલ ભાસે છે, અન્તમા તેવો જ પ્રતિકૂલ લાગે છે આ બધી સંસારની સ્થિતિ કેવી છે? જે, સુખના સાધનો સમન્તય છે તે માત્ર ક્ષણિક શાન્તિ સિવાય શુ સુખ ઉત્પન્ન કરનારા છે? પાકેલુ ગુમડુ જ્યારે ફૂટી જાય છે, ત્યારે 'હા . શ' કરીને જે સુખ અનુભવાય છે, તે યથાર્થમા સુખ છે? નહિ માત્ર તે વેદનાની શાન્તિ છે જો તે સાચુ સુખ હોય, તો જેને ગુમડુ થયુ નથી. તેને તેવો અનુભવ કેમ નથી થતો? વાસ્તવમા, વિષયાનુષંગમા જે સુખ જણાય છે તે વેદનાની શાન્તિ+ સિવાય બીજુ કંઇ

---

+ तृषा शुष्यत्यास्ये पिबति सलिलं स्वादु सुरभि
क्षुधार्तः सन् शालीन् कवलयति शाकादिवलितान् ।
प्रदीप्ते कामाग्नौ सुदृढतरमाश्लिष्यति वधूं
प्रतीकारो व्याधेः सुखमिति विपर्यस्यति जनः ॥

(મહાત્મા ભર્તૃહરિ)

નથી અને એ શાન્તિ પણ કેટલા વખતની? ક્ષણવારમા એ ઊડી જાય છે, અને પાછો અશાન્તિનો વટોળ ચડી આવે છે એ થોડી શાન્તિ પણ કઇ નક્કર નથી હોતી, પોલી અને ગ્લાનિયુક્ત હોય છે દુનિયામા રાગ-દ્વેષની ગડમથલ અને કામ-ક્રોધનો ખળાપો કઇ ઓછા છે? રોગ-શોકના આક્રમણો કઇ થોડા છે? આ બધી સ્થિતિ શુ સુખરૂપ છે? શાન્તિ કે તૃપ્તિની માત્રા કરતા અશાન્તિ કે અતૃપ્તિની માત્રા કેટલીયે ગણી વધારે નથી?

જેને ખુજલી આવતી હોય, તેને જ ખણવામા કઇક આનન્દ ભાસે છે, બીજાને તે તરફ રુચિ થાય જ શાની? એ પ્રમાણે જેઓને મોહવાસનાઓ વળગેલી છે તેઓને જ મોહ-ચેષ્ટાઓ મજાની લાગે, બીજાઓને (વિરક્ત કે મુક્ત આત્માઓને) તે મજાની લાગે જ શાની? વૈષયિક મોહવૃત્તિ ખરેખર ખુજલી જેવી શરૂઆતમા કાઇક આનન્દ દેખાડનાર, પણ પાછળથી પરિતાપ પેદા કરનાર બને છે મોહ રૂપી ખુજલી જેમની બિલકુલ શાન્ત થઇ ગઇ છે એવા મુક્ત પરમાત્માઓ પોતાના નિર્મલ ચિત્-રૂપમા સદાનન્દિત છે આ પ્રકારનુ (આત્મજીવનની પૂર્ણ નિર્મલ દશાનુ) જે સુખ તે જ પરમાર્થ સુખ છે આવા પરમશુદ્ધ પરમજ્યોતિ, પરમાનન્દ પરમાત્માઓને માટે શુદ્ધ, બુદ્ધ, સિદ્ધ, નિરંજન, પરબ્રહ્મ વગેરે નામો શાસ્ત્રકારોએ યોજ્યા છ

મોક્ષની પ્રાપ્તિ મનુષ્યશરીરદ્વારા જ થાય છે દેવો સ્વર્ગીય સ્વભાવ મુજબ વિરતિરહિત હોવાથી દેવગતિમાથી

મુક્તિ પામી શકતા નથી. મોક્ષને યોગ્ય તે ભવ્ય અભવ્ય દશાવાળા મોક્ષને યોગ્ય નથી

ઈશ્વર

જૈન શાસ્ત્ર મુજબ ઇશ્વરનુ લક્ષણ છે "परिक्षीणसकलकर्मा ईश्वरः," અર્થાત્ જેના સમસ્ત કર્મોનો નિર્મૂલ ક્ષય થયો છે એ ઇશ્વર છે. ઇશ્વર પૂર્વે બતાવેલી મુક્તિ-અવસ્થાને પહોંચેલા પરમાત્માઓથી જુદા પ્રકારનો નથી, કિન્તુ ઇશ્વરત્વનું લક્ષણ અને મુક્તિનું લક્ષણ એક જ છે. મુક્તિને પામવું એ જ ઇશ્વરત્વનું લક્ષણ છે

જૈનશાસ્ત્રો કહે છે કે મોક્ષપ્રાપ્તિનાં કારણો-સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રનો અભ્યાસ વધતાં વધતાં જ્યારે પૂર્ણ સ્થિતિ ઉપર આવે છે, ત્યારે આવરણ-બન્ધો સર્વથા છુટી જાય છે અને આત્માનું જ્ઞાન આદિ સકલ સ્વરૂપ પૂર્ણ પ્રકાશિત થાય છે. આ સ્થિતિએ પહોંચવું એ જ ઇશ્વરત્વ છે.* જે આત્મા પોતાના સ્વરૂપવિકાસના અભ્યાસમાં આગળ વધે, પરમાત્મસ્થિતિએ પહોંચવાનો યથાવત્ પ્રયત્ન કરે તે બરાબર ઇશ્વર થઇ શકે છે એમ જૈન શાસ્ત્રનો

* સામાન્ય કેવલજ્ઞાનીઓના કરતાં તીર્થંકરો પુણ્યપ્રકૃતિઓના મહત્તર પ્રભાવને લીધે અને ધર્મના એક મહાન્ પ્રભાવશાલી પ્રકાશક તરીકેની દૃષ્ટિએ બહુ ઉચ્ચ કોટી પર છે. પરન્તુ આત્મવિકાસ એ બન્નેનો એક સરખો છે. નિરાવરણદશાસમ્ભૂત જ્ઞાનપૂર્ણતા યા પરમાત્મજ્યોતિ એ બન્ને પ્રકારના કેવલીઓમાં પૂર્ણ સમાન હોવાથી એ બન્ને (તીર્થંકર અને સામાન્ય કેવલી) પરમાત્મા છે.

સિદ્ધાન્ત છે ઇશ્વર વ્યક્તિ એક જ છે એવો જૈન સિદ્ધાન્ત નથી એમ છતા પરમાત્મસ્થિતિએ પહોચેલા સર્વ સિદ્ધો એકસરખા નિરાકાર હોઇ, દીપજ્યોતિની જેમ પરસ્પર મળી જવાથી સમષ્ટિરૂપે, સમુચ્ચયરૂપે તે બધાનો 'એક' શબ્દથી કથચિત્ વ્યવહાર થઇ શકે છે જુદી જુદી નદીઓ કે જુદા જુદા કુવાઓનુ ભેગુ કરેલુ પાણી જેમ પરસ્પર એકમેક થઇ જાય છે અને એમા કશો ભિન્નભાવ જણાતો નથી, તેમ જ એકરૂપે એનો વ્યવહાર થાય છે. તે પ્રમાણે પ્રકૃતમા પણ જુદા જુદા જલની પેઠે ભળેલા સિદ્ધો વિષે 'એક ઇશ્વર' કે 'એક ભગવાન્' એવો વ્યવહાર થવો અસગત કે અઘટિત નથી

મોક્ષનુ શાશ્વતત્વ

અહી એક આશકા થાય, અને તે એ કે 'જે વસ્તુની ઉત્પત્તિ થાય છે તે વસ્તુનો નાશ થાય છે' એ નિયમ-અનુસાર મોક્ષ પણ ઉત્પન્ન થતો હોવાથી તેનો પણ અન્ત આવવો જોઇએ, અને અતએવ મોક્ષ શાશ્વત થઇ શકે નહિ

આના સમાધાનમા જાણવુ જોઇએ કે મોક્ષ કોઇ ઉત્પન્ન થનારી વસ્તુ નથી માત્ર કર્મ-બન્ધથી છુટા થવુ યા આત્માથી કર્મો ખરી જવા એ જ આત્માનો મોક્ષ છે આથી આત્મામા કોઇ નવીન વસ્તુનો ઉત્પાદ થતો નથી કે જેથી તેનો અન્ત આવવાની કલ્પના ઉભી થઇ શકે જેમ વાદળા ખસી જવાથી જ ઝળહળતો સૂર્ય પ્રકાશમાન થાય છે,

તેમ કર્મનાં આવરણો ખસી જવાથી આત્માના સકલ ગુણો પ્રકાશમાન થાય છે, અથવા એમ કહો કે આત્મા પોતાના મૂલ જ્યોતિર્મય ચિત્સ્વરૂપે પૂર્ણ પ્રકાશમાન થાય છે. આનું નામ જ મોક્ષ છે. કહો, આમાં શું ઉત્પન્ન થયું ?

સર્વથા નિર્મલ થયેલ મુક્ત આત્માને પુનઃ કર્મનો સમ્બન્ધ થતો નથી, અને એથી એનું સંસારમાં પુનરવતરણ થતું નથી. કહ્યું છે–

"दग्धे बीजे यथाऽत्यन्तं प्रादुर्भवति नाङ्कुरः।
कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः" ॥

( તત્ત્વાર્થાધિગમ-શાસ્ત્ર, મહર્ષિ ઉમાસ્વાતિ )

એટલેકે, જેમ બીજ અત્યન્ત બળી જવા પછી અંકુરો ઉત્પન્ન થતો નથી, તેમ કર્મરૂપી બીજ સર્વથા બળી ગયા પછી સંસારરૂપી અંકુરો ઉત્પન્ન થતો નથી.

સંસારનો સમ્બન્ધ કર્મસમ્બન્ધને અધીન છે અને કર્મનો સમ્બન્ધ રાગદ્વેષની ચિકાસને અધીન છે. જેઓ પૂર્ણ નિર્મલ થયા છે–કર્મલેપથી સર્વથા રહિત થયા છે, તેઓને રાગ-દ્વેષની ચિકાસ હોય જ શાની? અને અતએવ તેમને કર્મનો પુનઃ સમ્બન્ધ થવાની કલ્પના પણ શી ? અને એથી જ સંસાર-ચક્રમાં તેમનું પુનરવતરણ અસંભવિત છે.

### સર્વ કર્મોનો ક્ષય થઇ શકે છે.

આ સ્થળે એક એવો પ્રશ્ન થાય છે કે આત્માની સાથે કર્મનો સંયોગ જ્યારે અનાદિ છે, તો અનાદિ કર્મનો નાશ કેમ થઇ શકે ? કારણ કે અનાદિ વસ્તુનો નાશ થતો

નથી એવો નિયમ છે આ પ્રશ્નના સમાધાનમાં સમજવાનું એ છે કે, આત્માની સાથે નવાં નવાં કર્મો બંધાતાં જાય છે અને જૂનાં જૂનાં ખરી પડે છે, એટલે આ સ્થિતિમાં કોઇ પણ કર્મપુદ્ગલ–વ્યક્તિ આત્માની સાથે અનાદિ સંયુક્ત નથી, કિન્તુ જુદા જુદા કર્મના સંયોગનો પ્રવાહ અનાદિ-કાલથી વહેતો આવે છે. સંસારી આત્માની સાથે હમેશાંથી ભિન્ન ભિન્ન કર્મપુદ્ગલોના સંયોગ થતા રહેવાથી કર્મબન્ધનો પ્રવાહ અનાદિ છે છતાં દરેક કર્મપુદ્ગલ–વ્યક્તિનો સંયોગ આદિમાન્ છે કર્મ બંધાયું, એટલે એ કર્મબન્ધ આદિમાન્ થયો અને આદિમાન્ થયો એટલે એ કર્મ ગમે ત્યારે પણ જીવથી ખસવાનું જ. અતએવ કોઇ કર્મપુદ્ગલ–વ્યક્તિ આત્માની સાથે શાશ્વતપણે સંયુક્ત રહેતી નથી તો પછી શુક્લધ્યાનના પૂર્ણ બળે નવાં કર્મ બંધાતાં અટકવા સાથે જૂનાં કર્મ ખરી પડે એમ બનવું શક્ય નથી? આમ સર્વ કર્મોનો સમૂલ ક્ષય થઇ શકે છે

એ સિવાય સંસારના મનુષ્યો તરફ દૃષ્ટિ કરતાં જોવા–જાણવામાં આવે છે કે કોઇ માણસના રાગ-દ્વેષ અધિક પ્રમાણમાં હોય છે, જ્યારે કોઇના ઓછા પ્રમાણમાં હોય છે. એટલું જ નહિ, એક જ માણસમાં પણ રાગ–દ્વેષનો ઉપચય-અપચય થાય છે. આવી રીતની રાગ–દ્વેષની વધઘટ હેતુ વગર ઘટી શકે નહિ એ સમજી શકાય છે, અને એથી માની શકાય છે કે વધઘટવાળી ચીજ જે હેતુથી ઘટતી હોય, તે હેતુનું પૂર્ણ બળ મળતાં તેનો પૂર્ણ નાશ જ થાય. જેમકે, પોષ મહીનાની પ્રબલ ઠંડી બાદ સૂર્યના મન્દ મન્દ તાપથી

ઘટતી ઘટતી વધુ તાપ પડતાં બિલકુલ ઉડી જાય છે, તે પ્રમાણે, વધઘટવાળા રાગદ્વેષ દોષો જે કારણથી ઓછા થાય છે, તે કારણ પૂર્ણરૂપમાં જો સિદ્ધ થાય, તો તે દોષો સમૂલ નષ્ટ થાય એમાં શું વાંધા જેવું છે? રાગ-દ્વેષ શુભ ભાવનાઓના બળથી ઘટે છે, અને એ જ શુભ ભાવનાઓ જ્યારે વધારે પ્રબલ બને છે અને આત્મા શ્રેષ્ઠ સમાધિયોગ પર પહોંચે છે, ત્યારે રાગ-દ્વેષનો પૂર્ણ ક્ષય થાય છે. આમ રાગ-દ્વેષનો ક્ષય થતાં નિરાવરણ દશા આત્માને પ્રાપ્ત થાય છે. આ દશાની પ્રાપ્તિ થતાં જ કેવલજ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે. કેમકે રાગ-દ્વેષનો ક્ષય થતાં જ જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અન્તરાય એ ત્રણે કર્મોનો ક્ષય થઇ જાય છે. આખો સંસારરૂપ મહેલ માત્ર એ જ થાંભલા ઉપર ટકી રહ્યો છે, અને તે રાગ તથા દ્વેષ છે. મોહનીય કર્મનું (મોહનું) સર્વસ્વ રાગ અને દ્વેષ છે તાલ વૃક્ષના શિર ઉપર સોય ભોંકી દેવાથી જેમ આખું તાલ વૃક્ષ સુકાઇ જાય છે, તે પ્રમાણે સર્વ કર્મોનું મૂળ જે રાગ-દ્વેષ, તેના ઉપર પ્રહાર કરવાથી-તેનો ઉચ્છેદ કરવાથી આખું કર્મવૃક્ષ સુકાઇ જાય છે-નાશ પામી જાય છે.

### કેવલજ્ઞાનની સિદ્ધિ

રાગ-દ્વેષના ક્ષયથી (મોહનીય કર્મના ક્ષયની સાથે જ શેષ ત્રણ 'ઘાતી' કર્મોનો ક્ષય થવાથી) પ્રાદુર્ભૂત થતા કેવલજ્ઞાનના સમ્બન્ધમાં જે સમજુતી અપાય છે તે આ પ્રમાણે છે. જ્ઞાનની માત્રા મનુષ્યોમાં ન્યૂનાધિક દેખવામાં આવે છે આ શું સૂચવે છે? એ જ કે જે આવરણ થોડું-

ઘણું ખસવાથી જ્ઞાન અધિક-અધિક પ્રકાશમા આવે છે, તે આવરણ અગર બિલકુલ ખસી જાય, તો પૂર્ણ જ્ઞાન પ્રકટ થાય આ બાબત એક દૃષ્ટાન્તથી બતાવાય છે. તે આ પ્રમાણે નાની-મોટી વસ્તુઓમા જે પહોળાઇ એકથી બીજામા ઘણી ઘણી જોવામા આવે છે, તે વધતી જતી પહોળાઇનો પૂર્ણ પ્રકર્ષ આકાશમા આવે છે આ દાખલા પ્રમાણે, જ્ઞાનની માત્રા પણ વધતી વધતી કોઇ પુરુષ-વિશેષમા પૂર્ણતાએ પહોચી શકે છે જ્ઞાનના વધતા જતા પ્રકર્ષની પૂર્ણતા જેની અન્દર પ્રગટ થાય છે તે (પૂર્ણ જ્ઞાન-પ્રકાશ મેળવનાર) સર્વજ્ઞ, સર્વદર્શી કહેવાય છે. અને તેનું જે જ્ઞાન તે 'કેવલજ્ઞાન' જ્યારે આત્માનુ રાગદ્વેષરૂપ માલિન્ય પૂર્ણતયા દૂર થઇ શકે છે અને એ પૂર્ણ શુદ્ધિ પ્રાપ્ત કરી શકે છે, તો પૂર્ણ શુદ્ધિમાથી પ્રકટતો પૂર્ણ જ્ઞાન-પ્રકાશ પણ એને પ્રાપ્ત થઇ શકે છે, જેને 'કેવલજ્ઞાન' કહેવામા આવે છે

ઇશ્વર જગતનો કર્તા નથી.

જૈનધર્મનો એક સિદ્ધાન્ત એ છે કે ઇશ્વર જગતનો કર્તા નથી જૈનશાસ્ત્રો એમ જણાવે છે કે કર્મસત્તાથી ફરતા સસારચક્રમા નિર્લેપ, પરમ વીતરાગ અને પરમ કૃતાર્થ એવા ઇશ્વરનુ કર્તૃત્વ કેમ બની શકે? ચેતન-અચેતન રૂપ અખિલ જગત્ પ્રકૃતિ-નિયમથી સચાલિત છે દરેક પ્રાણીનાં સુખ-દુખ પોતપોતાની કરણી પ્રમાણે રચાતા સ્વસ્વકર્મસંસ્કાર ઉપર આધાર રાખે છે વીતરાગ ઇશ્વર ન કોઇના ઉપર ખુશ થાય, કે ન કોઇના ઉપર નાખુશ થાય એમ થવુ એ વીતરાગસ્વરૂપ નિરજન પરમેશ્વરને ન ઘટે

'ઇશ્વર જગત્કર્તા નથી' એ સિદ્ધાન્તને અંગે, ઇશ્વરને પૂજવાથી શો લાભ? અર્થાત્ ઇશ્વર જ્યારે વીતરાગ છે–તુષ્ટ કે રુષ્ટ થતો નથી, તો પછી તેનું પૂજન શું ઉપયોગી? એવો પ્રશ્ન ઉભો થઇ શકે પરન્તુ જૈનશાસ્ત્રકારોનું કહેવું એવું છે કે ઇશ્વરની ઉપાસના ઇશ્વરને રાજી કરવા માટે નથી, કિન્તુ પોતાના હૃદયની શુદ્ધિ કરવા માટે છે. સમગ્ર દુઃખોના ઉત્પાદક રાગ–દ્વેષને દૂર કરવા સારૂ રાગદ્વેષરહિત પરમાત્માનું અવલમ્બન લેવું પરમ ઉપયોગી અને આવશ્યક છે. મોહવાસનાથી ભરેલો આત્મા સ્ફટિકના જેવો છે, એટલે કે સ્ફટિકની પાસે જેવા રંગનું ફૂલ હોય, તેવો રંગ સ્ફટિક પોતામાં ખેંચી લે છે, એવી રીતે જેવા રાગ–દ્વેષના સંયોગો આ આત્માને મળે છે, તેવા પ્રકારની અસર તેને જલદી ઉત્પન્ન થાય છે આ માટે સારા પવિત્ર સંયોગો મેળવવાની અને તેવા સંયોગોમાં રહેવાની ખાસ આવશ્યકતા સમજી શકાય છે. વીતરાગ દેવનું સ્વરૂપ પરમ વિમલ અને શાન્તિમય છે. રાગદ્વેષનો રંગ કે તેની અસર તેના સ્વરૂપમાં બિલકુલ નથી અનઃ તેનું આલમ્બન લેવાથી, તેનું ધ્યાન કરવાથી આત્મામાં વીતરાગ ભાવનાનો સંચાર થાય છે, અને એ રસ્તે ક્રમશઃ વીતરાગ થઇ શકાય છે સહુ કોઇ સમજી શકે છે કે એક રૂપવતી રમણીના યોગે એક પ્રકારનો ભાવ પેદા થાય છે, પુત્રને જોવાથી કે મિત્રને મળવાથી સ્નેહની જાગૃતિ થાય છે અને એક પ્રસન્નાત્મા મુનિનું દર્શન કરવાથી હૃદયમાં શાન્તિ-પૂર્ણ આહ્લાદ અનુભવાય છે સજ્જનની સંગતિ સુસંસ્કાર અને

દુર્જનની સગતિ કુસસ્કારનુ વાતાવરણ જન્માવે છે માટે જ કહેવાય છે કે 'સોબત તેવી અસર' ત્યારે વીતરાગ આત્માનો સત્સગ કેટલો કલ્યાણકારક નિવડે એનો ખ્યાલ કરવો રહ્યો વીતરાગ દેવની સોબત–તેનુ ભજન, સ્તવન કે સ્મરણ કરવુ એ છે એથી આત્મામા એવી અસર ઉત્પન્ન થાય છે કે રાગદ્વેષની વૃત્તિઓ શમવા માડે છે આ ઇશ્વરપૂજનનુ મુખ્ય ફળ છે

પૂજ્ય પરમાત્મા પૂજકના તરફથી કઇ આકાક્ષા રાખતા નથી પૂજ્ય પરમાત્માને પૂજકના તરફથી કોઇ ઉપકાર થતો નથી પૂજ્ય પરમાત્માને પૂજકની પાસેથી કઇ જોઇતુ નથી પૂજક કેવળ પોતાના આત્માના ઉપકાર અર્થે પૂજ્યની પૂજા કરે છે, અને તેના (પરમાત્માના) આલમ્બનથી–તે તરફની એકાગ્ર ભાવનાના બળથી તે પોતાનુ ફળ મેળવી શકે છે

અગ્નિની પાસે જનાર મનુષ્ય જેમ ટાઢ ઊડવાનુ ફળ સ્વત મેળવે છે, પરન્તુ આગ કોઇને તે ફળ લેવા બોલાવતી નથી, તેમ જ તે પ્રસન્ન થઇને કોઇને તે ફળ દેતી નથી, એ પ્રમાણે વીતરાગ પરમેશ્વરના પ્રણિધાનથી રાગાદિદોષરૂપ ઠંડી સ્વત પલાયન કરવા માડે છે અને આત્મ–વિકાસનુ ફળ મેળવાતુ જાય છે પરમાત્માના સદ્‌ગુણોના સ્મરણથી ભાવના વિકસતી જાય છે, ચિત્તનુ શોધન થવા માડે છે અને આત્મ વિકાસ સધાતો જાય છે આમ પરમાત્માની ઉપાસનાનુ આ ફળ ઉપાસક પોતે પોતાના આધ્યાત્મિક પ્રયત્નથી મેળવે છે

વેશ્યાનો સંગ કરનાર માણસ દુર્ગતિને પાત્ર થાય છે એ ખરી વાત, પણ એ દુર્ગતિ આપનાર કોણ? એ વિચારવા જેવું છે વેશ્યાને દુર્ગતિ આપનાર માનવી એ બરાબર નથી. કારણ કે એક તો વેશ્યાને દુર્ગતિની ખબર નથી અને એ સિવાય, કોઇ કોઇને દુર્ગતિએ લઇ જવા સમર્થ નથી. ત્યારે દુર્ગતિએ લઇ જનાર માત્ર મનની મલિનતા સિવાય બીજુ કોઇ નથી, એ બેધડક ગળે ઊતરે એવી હકીકત છે. આ ઉપરથી એ સિદ્ધાન્ત સ્થિર થઇ શકે છે કે સુખ-દુઃખનાં કારણભૂત જે કર્મ છે, તેમનો આધાર મનની વૃત્તિઓ ઉપર છે; અને એ વૃત્તિઓને શુભ બનાવવાનું અને તે દ્વારા આત્મ-વિકાસ સાધવાનું પ્રશસ્ત સાધન ભગવદ્-ઉપાસના છે. ભગવદ્-ઉપાસનાથી વૃત્તિઓ શુભ થાય છે, આગળ વધી શુદ્ધ થાય છે. આમ, એ કલ્યાણસાધનનો માર્ગ બને છે.

# મોક્ષ—માર્ગ

નવ તત્ત્વોનું સંક્ષિપ્ત વર્ણન પૂરું થયું આમાં મુખ્ય તત્ત્વો જીવ અને અજીવ બે જ છે આસ્રવ એ જીવનો કર્મ-બન્ધક અધ્યવસાય છે બન્ધ એ જીવ અને અજીવ (કર્મ-પુદ્ગલ)નો પરસ્પરનો ઘનિષ્ઠ સંબંધ છે સંવર અને નિર્જરા (ઉંચી) એ આત્માની ઉજ્જવળ દશા છે મોક્ષ આત્માની પૂર્ણ શુદ્ધતાનું નામ છે આમ એ આસ્રવાદિ પાંચે તત્ત્વો જીવ-અજીવમાં સમાવિષ્ટ થાય છે પુણ્ય—પાપ આત્મસમ્બદ્ધ કર્મ-પુદ્ગલો છે. પુણ્ય-પાપનો બન્ધમાં અન્તર્ભાવ કરીએ તો સાત તત્ત્વો ગણાય. જેમ નવ તત્ત્વોની* પરંપરા છે, તેમ સાત તત્ત્વોની પણ પરમ્પરા છે આસ્રવ અને બન્ધ સંસારનાં કારણ, અને સંવર તથા નિર્જરા મોક્ષનાં કારણ સત્પુણ્યરૂપ શુભ આસ્રવ મોક્ષસાધનનાં સાધન મેળવી આપનાર હોઇ પ્રશસ્ત ગણાય મોક્ષાર્થીને આત્મવિકાસના માર્ગમાં આ નવ વસ્તુઓનું જ્ઞાન બહુ ઉપયોગી છે, જેથી એ 'તત્ત્વ' નામથી કહેવાયાં.

નવ તત્ત્વોના પ્રકરણ ઉપરથી આત્મા, પુણ્ય—પાપ, પરલોક, મોક્ષ અને ઇશ્વર સમ્બન્ધી જૈન વિચારોનું દિગ્દર્શન થઇ જાય છે. કલ્યાણસાધનનો માર્ગ આત્મા, પરમાત્મા,

* શ્રીઉમાસ્વાતિવાચકવિરચિત તત્ત્વાર્થસૂત્રમાં સાત તત્ત્વોનો નિર્દેશ છે.

પુણ્ય-પાપ અને પુનર્જન્મની શ્રદ્ધા પર અરળ બને છે એકલું પ્રત્યક્ષ પ્રમાણ માનવાથી ચાલે તેમ નથી કેવળ પ્રત્યક્ષ પ્રમાણના આધાર પર તત્ત્વશોધનું કાર્ય શકય નથી કેવળ પ્રત્યક્ષપ્રમાણવાદીને પણ ધૂમના દર્શનથી અગ્નિ હોવાનુ અનુમાન સ્વીકારવુ પડે છે નહિ દેખવા માત્રથી વસ્તુનો અભાવ માનવો એ ન્યાયસગત કહી શકાય નહિ ઘણી વસ્તુઓ હયાત છતા દૃષ્ટિગોચરમા આવતી નથી, એથી એમનો અભાવ સિદ્ધ થઇ શકે નહિ આકાશમા ઉડેલુ પક્ષી એટલે ઉચે ગયુ કે તે નજરથી દેખી શકાતુ નથી, એથી તે પક્ષીનો અભાવ સિદ્ધ થાય નહિ આપણા પૂર્વજો આપણને દેખાતા નથી, એથી એઓ ન્હોતા એમ કહેવાની કોઇ હિમ્મત કરી શકે નહિ દૂધમા ભળી ગયેલુ પાણી જોઇ શકાતુ નથી, એથી એનો અભાવ માની શકાય નહિ સૂર્યના અજવાળામા તારા દેખાતા નથી, એથી એમનુ નાસ્તિત્વ કહી શકાય નહિ આ ઉપરથી સમજી શકાય છે કે, સસારમા જેમ ઇન્દ્રિયગોચર પદાર્થો છે, તમ ઇન્દ્રિયાતીત (અતીન્દ્રિય) પદાર્થો પણ અસ્તિત્વ ધરાવે છે પોતાનુ જ અનુભવેલુ માનવુ અને બીજાની અનુભવેલ વાતને નિર્વિચારપણે ખોટી કહી દેવી એ વાજબી ગણાય નહિ લડન, પેરિસ, બર્લિન કે ન્યુયોર્ક જેવા શહેરો જેણે દેખ્યા નથી એવો મનુષ્ય, તે શહેરોના વૈભવનો અનુભવ કરી આવેલા અન્ય કોઇ નિષ્પક્ષ સજ્જનને તે શહેરોના વૈભવ સમ્બન્ધે વર્ણન કરતા સાભળી તેને પોતાથી અપ્રત્યક્ષ હોવાને કારણે અસત્ય ઠરાવવા તૈયાર થાય તો એ જેમ અઘટિત છે, તેવી રીતે આપણા-આધારણ મનુષ્યો-કરતા અનુભવજ્ઞાનમા આગળ વધેલા મહાપુરુષોના

સિદ્ધાન્તોને 'નથી દેખાતા' કે 'નથી માલૂમ પડતા' એટલા જ માત્ર હેતુથી અવગણવા એ પણ અયુક્ત છે. આ ઉપરથી ફલિતાર્થ એ નિકળે છે કે પુણ્ય-પાપની પ્રત્યક્ષ કળાતી લીલાઓને ધ્યાનમા લઇ, જગત્‌ની વિચિત્રતા અને મોહ-વાસનાની વિષમતા સમજી કામ, ક્રોધ આદિ વિકારદોષોને દૂર કરવા માણુસે યત્નશીલ થવું જોઇએ. આત્મ-કલ્યાણનો શ્રેષ્ઠ આદર્શ ધ્યાન પર લઇ જીવન-શોધનના સાચા માર્ગ પર પોતાનો પ્રવાસ સદા વ્યવસ્થિત રીતે ચાલુ રાખવો જોઇએ. ધીરે ધીરે પણ માર્ગ ઉપર-સાચા માર્ગ ઉપર ગતિ કરતો પ્રાણી સીદાતો નથી, અને ક્રમશઃ આગળ વધતો જાય છે, છેવટે સાધ્યને પહોંચી વળે છે સાધ્યને સ્થિર કર્યા વગરનું અજ્ઞાન વર્તન કે અજ્ઞાન કર્મકાંડ ફલદૂપ થતું નથી એ ધ્યાનમાં રાખવું જોઇએ. મોક્ષ, અર્થાત્ આત્માનો પૂર્ણવિકાસ એ ખરું સાધ્ય સાધુ કે ગૃહસ્થ દરેકે પોતાના દૃષ્ટિબિન્દુ ઉપર સ્થાપિત કરવું જોઇએ એ સાધ્યને સિદ્ધ કરી આપનાર માર્ગને જાણવો જોઇએ. દુરાગ્રહનો ત્યાગ કરી ગુણાનુરાગી બની શાસ્ત્રોનો ગર્ભ તપાસવો જોઇએ શુદ્ધ જિજ્ઞાસુ બુદ્ધિએ અને આત્મકલ્યાણની સાચી ઉત્કંઠાથી અવલોકાતાં શાસ્ત્રો-માંથી મોક્ષ મેળવવાનો નિષ્કલંક માર્ગ જાણી શકાય છે. જાણ્યા પછી ક્રિયામાં મૂકવાની જરૂર છે ક્રિયા વગરનું જ્ઞાન, અર્થાત્ જે જ્ઞાન આચરણમાં ન મુકાય તે ફલસાધક થઇ શકતું નથી એ વાત દરેક સમજી શકે છે. પાણીમાં તરવાની ક્રિયા જાણવા છતાં પણ તે ક્રિયા કરવામાં ન આવે તો પાણીમાં તરી શકાતું નથી, તેજ પ્રમાણે ભવસાગરને તરવાનો ઉપાય જાણવા છતાં તે ઉપાયને આચરણમાં ન મુકાય તો

ભવસાગર કેમ તરાય ? માટે જ શાસ્ત્રકારો "सम्यग्ज्ञान-क्रियाभ्यां मोक्षः" એ સૂત્રથી, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ક્રિયા એ બન્નેનો સહયોગ થાય ત્યારે જ મોક્ષસાધન શક્ય થાય એમ પ્રરૂપે છે. પ્રાપ્તવ્ય સ્થળના માર્ગની માહિતી હોય અથવા કોઇ ઔષધની રોગઘ્નતાની ખાતરી હોય, પણ એ માર્ગ ઉપર ચાલીએ નહિ, અથવા એ ઔષધનું સેવન કરવામાં આવે નહિ તો ઇષ્ટસિદ્ધિ કેમ થઇ શકે ? જ્ઞાન, શ્રદ્ધાના પાયા માંડી માણસ અટકી જાય અને ચારિત્ર-મન્દિરને ચણવાનું કામ ન કરે ( અર્થાત્ વર્તનમાં ન મૂકે ) તો કલ્યાણ-મન્દિર ક્યાંથી પામે ?

સમ્યગ્ જ્ઞાન

આત્મતત્ત્વની ઓળખાણ કરવી યા વાસ્તવિક કલ્યાણ-સાધનના માર્ગની ઓળખાણ કરવી એ **સમ્યગ્ જ્ઞાન** ( Right knowledge ) છે. આત્માનું પરિજ્ઞાન કરવામાં તેની ( આત્માની ) સાથે સમ્બન્ધ ધરાવતાં જડ (કર્મ-) દ્રવ્યોનું પણ પરિજ્ઞાન આવશ્યક છે. એ પરિજ્ઞાન વગર આત્માની સ્થિતિ બરાબર સમજાય નહિ અને આત્મ-કલ્યાણ સાધવાનું સરળ બને નહિ. વસ્તુતઃ આત્મજ્ઞાન, આત્મ-ભાવના વગર જગત્‌ની સઘળી વિદ્વત્તા નિરર્થક છે. સંસારના સઘળા ક્લેશો માત્ર આત્માની અજ્ઞાનતા ઉપર આધાર રાખે છે. તે અજ્ઞાનતાને દૂર કરવાનું સાધન આત્મ-બોધના અભ્યાસ સિવાય બીજું શું હોઇ શકે ? આત્માભિમુખ થવું એ જ એક માત્ર અખિલ આધ્યાત્મિક વાઙ્મયનું રહસ્યભૂત તાત્પર્ય છે.

સમ્યક્ ચારિત્ર

તત્ત્વજ્ઞાનનું (તત્ત્વસ્વરૂપ જાણ્યાનું) ફળ પાપકર્મથી હઠવું એ છે એ જ **સમ્યક્ ચારિત્ર** (Right Conduct) છે. પોતાના જીવનને પાપના સંયોગથી દૂર રાખી નિર્મળ બનાવવું એ 'સમ્યક્ ચારિત્ર' શબ્દનો ખરો અર્થ છે. એના સમ્બન્ધમાં શાસ્ત્રવર્ણિત સદુપદેશનું અનુસરણ ઉપયોગી છે. સામાન્યતઃ ચારિત્ર બે વિભાગોમાં વહેંચાય છે–સાધુઓનું ચારિત્ર અને ગૃહસ્થોનું ચારિત્ર. સાધુઓના ચારિત્રને 'સાધુ–ધર્મ' અને ગૃહસ્થોના ચારિત્રને 'ગૃહસ્થધર્મ' કહેવામાં આવે છે. આ બન્ને પ્રકારના ધર્મો વિષે જૈન શાસ્ત્રોમાં સારું વિવેચન કરવામાં આવ્યું છે.

સાધુ-ધર્મ

"साध्नोति स्वपरहितकार्याणि इति साधुः" અર્થાત્ સ્વહિત અને પરહિતનાં કાર્યો જે સાધે તે સાધુ. સંસારના કાંચન–કામિન્યાદિ સર્વ ભોગો છોડી, સમગ્ર ગૃહ–કુટુમ્બ–પરિવાર સાથેના સમ્બન્ધથી વિમુક્ત થઇ આત્મકલ્યાણની ઉચ્ચ સ્થિતિ ઉપર આરૂઢ થવાની પરમ પવિત્ર આકાંક્ષાએ જે અસંગવ્રત ગ્રહણ કરાય છે તે સાધુધર્મ છે. રાગદ્વેષની વૃત્તિઓને દબાવવી એ જ સાધુના ધર્મ–વ્યાપારનો મુખ્ય વિષય હોય છે. પ્રાણાતિપાતવિરમણ, મૃષાવાદવિરમણ, [1]અદત્તાદાનવિરમણ, મૈથુનવિરમણ અને પરિગ્રહવિરમણ એ સાધુઓનાં પાંચ મહાવ્રતો છે. [2]મનોગુપ્ત, [3]વચનગુપ્ત અને [4]કાયગુપ્ત થવું એ સાધુજીવનનું પ્રધાન લક્ષણ છે. સાધુધર્મ

૧ નહિ આપેલી વસ્તુ ન લેવી, ૨ ૩ ૪ મન, વચન અને શરીરને સુયોગ્ય સંયમમાં રાખવ .

એ વિશ્વબન્ધુત્વનું વ્રત છે. જેનું ફળ-જન્મ, જરા, મૃત્યુ, આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે સર્વ દુઃખોથી રહિત અને પરમઆનન્દસ્વરૂપ એવો મોક્ષ છે એ સાધુધર્મ કેવો ઉજ્જ્વલ અને કેવો વિકટ હોવો જોઈએ એનો ખ્યાલ કરવાથી આવી શકે છે. આવો મુનિધર્મ-સંસારની વિચિત્રતાનું (ભવચક્રની નિસ્સારતાનું) યથાર્થ ભાન થયું હોય, તેના ઉપરથી તાત્ત્વિક વૈરાગ્યનો પ્રાદુર્ભાવ થયો હોય અને મોક્ષ પ્રાપ્ત કરવાની પ્રબલ ઉત્કંઠા જાગરિત થઈ હોય–ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે, સાધી શકાય છે

સાધુધર્મના જેઓ અધિકારી નથી, તેઓ ગૃહસ્થધર્મનું પાલન કરવાથી પોતાના જીવનને કૃતાર્થ કરી શકે છે. ધનોપાર્જનમાં પ્રામાણિકતા અને વ્યવહારમાં નીતિ તથા સચ્ચાઈ ગૃહસ્થધર્મને લાયક થવામાં પ્રથમ આવશ્યકતા ધરાવે છે ધર્મભાવનાને સતેજ રાખવા માટે સત્સંગનો શ્રેયસ્કર લાભ લેતા રહી આત્મભાનના બળે નિર્ભયતા-ગુણને કેળવવો અને સમુચિત સંયમના પાલનમા જાગ્રત રહેવું એ ગૃહસ્થને માટે જરુરનું છે.

ગૃહસ્થ-ધર્મ

ગૃહસ્થધર્મનું બીજું નામ-જૈનશાસ્ત્રોમાં-શ્રાવકધર્મ છે. ગૃહસ્થધર્મને પાળનાર પુરુષ 'શ્રાવક' અને સ્ત્રી 'શ્રાવિકા' કહેવાય છે. 'શ્રાવક' શબ્દ 'શ્રવણ' અર્થવાળા 'શ્રુ' ધાતુથી બનેલો છે. શ્રવણ કરે, અર્થાત્ આત્મકલ્યાણના માર્ગને રસપૂર્વક સાંભળે તે 'શ્રાવક' અને તે 'શ્રાવિકા'. ગૃહસ્થ–

ધર્મમા બાર વ્રતો પાળવાની વ્યાખ્યા આવે છે સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ, સ્થૂલ મૃષાવાદવિરમણ, સ્થૂલ અદત્તાદાનવિરમણ, સ્થૂલ મૈથુનવિરમણ, પરિગ્રહપરિમાણ, દિગ્વ્રત, ભોગોપભોગપરિમાણ, અનર્થદંડવિરતિ, સામાયિક, દેશાવકાશિક, પૌષધ અને અતિથિસંવિભાગ એ બાર વ્રતો છે આમા શરૂઆતના પાચ મર્યાદિત હોવાથી 'અણુવ્રત' કહેવાય છે મર્યાદિતતા સૂચવવા માટે 'સ્થૂલ' શબ્દ એમની સાથે જોડવામા આવ્યો છે

સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ

પ્રાણાતિપાત એટલે પ્રાણોનો અતિપાત, અર્થાત્ પ્રાણીના પ્રાણ લેવા એ પ્રાણાતિપાત, તેથી હઠવુ એ પ્રાણાતિપાત વિરમણ પ્રાણાતિપાત અથવા હિંસા પોતે કરવાથી, બીજા પાસે કરાવવાથી અને એને અનુમોદવાથી (એમ કરવા, કરાવવા, અનુમોદવાથી–ત્રણ રીતે) થાય છે એ જ પ્રમાણે મૃષાવાદ વગેરે પણ એ ત્રણ રીતે થાય છે બીજાના આરભ–સમારભથી બનેલી ચીજ–વસ્તુના ભોગોપભોગમા પણ એ આરભનું અનુમોદન રહેલુ છે પુણ્ય કે પાપકાર્ય જે માણસ પોતે કરે છે તે પોતે તો તેના પરિણામરૂપ પુણ્ય કે પાપકર્મ બાધે જ છે, પણ તે કાર્યમા તેને જે પ્રવર્તાવનાર હોય તે પણ બાધે છે, તેમ જ તે કાર્યને જે અનુમોદે તે પણ બાધે છે અલબત, પુણ્ય કે પાપકાર્ય જે કરે છે તેની પોતાની મનોવૃત્તિ તે કાર્ય કરાવનાર અને તેને અનુમોદનારના કરતા વધુ પ્રબળ હોવાનો સભવ છે પણ આ એકાન્ત નથી. વિવશ બનીને જેને કરવુ પડે છે તેના મનના અધ્યવસાય

કરતાં કરાવનારના મનના અધ્યવસાય વધુ તીવ્ર હોઇ શકે છે. દાખલા તરીકે, કોઇ માણસને પોલિસને હાથે માર મરાવનાર અફસરની માનસિક રૌદ્રતા એ વિવશ બનીને મારનાર પોલિસ કરતાં ઘણી ઉગ્ર હોય છે. એ જ પ્રમાણે કદાચિત્ પ્રચારરસિક અનુમોદકના મનના અધ્યવસાય, કરનાર-કરાવનારના અધ્યવસાય કરતાં વધુ તીવ્ર હોઇ શકે છે. કોના અધ્યવસાય તીવ્ર એ માણસ અપૂર્ણ હોઇ જાણી ન શકે. સિદ્ધાન્તની વાત એટલી જ છે કે એ ત્રણ પૈકી જેના જેવા અધ્યવસાય, તેને તેવાં કર્મ બંધાય

મન–વાણી–શરીરબળ (૩), પાંચ ઇન્દ્રિયો (૮) અને આયુષ્ય (૯) તથા શ્વાસોચ્છવાસ (૧૦) એ દશ પ્રાણ છે બીજાના કે પોતાના, એમાંના કોઇ પ્રાણ કે પ્રાણોને પ્રમાદથી કે દુર્બુદ્ધિથી હણવા કે ઇજા પહોંચાડવી એ હિંસા છે આ ઉપરથી સમજી શકાય છે કે દુર્બુદ્ધિ કે દ્વેષથી કોઇને માઠું લગાડવું, કોઇનું વચનથી પણ અપમાન કરવું, કોઇની નિન્દા–ચુગલી કરવી, કોઇને ભય–ત્રાસ આપવો–ટૂંકામાં, કોઇનુ બુરું કરવું કે બીજાના દિલને દુખવવું એ હિંસા છે. એટલું જ નહિ, બીજાના પ્રાણને ઇજા પહોંચાડવાની સ્થૂલ ક્રિયા ન હોય તોયે બીજાનુ બુરું ચિંતવવા માત્રથી પણ હિંસાનો દોષ ઉપસ્થિત થાય છે જૂઠ, ચોરી, બેઇમાની, ઠગાઇ અને ક્રોધ, લોભ, મદ, ઇર્ષ્યા, દ્વેષ વગેરે વિકારો એ બધાં ભારોભાર હિંસારૂપ હોઇ પાપ છે. અહિંસાની ઉપાસના ખરી રીતે એ દોષોને અને મનના દુશ્ચિન્તનને દૂર કરી ચિત્તશોધનના વ્યાપારમાં છે

હિંસાનું લક્ષણ "प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा" ×એ સૂત્રથી જણાવવામા આવ્યુ છે કે પ્રમત્તયોગથી, અર્થાત્ પ્રમાદથી, એટલે કે રાગદ્વેષવૃત્તિથી પ્રાણીના પ્રાણ લેવા એ હિંસા છે પોતાની અસાવધાની (બેદરકારી)થી પ્રાણીના પ્રાણની હિંસા થાય એ પણ પ્રમત્તયોગવાળી હિંસા છે પ્રમત્તયોગ ભાવહિંસા છે, અને પ્રાણીના પ્રાણનો નાશ કરવો એ દ્રવ્ય-હિંસા છે ભાવહિંસા (પ્રમત્તયોગ) પોતે જાતે જ દોષરૂપ (પાપરૂપ) હિંસા છે, જ્યારે દ્રવ્યહિંસા ભાવહિંસા સાથે મળીને પાપરૂપ હિંસા બને છે હિંસાનો સંપૂર્ણ ત્યાગ ગૃહસ્થપણાની પરિસ્થિતિમા શકય ન હોવાથી ગૃહસ્થને માટે હિંસાના ત્યાગને મર્યાદિત કરી બતાવવામા આવ્યો છે એ મર્યાદા 'નિરપરાધી સ્થૂલ (ત્રસ) જીવોને સંકલ્પથી* ન મારું' એ પ્રકારની બતાવવામા આવી છે સ્થૂલ હિંસા ચાર પ્રકારની છે: સંકલ્પી, આરંભી, ઉદ્યોગી અને વિરોધી કોઇ નિરપરાધ પ્રાણીની જાણીબુઝીને હિંસા કરવી એ સંકલ્પી હિંસા છે ઘર, દુકાન, ખેતર વગેરેના આરંભ-સમારંભમાં, રસોઇ બનાવવી વગેરે પ્રવૃત્તિઓમા યત્નાચાર રાખવા છતાં ત્રસોની હિંસા થાય છે તે આરંભી હિંસા છે દ્રવ્યોપાર્જનકાર્યમા જે પ્રકારની હિંસા થાય છે તે ઉદ્યોગી હિંસા છે દુષ્ટ નરાધમના હુમલાથી બચવા માટે એનો વધ કરવો પડે તો એ વિરોધી હિંસા

---

× મહર્ષિ ઉમાસ્વાતિકૃત 'તત્ત્વાર્થસૂત્ર'

* पङ्गुकुष्ठिकुणित्वादि दृष्ट्वा हिंसाफलं सुधीः ।
निरागस्त्रसजन्तूनां हिंसां संकल्पतस्त्यजेत् ॥

— આચાર્ય હેમચન્દ્ર, યોગશાસ્ત્ર

છે. આ ચાર પ્રકારની હિંસાઓમાં સંકલ્પી હિંસા વર્જનીય છે. બાકીની ત્રણ પૈકી આરંભી અને ઉદ્યોગી તો ગૃહસ્થને સ્વાભાવિક રીતે વળગેલી જ છે; અને છેલ્લી વિરોધી હિંસાનો આશ્રય લેવાનું પણ કયારેક એને માથે આવી પડે છે. ઇરાદો ન છતાં અજાણપણે હિંસા ન થવાની જગ્યાએ હિંસા થઇ જાય એ પ્રામાદિક હિંસા પણ વર્જનીય કક્ષામાં છે એ સમજવું જોઇએ.

અહિંસાની મર્યાદાના ઉપરના નિર્દેશ-વાકયમાં મૂકેલ "નિરપરાધી" શબ્દની ઉપયોગિતા વિષે વિશેષ કહેવું પ્રાસંગિક છે કે જુલ્મી નરાધમના અપરાધ સામે-એના તરફથી થતાં અનીતિ, જુલ્મ, અત્યાચાર સામે, અહિંસાની નીતિથી ન માને તો બીજી નીતિએ યોગ્ય સામનો કે પ્રતીકાર કરવો એથી એના ગૃહસ્થધર્મને બાધા આવતી નથી; ઉલટું, એ એનું ન્યાય્ય-ધર્મ્ય કર્તવ્ય બની જાય છે એવા વિકટ સંકટ વખતે સાધુ પણ મુનાસિબ પગલાં લેવા તૈયાર થવામા વાજબી ગણાય છે

આ વ્રતમાં સ્થાવર (એકેન્દ્રિય) જીવોની હિંસાનું વર્જન-શકય ન હોઇ-નહિ આવવા છતાં પણ બનતાં સુધી તેની વ્યર્થ હિંસા ન થાય એ તરફ ખ્યાલ રાખવાનો છે. એ સિવાય અપરાધીના સમ્બન્ધમાં પણ વિચારદૃષ્ટિ રાખવાની છે. સાપ, વીંછીના કરડવાથી તેને અપરાધી સમજવો અને મારી નાંખવો એ ગેરવાજબી છે. હૃદયમાં દયાની લાગણી પૂરી રહેવી જોઇએ અને સર્વત્ર વિવેકબુદ્ધિથી લાભ-અલાભના

વિચારપૂર્વક ઉચિત પ્રવૃત્તિ કરવી જોઇએ. સમજી રાખીએ કે પ્રાણી માત્ર પ્રત્યે સદ્ભાવ એ માનવતાનું મુખ્ય તત્ત્વ છે.

સ્થૂલ મૃષાવાદવિરમણ

સૂક્ષ્મ પણ અસત્ય નહિ બોલવાની ટેક નહિ રાખી શકનાર ગૃહસ્થો માટે સ્થૂલ અસત્યોનો ત્યાગ કરવો એ બીજું વ્રત છે. વર–કન્યાદિના સમ્બન્ધમાં, ગાય, ભેંસ, ઘોડા, બળદ વગેરે જાનવરના સમ્બન્ધમાં, ઘર–મકાન–ખેતર–બાગ–બગીચા આદિ ભૂમિના સમ્બન્ધમાં અસત્ય નહિ બોલવાનું, તેમ જ પારકી થાપણ નહિ ઓળવવાનું, ખોટી સાક્ષી નહિ પૂરવાનું અને ખોટા લેખ નહિ કરવાનું આ વ્રત છે.÷ વેપાર–ધન્ધામાં દગાબાજી ખેલનાર, તેમ જ કોઇ પ્રલોભનમાં તણાઇ જઇ ગપગોળા ફેંકનાર પોતાના વ્રત કે ધાર્મિક ક્રિયા-કાંડને લજાવે છે અને જનતાની દૃષ્ટિમાં પોતે તિરસ્કારપાત્ર બનવા સાથે ધર્મની પણ હાંસી કરાવે છે. આ વાત આ વ્રતના ધારકે ખાસ ધ્યાનમાં રાખવાની છે વિશ્વાસઘાત તથા ખોટી સલાહ આપવી એ મહાપાપ છે એ કદી ન ભૂલવું.

સ્થૂલ અદત્તાદાનવિરમણ

સૂક્ષ્મ પણ ચોરી નહિ કરવાનો નિયમ નહિ પાળી શકનાર ગૃહસ્થો માટે સ્થૂલ ચોરીનો ત્યાગ આ વ્રતમાં

---

÷ "कन्यागोभूम्यलीकानि न्यासापहरणं तथा ।
कूटसाक्ष्यं च पञ्चेति स्थूलासत्यान्यकीर्तयन् ॥"

હેમચન્દ્ર, યોગશાસ્ત્ર

આવે છે.* ચોરી લેવાની બુદ્ધિએ બીજાની ચીજ ઉઠાવાય તે ચોરી છે. ખાતર પાડવું, તાળું તોડી લઇ જવું, ગાંઠ કાપવી, દાણચોરી કરવી, ઓછું દેવું–વધારે લેવું, તેમજ રાજા દંડે અને લોકોની દૃષ્ટિમાં અપમાનિત થવાય એવી કોઇ ચોરી નહિ કરવાનું આ વ્રત છે. કોઇનું રસ્તામાં પડી ગયેલું દ્રવ્ય ઉઠાવી લેવું, કોઇના દાટેલા ધનને ઉપાડી લેવું, કોઇની થાપણને હડપ કરી જવી, કોઇની ચીજ ચોરી લેવી એ બધાનો આ વ્રતમાં સારી પેઠે ત્યાગ કરાય છે. કોઇના લેખને ચોરીથી પોતાને નામે ચડાવવો, બીજાના પૈસાથી કોઇ સારું કામ કરી તેને પોતાના નામથી જાહેર કરવું એવી બધી ચોરી વર્જ્યવાની છે. કોઇના બાળકનું કે કોઇ માણસનું અપહરણ કરવું એ બહુ ભુંડી ચોરી કોઇની કન્યા કે સ્ત્રીનું અપહરણ કરવું એ ભયંકર બદમાશી ભરેલી ચોરી દેખાવમાં સાધારણ ચોરી હોય, પણ એથી માણસ જૂઠો અને અપ્રામાણિક બની જનનિન્દ્ય બને છે અને એથી પોતાના વ્રતની હાંસી કરાવે છે, તેમ જ બીજાઓની ધર્મશ્રદ્ધા મોળી પાડવામાં પોતે નિમિત્તભૂત બને છે એ વાત આ વ્રતના ધારકે ખાસ લક્ષ પર રાખવાની છે.

સ્થૂલ મૈથુનવિરમણ

પરસ્ત્રીનો ત્યાગ કરવો એ આ વ્રતનો અર્થ છે. વેશ્યા, વિધવા અને કુમારીની સંગતિનો ત્યાગ પણ આ વ્રતમાં

---

* "पतितं विस्मृतं नष्टं स्थितं स्थापितमाहितम्।
अदत्तं नाददीत स्वं परकीयं क्वचित् सुधीः" ॥
हेमचन्द्र, योगशास्त्र

આવી જાય છે. † સ્વદારની મર્યાદિત સંગતિ સિવાય દરેક જાતની કામચેષ્ટા હેય છે. એ પ્રમાણે સ્ત્રીને માટે પોતાના વિવાહિત પતિને છોડી પરપુરુષનો ત્યાગ કર્તવ્ય છે.

પરિગ્રહપરિમાણ

ઇચ્છા અપરિમિત પ્રસરે છે, તેને નિયમમાં રાખવાનો આ વ્રતમાં પ્રયત્ન છે. ધન, ધાન્ય, સોનું, રૂપું, ઘર, ખેતર, જમીન, પશુ વગેરે તમામ બાહ્ય પદાર્થોને દ્રવ્ય પરિગ્રહ કહેવામાં આવે છે; અને તે પદાર્થો ઉપરનો મૂર્ચ્છાભાવ, અર્થાત્ મોહ–મમત્વ એને ભાવ પરિગ્રહ કહેવામાં આવે છે. દોષરૂપ અને બન્ધનરૂપ આ ભાવપરિગ્રહને શિથિલ કરવા માટે દ્રવ્યપરિગ્રહનું સમુચિત પરિમાણ કરવું આવશ્યક છે. જ્યારે કોઇ માણસ પોતાના કબજામાંની અથવા અખત્યારમાંની ચીજો પૈકી કેટલીક પોતાના, પોતાના કુટુંબી જનોના તથા આશ્રિતોના ભોગોપભોગ માટે રાખે છે, ત્યારે તેટલી ચીજો પુરતો તે પરિગ્રહી–ભાવપરિગ્રહી ગણાય છે. પરન્તુ તે સિવાયની જે ચીજો તે બીજાઓના વાપર અથવા ઉપભોગ માટે છુટી રાખે છે, અને જ્યારે જ્યારે બીજા કોઇને જરૂર પડે ત્યારે (તે ચીજો) તેમને ભોગોપભોગ માટે આપતો રહે છે ત્યારે તે ચીજોના સંબંધે તે પરિગ્રહી (ભાવપરિગ્રહી) ન ગણાતાં એક ટ્રસ્ટી અર્થાત્ જુમ્મેદાર જેવો ગણાય છે.

---

† "षण्ढत्वमिन्द्रियच्छेदं वीक्ष्याऽब्रह्मफलं सुधीः।
भवेत् स्वदारसन्तुष्टोऽन्यदारान् वा विवर्जयेत्" ॥

હેમચન્દ્ર, યોગશાસ્ત્ર.

કેમકે તે ચીજોના મળધે તેને મમત્વ–મોહ ન હોઇ કેવળ બીજાઓના ઉપકાર અર્થે રાખે છે અને પોતે એનો પ્રામાણિક મરક્ષક જેવો બની રહે છે

જીવનનિર્વાહના માધનો જે મેળવી ચુકયો હોય અને જેને રળવાની પચાત ન હોય તેણે વેપારધધામાથી છુટકારો મળી ગયાથી અકર્મણ્ય બની જવુ ન જોઇએ અકર્મણ્યતા બુરી અને જીવનને હાનિકારક છે તેણે લોકમેવાના કાર્યમા પોતાની શક્તિ મુજબ લાગી જવુ જોઇએ એવું ઉદ્યમી જીવન એને બાહ્ય અને આભ્યન્તર બન્ને રીતે કલ્યાણકારી બનશે જીવનનિર્વાહની પચાત ન હોવા છતા એ વેપારધંધાનો શોખ ચાલુ રાખવા માગતો હોય તો તેણે પ્રામાણિકપણે વેપારધધા ચલાવીને જે કમાય તે નિશ્ચિત કરેલ પરિગ્રહપરિમાણથી જરાપણ વધુ ન રાખતા (પોતાના સ્વામિત્વ નીચે ન રાખતા) લોકહિતના કાર્યોમા ખરચતા રહેવુ જોઇએ માણસે પોતાને એક અલગ અને સ્વતન્ત્ર વ્યક્તિ તરીકે ન ગણતા સમાજના એક ઘટક અથવા અશ તરીકે ગણવાનો છે, અને તે દૃષ્ટિથી તેણે સ્વપર હિતના મત્કાર્યો કરવાના છે પરિગ્રહ ઉપરનો મમત્વભાવ ઓછો થતા લોભવૃત્તિ ઉપર કાર્યસાધક અંકુશ મુકાય છે, અને દ્રવ્યોપાર્જનને અગે થતી હિંમા આદિ પાપપ્રવૃત્તિઓમાનો રસ તીવ્ર બનવા ન પામતા નિર્બળ બને છે પરિગ્રહનુ પરિમાણ નહિ કરવાથી લોભ–તૃષ્ણાનું દબાણ વધુ થાય છે અને એથી વિશેષ આરમ્ભ–સમારમ્ભ અને કષાયોમા તણાવાથી આત્માની અધોગતિ થાય છે, માટે આ

આવશ્યકતા છે. + તૃષ્ણાનું સમુચિત નિયન્ત્રણ થાય તો પરિગ્રહની ઉપાધિ ઓછી થઇ શકે; એ ઉપાધિ જેમ ઓછી હોય છે, તેમ આત્મા શાન્તિમાં રહી શકે છે અને પરોપકાર, ધર્મસાધન, સ્વાધ્યાય તથા ભગવત્સ્મરણનો વધુ સારો લાભ લઇ શકે છે. એ રીતે એનું કલ્યાણ સધાય છે.

પરિગ્રહપરિમાણ જો સામાજિક દૃષ્ટિ અને સામાજિક સિદ્ધાન્ત બની જાય તો "સામ્યવાદ" કે "સમાજવાદ"ના બખેડા બધા સરલતાથી શમી જાય આ ધર્મવ્રત ખરેખર સારામાં સારી સમાજવ્યવસ્થા સર્જનારું પણ વ્રત છે.

દિગ્વ્રત

પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એ ચાર દિશાઓ, ઇશાન, આગ્નેય, નૈર્ઋત અને વાયવ્ય એ ચાર વિદિશાઓ અને મસ્તક ઉપરની ઊર્ધ્વદિશા તથા પગ નીચેની અધોદિશા એ પ્રમાણે દશ દિશાઓ છે. જુદી જુદી પ્રવૃત્તિઓ અંગેના કાર્યક્ષેત્રને સીમિત બનાવવા માટે દિશાઓની મર્યાદાઓ બાંધવી એ આ વ્રતનો અર્થ છે. આ દિગ્વ્રતથી મર્યાદિત ક્ષેત્રમાં જવાઆવવાનું, વેપારધંધો કરવાનું, પુત્ર–પુત્રી વરાવવાનું, તેમ જ સદરહુ મર્યાદિત ક્ષેત્રમાં પેદા થયેલી અને પેદા કરવામાં આવેલી ચીજ-વસ્તુઓ વપરાશમાં લેવાનું–એ વગેરે પ્રવૃત્તિઓ નિયમિત થઇ જાય છે. તૃષ્ણાને હદ

---

+ असन्तोषमविश्वासमारम्भं दुःखकारणम् ।
मत्वा मूर्च्छाफलं कुर्यात् परिग्रहनियन्त्रणम्" ॥
હેમચન્દ્ર, યોગશાસ્ત્ર

ઉપરાંત વિસ્તરતી અટકાવવાનો, વ્રતનો અભાવ હોતાં મર્યાદિત ક્ષેત્રની બહાર સંભવિત હિંસાદિ પ્રવૃત્તિઓથી બચાવવાનો અને પાડોશીધર્મના પાલનને પુષ્ટિ આપવાનો આ વ્રતનો ઉદ્દેશ છે. ખરેખર, માણસની ઘણી જંજાળ, ઘણી ધાંધલ–ધમાલ આનાથી ઓછી થાય, અને નિરાંત તથા શાન્તિ મળવા સાથે જીવન-વિકાસ સાધવા માટેના અવકાશમાં સારી વૃદ્ધિ થાય.

ભોગોપભોગપરિમાણ

એક વાર ભોગમાં આવતા પદાર્થો ભોગ કહેવાય છે. જેવા કે–અનાજ, પાણી વગેરે વારંવાર ઉપભોગમાં આવનાર વસ્ત્ર વગેરે પદાર્થો ઉપભોગ કહેવાય છે આનું પરિમાણ કરવું–એમાં નિયમિત રહેવું, જરૂરીઆતથી વધારે ભોગોપભોગથી વિરત થવું એ આ વ્રતનો અર્થ છે આ વ્રતથી તૃષ્ણા-લોલુપતા ઉપર કેવો અંકુશ મુકાય છે એ આ વ્રતનો અનુભવ કરવાથી માલૂમ પડી શકે છે માસ, મધ વગેરે અભક્ષ્ય અને અપેય ચીજો, જેની બિલકુલ જરૂર નથી, ઉલટી, જીવનને હાનિકારક અને આત્માની દુર્ગતિ કરનારી છે, તેમનો નિષેધ આ વ્રતમાં આવી જાય એ સ્વાભાવિક જ છે એવી જ રીતે જેમાં બહુ અધર્મનો સંભવ હોય તેવી અભોગ્ય યા અનુપભોગ્ય ચીજોનો પણ ત્યાગ આ વ્રતમા સમજવાનો છે. શાન્તિના માર્ગમાં આગળ વધવાના અભિલાષે આવો ત્યાગમાર્ગ ગ્રહણ કરાય છે, એ માટે પાપમય અધમ વેપાર-ધન્ધા પણ આ વ્રતમાં વર્જ્ય

દેવાય છે. પુણ્ય-પાપનો વિવેક કરનાર માણસ હાનિકારક માર્ગોમાંથી પસંદગી કરવાનું આવી પડે તો ઓછો હાનિકારક માર્ગ ગ્રહણ કરે.

માણસની ઇચ્છાઓ ઉપર કોઇ અંકુશ જ નથી, એથી જ આટલી બેકારી અને આટલી કપરી હાડમારી દેશમાં પથરાઇ પડી છે. એક ઠેકાણે જ્યાં ધનનો ઢગ નકામો ભેગો થાય છે અને ઉદ્ભટ ભોગ-વિલાસમાં તથા પોતાની શ્રીમત્તાનાં પ્રદર્શનમાં શ્રીમન્તો નકામો ગંજાવર ખર્ચ કરે છે, ત્યાં બીજે (આમ જનતાના વિશાળ પ્રદેશમાં) દરિદ્રતાની ભયાનક ખાઇ ખોદાઇ જાય છે આ ઘોર વિષમતામાં જનતાના પ્રાણ શોષાઇ દેશ-આઝાદ દેશ પણ બરબાદ થાય છે. ભોગોપભોગમાં વાજબી સમતા અને સંયતતા માણસો રાખે તો બધી વિષમતા ટળી જાય અને એક પ્રકારની વિશટ સમાનતા પેદા થઇ બધાંનાં જીવન સુખી થાય જનતા સુખી થાય અને માનવતાના પંથે વળે એ જ મુદ્દો આ વ્રતની પાછળ છે, જેનો ઝોક આધ્યાત્મિક કલ્યાણ તરફ તો ખુલ્લી રીતે છે જ

અનર્થદંડવિરમણ

'અનર્થ' એટલે નિરર્થક, અને 'દંડ' એટલે પાપ, આમ 'અનર્થદંડ'નો અર્થ થયો નિરર્થક (પ્રયોજન વગર) પાપાચરણ; એનો ત્યાગ તે 'અનર્થદંડવિરમણ'. ગૃહસ્થને ઉદ્યોગી, આરંભી હિંસા વળગેલી છે, વિરોધી હિંસા કરવાનું પણ આવી પડે છે; કુટુંબના નિર્વાહ અર્થે ધનોપાર્જનવ્યવસાય અને ઉચિત પરિગ્રહ પણ એને જરૂરી છે. આમ ગૃહસ્થ-

જીવન બહુ આરંભોથી ભરેલું છે છતાં આગળ જણાવ્યા મુજબનાં અણુવ્રતોનાં અને બીજાં ઉપકારક વ્રતોનાં ધારણ એ એમના નિસ્તારનો માર્ગ છે. ગૃહસ્થ-જીવનના માર્ગને જે વિવિધ આરંભો અનિવાર્યપણે વળગેલા છે અને જે કરવાની ફરજ આવી પડે છે કે જે કરવા જરૂરી થઇ પડે છે તે બાબત તરફ પૂર્ણ ધ્યાન આપીને શાસ્ત્રકારોએ આ વ્રતથી ડહાપણભરેલી સૂચના આપતાં કહ્યું કે, નકામાં પાપ ન કરો! બસ આ વ્રતનુ આ જ તાત્પર્ય છે. પણ નકામું પાપ કયું? એની ચોખવટ કરવી એ બહુ ગુંચવણભરેલું છે પોતાના નકામા પાપને પણ સહેતુક બતાવવું શું કઠણ છે? પ્રમાદી અને સંઘર્ષપૂર્ણ જીવનયાત્રામાં આનુ સ્પષ્ટ વિવેચન શે બને? એટલે જ શાસ્ત્રકારોએ સ્થૂલ સૂચનાઓથી આ વિષયનો ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે તેઓ કહે છે:—

(૧) <u>પાપોપદેશ ન કરવો.</u> માણસ પોતે જે દુર્વ્યસનમાં ફસેલો હોય તેનો શોખ બીજાને લગાડવા પ્રયત્ન કરે એ અનર્થદંડ પાપોપદેશ છે. માણસ પોતાનુ દુર્વ્યસન ન છોડી શકે તોયે એણે એને ન વખાણતાં વખોડવું જોઇએ વખાણીને પાપાચરણનો પ્રચાર વ્યર્થ કરાય છે પરન્તુ રસોઇ કેમ બનાવવી, ખેતી કેમ કરવી, ગૃહરચના કેવી કરવી એ વગેરે જીવનોપયોગી બાબતો બીજાને શીખવવી પડે છે; અને, ઉદાર દિલથી કોઇ પણ જિજ્ઞાસુને બતાવવામાં કે સમજાવવામા 'અનર્થદંડ' નથી "उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्" (અર્થાત્ ઉદારચરિત મનુષ્યને જગત્ પોતાનું કુટુંબ છે) એટલે કોઇ પણ માણસને એની ભલાઇ માટે ભલી બુદ્ધિથી

ઉપયોગી બાબતોની સમજ આપવી એ અનર્થદંડમા નથી વનસ્પતિ ખોરાકથી નિર્વાહ થઇ શકે તેમ હોય, છતા સ્વાદ ખાતર કે શરીરને પુષ્ટ બનાવવા ખાતર માંસાહાર કરવો એ માત્ર અનર્થદંડ જ નથી, સંકલ્પી હિંસામા પણ સમાવિષ્ટ થાય છે, જે, ગૃહસ્થને તદ્દન વર્જ્ય છે એકેન્દ્રિય જીવોની પણ પ્રયોજન વિના સ્વચ્છન્દીપણે હિંસા કરવી એ પણ અનર્થ-દંડમા ગણાય છે બીજાની પાપારંભપ્રવૃત્તિમા **નકામા** ડાહ્યા થવુ, વ્યર્થ સીખ આપવા કે પંચાત કરવા નિકળી પડવુ એ અનર્થદંડ ખરુ

(૨) <u>હિંસોપકરણ ન આપવુ</u> આની મતલબ એ છે કે ચપ્પુ, છરી કે અગ્નિ વગેરે બીજાને પેન્સિલ છોલવા, શાક સમારવા કે રસોઇ બનાવવા માટે આપીએ એ અનર્થદંડ નથી, પણ, એનો દુરુપયોગ કરવા માટે આપવુ એ અનર્થદંડ છે સંબંધી વર્ગમા જ આપવુ અને બીજાને ન આપવુ એ સંકુચિત મનોદશા ગણાય કોઇ પરાયા માણસને રોટી બનાવવા અગ્નિ ન આપીએ તો એ ચિત્તની કઠોરતા ગણાય ઉપર કહેલુ "उदार××" એ શ્લોકાર્ધવાક્ય ધ્યાનમા રાખવા લાયક છે ભલાઇ માટે પારસ્પરિક વ્યવહારનુ ક્ષેત્ર સમગ્ર વિશ્વ છે કોઇ નિરપરાધ પ્રાણી ઉપર કોઇએ અન્યાયી આક્રમણ કર્યું હોય તો તે નિરપરાધને બચાવવાના સાધન તરીકે કોઇ હથિયાર આપવુ એ અનર્થદંડ નથી, પણ કોઇ હુમલાખોરને કેવળ હિંસા કરવાની ખાતર હિંસાનુ ઉપકરણ આપવુ એ અનર્થદંડ છે

(૩) <u>દુર્ધ્યાન ન કરવું</u>, અર્થાત્ બીજાનું બુરું કરવાના વિચારો, અનીતિ–અન્યાયના વિચારો કરવા અને નિરર્થક મોહરસને પોતાના મનમાં બહલાવવો તથા વ્યર્થ દુઃખીઆરા વિચારોમાં પડવું–ડૂબવું એ અનર્થદંડ છે અનિષ્ટપ્રાપ્તિ, ઇષ્ટની અપ્રાપ્તિ અને રોગવિષયક વ્યર્થ ચિન્તા આર્ત્તધ્યાન હોઇ અનર્થદંડ છે બાકી, 'રામ' જેવા ન્યાયીના જય અને 'રાવણ' જેવા અન્યાયીના પરાજય વિષેના વિચાર અનર્થદંડ–દુર્ધ્યાનરૂપ ન ગણાય ન્યાયરક્ષણ અને અન્યાયનાશના વિચાર જનહિત માટે ઉપયોગી હોવાથી અનર્થદંડમાં ન આવે.

(૪) <u>પ્રમાદચર્યા.</u> નિરર્થક જમીન ખોદવી, વ્યર્થ આગ સળગાવવી વગેરે પ્રમાદચર્યા અનર્થદંડ છે રસ્તામાં ચાલતાં, કોઇ જાનવર ઉભું હોય એને વ્યર્થ ફટ લાકડી ફટકારી દેવી એ બેવકૂફી અનર્થદંડ છે આવા અનર્થદંડના પાપ માણસને હાથે ઘણા થાય છે, જે ખ્યાલ રાખી તજવા જોઇએ અહિંસાના અણુવ્રતમાં 'સ્થાવર' જીવોની હિંસાનો ત્યાગ ન આવવા છતાં પણ એની નિરર્થક હિંસા ન કરવાનું આ વ્રત ફરમાવે છે એ જ પ્રમાણે, સાધારણ કક્ષાના અસત્ય વગેરે, જેનો નિષેધ આગળ જણાવેલ વ્રતમાં આવ્યો ન હોય, તેનું પણ નિરર્થક આચરણ ન કરવાની આ વ્રતમાં ચેતવણી છે બીજાને દુ:ખકારક મશ્કરી–ઠઠ્ઠા, નિન્દા–ચુગલી કરવાની આ વ્રતમાં મનાઇ છે મોહવર્ધક ઉન્મત્ત ખેલ–તમાશા જોવા એ પ્રકારના અનાદાચરણ યથાશક્તિ વર્જવાનું આ વ્રતમાં છે વાયુસેવન માટે બહાર ફરવા જવાનું અને આરોગ્યને ઉપકારક યોગ્ય કસરત આદિ બીજી પ્રવૃત્તિઓ

યોગ્ય ભોજન–પાનની જેમ શરીર તેમ જ મનને ઉપકારક હોઇ, સ્વાસ્થ્ય માટે ઉપયોગી હોઇ અનર્થદંડમાં ન આવે. સફાઇ, સ્વચ્છતા જાળવવી અને અનારોગ્ય હાલતમાં યોગ્ય ચિકિત્સા કરાવવી, તેમ જ સ્વાસ્થ્ય તથા મનોવિનોદ માટે યોગ્ય મર્યાદામા ઉચિત પ્રમાણમાં કોઇ કાર્ય કરાય એ અનર્થદંડમાં ન આવે ગન્દકી કે ગન્દાપણું રાખી નિરર્થક જીવોત્પત્તિ વધારવી એ જીવહિંસાને માર્ગ આપ્યો ગણાય.

**સામાયિક વ્રત.** રાગદ્વેષરહિત શાન્ત સ્થિતિમાં બે ઘડી અર્થાત્ ૪૮ મિનિટ સુધી એક આસને રહેવું એનું નામ 'સામાયિક' છે. એટલા વખતમાં આત્મતત્ત્વની વિચારણા, જીવનશોધનનું પર્યાલોચન. જીવનવિકાસક વૈરાગ્યશાસ્ત્રોનું પરિશીલન. આધ્યાત્મિક સ્વાધ્યાય અથવા પરમાત્માનું પ્રણિધાન કરવાનુ છે.

**દેશાવકાશિક વ્રત.** છઠ્ઠા વ્રતમાં ગ્રહણ કરેલા દિશાના નિયમનો એક દિવસ માટે અથવા અમુક વખત માટે સંક્ષેપ કરવો અને એવી જ રીતે બીજાં વ્રતોમાં રહેલી–રાખેલી છૂટનો સંક્ષેપ કરવો એ આ વ્રતનો અર્થ છે આમાં વિરતિ-વર્ધનનું તાત્પર્ય છે.

**પોષધ વ્રત.** ધર્મને પોષણ કરનાર હોવાથી 'પોષધ' કહેવાય છે. ઉપવાસ કે એકાશન કરી ચાર કે આઠ પહોર સુધી અથવા તેથી વધુ વખત સાધુજીવનની પેઠે ધર્મક્રિયા-પરાયણ થવું એ પોષધ વ્રત છે. સર્વ સંસારી ભાંજગડથી દૂર અસી સર્વવિરતિ ધર્મની વાનગીનો મધુર રસાસ્વાદ

ચાખવા માટે આ પૌષધ વ્રત છે. આમાં સમ્પૂર્ણ બ્રહ્મચર્ય-પૂર્વક યથાવિધિ ધર્મક્રિયા કરવામાં આવે છે, અને સ્વાધ્યાય અથવા આત્મહિતની જ્ઞાનગોષ્ઠીમાં એ વખત પસાર કરવામાં આવે છે.

**અતિથિસંવિભાગ.** આત્માની ઉચ્ચ કોટીની ઉન્નતિ સાધવા જેઓએ ગૃહવાસનો ત્યાગ કરી વિરતિપરાયણ સંન્યાસનો માર્ગ અખત્યાર કર્યો છે એવા અતિથિ મુમુક્ષુ મુનિ મહાત્માઓને તેમ જ પરોપકારપરાયણ લોકસેવક સજ્જનોને એમની જરૂરીઆતો પૂરી પાડવી અને દીન–દુ:ખિયાઓને યોગ્ય મદદ કરવી એ આ વ્રતનો અર્થ છે

આ બાર વ્રતોમાં શરૂઆતનાં પાંચ વ્રતો ' અણુવ્રત ' કહેવાય છે. કેમકે સાધુજીવનનાં મહાવ્રતોની આગળ એ વ્રતો ' અણુ ' એટલે નાનાં છે ત્યાર પછીનાં ત્રણ ' ગુણવ્રત ' કહેવાય છે કારણ કે એ ત્રણ વ્રતો અણુવ્રતોને ' ગુણ ' એટલે ઉપકાર કરનારાં છે, અર્થાત્ પુષ્ટિ આપનારાં છે. ત્યાર પછીનાં ચાર ' શિક્ષાવ્રત ' કહેવાય છે ' શિક્ષાવ્રત ' એટલે અભ્યાસ કરવાનાં વ્રત

બારે વ્રતો ગ્રહણ કરવાનું સામર્થ્ય ન હોય તો શક્ય હોય તેટલાં વ્રત લઇ શકાય છે. ધર્મસિદ્ધિના મૂલાધાર તરીકે 'સમ્યક્ત્વ' જોઇએ 'સમ્યક્ત્વ' એટલે વિચારપૂત આત્મશ્રદ્ધા

**સમ્યક્ત્વ**

' સમ્યક્ત્વ ' નો શબ્દાર્થ થાય છે સચ્ચાઇ. જ્ઞાન અને ચારિત્રમાં જે સચ્ચાઇ, અર્થાત્ કલ્યાણકારકતા તે જ સમ્યક્ત્વ છે. સચ્ચાઇ વગર જ્ઞાન, ચારિત્રનું કશું મૂલ્ય નથી.

સચ્ચાઇથી જ એ મૂલ્યવાન્ છે સમ્યક્ત્વનું બીજું નામ 'સમ્યગ્દર્શન' છે. એનો અર્થ છે સાચી શ્રદ્ધા સાચી શ્રદ્ધા એટલે વિવેકપૂર્વક શ્રદ્ધા. આ એક વિશિષ્ટ બળ ધરાવતી દૃષ્ટિ છે કર્ત્તવ્ય-અકર્ત્તવ્ય અથવા હેયોપાદેયના વિવેકરૂપ શ્રદ્ધાનું બળ, જે, કલ્યાણસાધનના સન્માર્ગમાં અડગ વિશ્વાસરૂપ છે, તે પ્રગટ થતાં જ થોડું પણ જ્ઞાન, અલ્પ પણ શ્રુત, સાધારણ બુદ્ધિ કે પરિમિત ભણતર સમ્યગ્જ્ઞાન બની જાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે જ્ઞાનનું યસમ્ક્પણું વિવેકદૃષ્ટિ કે વિવેકબળરૂપ શ્રદ્ધાના સમ્યક્પણા (સમ્યગ્દર્શન કે સમ્યક્ત્વ) ઉપર અવલંબિત છે. જ્ઞાનથી વસ્તુ જણાય છે, એમાં વિવેકદૃષ્ટિ પાવિત્ર્ય આણે છે; અને એ બન્નેના (સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન એ ઉભયના) આધાર પર ચારિત્ર (સાચું ચારિત્ર) ઘડાય છે, જેથી મોક્ષ સધાય છે. આ વાત મહર્ષિ ઉમાસ્વાતિજીના તત્ત્વાર્થસૂત્રના "सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः" એ શાસ્ત્રારંભના પ્રથમ જ સૂત્રમાં નિર્દિષ્ટ છે

સમ્યક્ત્વની વ્યાવહારિક બાબત આ પ્રમાણે બતાવવામાં આવી છે:—

"या[1] देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः ।
धर्मे च धर्मधीः शुद्धा सम्यक्त्वमिदमुच्यते" ॥

અર્થાત્-દેવની અન્દર દેવબુદ્ધિ, ગુરુમાં ગુરુબુદ્ધિ અને ધર્મ ઉપર ધર્મબુદ્ધિ-શુદ્ધ પ્રકારની હોવી-એ સમ્યક્ત્વ છે. અહીં દેવ-ગુરુ-ધર્મ તત્ત્વો જરા યાદ કરી જઇએ.

---

૧-૨-૨ હેમચન્દ્રાચાર્યનું યોગશાસ્ત્ર.

**દેવતત્ત્વ**

દેવ કહો કે પરમાત્મા કહો, એક જ વાત છે પરમાત્મા કે ઇશ્વરનુ લક્ષણ પહેલાં બતાવી દીધું છે. હેમચન્દ્રાચાર્યનો

"सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजितः ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वरः"[1] ॥

આ શ્લોક જણાવે છે કે:—

સર્વજ્ઞ, રાગ–દ્વેષ આદિ સમસ્ત દોષોથી નિર્મુક્ત, ત્રૈલોક્યપૂજિત અને યથાસ્થિતતત્ત્વોપદેશા એને 'દેવ' કહેવામાં આવે છે એ પૂજ્ય પરમાત્મા દેવ છે

**ગુરુતત્ત્વ**

"[2]महाव्रतधरा धीरा भैक्षमात्रोपजीविनः ।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः" ॥

અર્થાત્ અહિંસા આદિ પાંચ[3] મહાવ્રતોને ધારણ કરનાર, ધૈર્ય ગુણથી વિભૂષિત, ભિક્ષા–માધુકરીવૃત્તિ કરનાર, સમભાવમા રહેનાર અને ધર્મનો યથાર્થ ઉપદેશ કરનાર એવા સન્તને 'ગુરુ' કહ્યા છે

**ધર્મતત્ત્વ**

"पञ्चैतानि पवित्राणि सर्वेषां धर्मचारिणाम् ।
अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यमलोभता" ॥

અર્થાત્—સર્વ ધર્મવાળાઓને અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને ત્યાગ–નિર્લોભતા એ પાચ બાબતો પવિત્ર

---

૧–૨ હેમચન્દ્રાચાર્યનુ યોગશાસ્ત્ર

૩ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ

સિદ્ધાન્તરૂપ છે—સર્વમાન્ય છે. 'ધર્મ' શબ્દનો અર્થ:—

" दुर्गतिप्रपतत्प्राणिधारणाद् धर्म उच्यते "

એ વાક્યથી એમ બતાવાય છે કે પ્રાણિઓને દુર્ગતિમાં પડતાં બચાવે તે ધર્મ. જીવનને અધોગતિમાંથી ઉપર ઉઠાવે, ઉંચે ચઢાવે તે ધર્મ છે. એ આત્માનો સ્વાનુભવગમ્ય ઉજ્જવળ ગુણ છે. ક્લિષ્ટ કર્મના સંસ્કારો દૂર થવાથી રાગ-દ્વેષની વૃત્તિઓ નરમ પડતાં અન્તઃકરણની જે શુદ્ધિ થાય છે, તે જ વાસ્તવિક 'ધર્મ' છે. એ જ જીવનની ઉજ્જવલતા છે. દયા, મૈત્રી, પરોપકાર, સત્ય, સંયમ, ત્યાગ એ સદ્દગુણો આન્તરિક ઉજ્જવલ જીવનની શુભ્ર પ્રભા છે. એવું પ્રભાશાલી જીવન એને જ ધાર્મિક જીવન કહેવામાં આવે છે.

**જ્ઞાનના ભેદો**

દર્શનમોહનું આવરણ શિથિલ અથવા ક્ષીણ થતાં 'સમ્યગ્દર્શન' પ્રગટે છે; અને એ પ્રકટ થતાંની સાથે જ જ્ઞાનમાં સમ્યક્ત્વ ( સારાપણું અથવા સચ્ચાઇ ) આવી જાય છે, એ આગળ કહેવાઇ ગયું છે. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનું સમ્પૂર્ણ સાહચર્ય છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવલ એ જ્ઞાનના પાંચ ભેદો છે. મનોયુક્ત ઇન્દ્રિયો દ્વારા જે જ્ઞાન થાય છે તે મતિજ્ઞાન છે. આંખથી જોવાય છે, જીભથી ચખાય છે, નાકથી સુંઘાય છે, કાનથી સંભળાય છે અને ચામડીથી અડાય છે તે બધાં મતિજ્ઞાન છે. શબ્દદ્વારા કે સંકેતદ્વારા જે જ્ઞાન થાય છે તે શ્રુતજ્ઞાન છે. આ બન્ને ઇન્દ્રિયાધીન હોઇ પરોક્ષ ગણાય, છતાં ઇન્દ્રિયોદ્વારા થનારાં રૂપાવલોકન આદિ જ્ઞાન વ્યવહારદૃષ્ટિએ પ્રત્યક્ષ છે. અહીં

પ્રસંગોપાત્ત ઇન્દ્રિયો વિષેનું જૈન કથન જરા જોઇ લઇએ.

ઇન્દ્રિયો પાંચ છે: સ્પર્શન ( ત્વચા ), રસન ( જીભ ), ઘ્રાણ ( નાક ), ચક્ષુ અને શ્રોત્ર એ બધી બબ્બે પ્રકારની છે: દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય. દ્રવ્યેન્દ્રિયના બે ભેદો પડે છે: નિર્વૃત્તિ અને ઉપકરણ. શરીરના ઉપર દેખાતી ઇન્દ્રિયોની આકૃતિઓ, જે, પુદ્‌ગલસ્કન્ધોની વિશિષ્ટ રચનાઓ છે તે નિર્વૃત્તિઇન્દ્રિય; અને નિર્વૃત્તિઇન્દ્રિયની બહાર અને અન્દરની પૌદ્‌ગલિક શક્તિ, કે જેના વગર નિર્વૃત્તિઇન્દ્રિય જ્ઞાન પેદા કરવાને અસમર્થ છે તે ઉપકરણ ઇન્દ્રિય. ભાવેન્દ્રિય પણ બે પ્રકારની છે: લબ્ધિ અને ઉપયોગ. જ્ઞાનના પ્રકારભૂત મતિજ્ઞાન આદિનાં આવરણભૂત કર્મોનો ‘ ક્ષયોપશમ ’ ( કર્મોનું એક પ્રકારનું પોચાપણું થવું એ ક્ષયોપશમ ), જે એક પ્રકારનો આત્મિક પરિણામ છે, તે લબ્ધિ-ઇન્દ્રિય છે; અને એ લબ્ધિ તથા નિર્વૃત્તિ અને ઉપકરણ એ ત્રણેના મળવાથી રૂપ આદિ વિષયોનો જે સામાન્ય અને વિશેષ બોધ થવો એ ઉપયોગ-ઇન્દ્રિય છે. આ પ્રમાણે પાંચે ઇન્દ્રિયો લબ્ધિ, નિર્વૃત્તિ, ઉપકરણ અને ઉપયોગ એમ ચાર ચાર પ્રકારની થઇ. મતલબ એ છે કે આ ચાર ચાર પ્રકારોની સમષ્ટિ એને જ એક એક ( સ્પર્શન આદિ એક એક ) પૂર્ણ ઇન્દ્રિય કહી શકાય. એ સમષ્ટિમાં જેટલી ન્યૂનતા તેટલી જ ઇન્દ્રિયની અપૂર્ણતા. ઉપયોગ તો જ્ઞાન છે છતાં લબ્ધિ, નિર્વૃત્તિ અને ઉપકરણ એ ત્રણેની સમષ્ટિનું કાર્ય હોવાથી ઉપચારથી, અર્થાત્ કાર્યમાં કારણનો આરોપ કરી એને પણ ઇન્દ્રિય કહી છે ‘ઉપયોગ’ એટલે જ્ઞાન, એ પેદા થવામાં

'લબ્ધિ' એ આન્તરિક સાધનશક્તિ છે, જ્યારે 'નિર્વૃત્તિ' અને 'ઉપકરણ', જે પુદ્ગલમય દ્રવ્યેન્દ્રિય છે, બાહ્ય સાધન છે

જ્ઞાનના પાચ ભેદો પૈકી મતિ, શ્રુત જોયા 'અવધિજ્ઞાન' અને 'મન પર્યાયજ્ઞાન' સ્પષ્ટ પ્રત્યક્ષ છે કેમકે તેઓ ઇન્દ્રિય-નિરપેક્ષ હોઇ કેવલ આત્મશક્તિસમ્ભૂત છે અવધિજ્ઞાનની અવધિ એક જાતની નથી, અસખ્ય પ્રકારની છે. 'અવધિજ્ઞાન' પોતાની અવધિમાના રૂપી પદાર્થોનો—ચાહે તે આવરણથી આવૃત હોય, ચાહે દૂર હોય—સાક્ષાત્કાર કરે છે 'મનઃપર્યાય-જ્ઞાન' બીજાઓના મનને (મનોદ્રવ્યને) સ્પષ્ટ પ્રત્યક્ષ કરે છે. બીજો માણુસ શુ ચિન્તવી રહ્યો છે તે મનઃપર્યાયજ્ઞાન જાણી શકે છે 'કેવલજ્ઞાન' એ પૂર્ણજ્ઞાન છે

કૈવલ્ય–સ્થિતિ પામવા માટેની સાધનપ્રણાલી સમજવા સારુ આત્માનો ક્રમિક વિકાસ સમજવો જોઇએ એ ગુણ-સ્થાનનો વિષય હોઇ હવે તે તરફ જરા નજર કરીએ

## ગુણશ્રેણી અથવા ગુણસ્થાન

જૈનશાસ્ત્રમા ચૌદ શ્રેણિઓ બતાવી છે આ શ્રેણીઓ ગુણસ્થાનની છે ગુણસ્થાન એટલે ગુણની અવસ્થા આત્માનો ગુણવિકાસ યથાયોગ ક્રમશઃ ચૌદ શ્રેણિઓમા થાય છે

પહેલી શ્રેણિના જીવો કરતા બીજી–ત્રીજી શ્રેણીના જીવો આત્મગુણના સમ્પાદનમા આગળ ગયેલા હોય છે. અને તેમના કરતાં ચોથી શ્રેણીના જીવો વધુ ઉન્નતિ ઉપર વર્તતા હોય છે આ પ્રમાણે ઉત્તરોત્તર શ્રેણીના જીવો પ્રાય.

પૂર્વ–પૂર્વ શ્રેણીના જીવોથી અધિક ઉન્નતિ ઉપર પહોંચેલા હોય છે; યાવત્ ચૌદમી શ્રેણીમાં આવેલાઓ પૂર્ણ સિદ્ધ–પૂર્ણ કૃતાર્થ બની તત્કાલ જ મુક્તિ–દશાને પામી જાય છે. બધા પ્રાણિઓ પહેલાં તો પ્રથમ શ્રેણીમાં વર્ત્તનારા હોય છે. પણ એમાંથી જેઓ આત્મબલ ફોરવી આગળ વધવાનો પ્રયત્ન કરે છે, તેઓ ઉત્તરોત્તર શ્રેણીઓમાં યોગ્ય ક્રમથી પસાર થતા બારમી શ્રેણીમાં નિરાવરણ બની તેરમીમાં જીવન્મુક્ત પરમાત્મા બને છે; અને મૃત્યુ સમયે ચૌદમી શ્રેણીમાં આવી તરત જ પરમ નિર્વાણધામ પ્રાપ્ત કરે છે. મન્દપ્રયત્નવાળાઓને વચલી કેટલીક શ્રેણીઓમાં વધારે રોકાવું પડે છે, ચડતી–પડતી પણ તેમની ઘણી વખત ઘણી થાય છે, જેથી બારમી શ્રેણીએ કે એ શ્રેણીએ જતા માર્ગે પહોંચતાં તેઓને ઘણો વખત લાગે છે. કોઇ પ્રબલ પુરુષાર્થ ફોરવનારા તીવ્ર વેગથી કામ લેતાં વચલી શ્રેણીઓમાં વધુ ન રોકાતાં સત્વર બારમી શ્રેણીએ પહોંચી તેરમીમાં કેવલ-જ્ઞાની બને છે

આ વિષય સૂક્ષ્મ હોવા છતા સમજવામાં ધ્યાન અપાય તો મજાનો લાગે એવો છે. આ આત્માની ઉત્ક્રાન્તિની વિવેચના છે. મોક્ષમહેલ ઉપર પહોંચવાને ચૌદ પગથિયાંની આ નીસરણી છે પહેલા પગથિયાથી જીવો ચઢવા માંડે છે અને કોઇ હળવે, તો કોઇ ઉતાવળથી ચઢે છે અને યથાશક્તિ આગળ વધવાનો પ્રયત્ન કરે છે કેટલાક ચઢતાં ચઢતાં ભાન નહિ રાખવાથી નીચે ગબડી પડે છે, પડતાં પડતાં પહેલા પગથિયા સુધી પણ જઇ પડવાનું બને છે અગ્યારમા પગથિયા

સુધી પહોચેલાઓને પણ મોહનો ફટકો લાગવાથી એકદમ નીચે પડવાનું થાય છે. એટલા જ માટે જીવોને ચઢતાં ચઢતાં જરા પણ પ્રમાદ ન કરવા માટે આધ્યાત્મિક શાસ્ત્રોએ ખૂબ *ચેતવણી આપી છે બારમે પગથિયે પહોંચ્યા પછી પડવાનો કોઇ જાતનો ભય રહેતો નથી આઠમે—નવમે પગથિયે મોહનો ક્ષય શરૂ થયા પછી પડવાનો ભય બિલકુલ ટળી જાય છે

'ગુણસ્થાન' શબ્દમાં 'ગુણ' શબ્દનો અર્થ આત્મ-વિકાસનો અંશ થાય છે આત્મવિકાસના અંશ જેમ જેમ વધે છે, તેમ તેમ ગુણસ્થાનોની વૃદ્ધિ માનવામાં આવે છે. આમ તો ગુણસ્થાન અસંખ્યાત છે આત્માની એ પ્રકારની જેટલી પરિણતિઓ એટલાં ગુણસ્થાન જેમ, નદીના એક પ્રવાહને 'કોસ' આદિના કલ્પિત માપથી વિભક્ત કરી શકાય છે, છતાં એથી એ પ્રવાહમાં કોઇ અમિટ રેખા બની જતી નથી, ન તો તે પ્રવાહ જ તૂટે છે, જેથી એક ભાગથી બીજો ભાગ બિલકુલ અલગ પડેઃ એ પ્રમાણે ગુણસ્થાનોની વાત છે. એક ગુણસ્થાનથી બીજા ગુણસ્થાનની સીમા એવી રીતે જોડાયેલી છે કે તે એક પ્રવાહસમું બની ગયું છે એમ છતાં, વર્ણન કરવાની સગવડ ખાતર ગુણસ્થાન ચૌદ ભાગોમાં વિભક્ત કરવામાં આવ્યાં છે દિશાનિર્દેશ એ રીતે જ કરી શકાય

* જૈન 'ઉત્તરાધ્યયન' સૂત્રમાં દશમા અધ્યયનમાં ભગવાન્ મહાવીરે ગૌતમને સમ્બોધીને જીવોને 'ગોયમ! મ કર પ્રમાદ' એ પ્રકારનો સુન્દર ઉપદેશ કર્યો છે.

પ્રથમ ચૌદ ગુણશ્રેણિઓનાં નામ–મિથ્યાદૃષ્ટિ, સાસાદન, મિશ્ર, અવિરતિ-સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત, અપૂર્વકરણ, અનિવૃત્તિ, સૂક્ષ્મસમ્પરાય, ઉપશાન્તમોહ, ક્ષીણ-મોહ, સયોગકેવલી, અયોગિકેવલી.

**મિથ્યાત્વગુણસ્થાન.** પ્રાણીમાં જ્યારે સમ્યગ્દર્શન ન હોય, કલ્યાણસાધનના માર્ગમાં ઉંધી સમજ હોય કે અજ્ઞાન, ભ્રમ પ્રવર્તતા હોય ત્યારે એ આ શ્રેણીમાં હોય છે. નાના કીડાથી માંડી મોટા મોટા પંડિતો, તપસ્વીઓ અને રાજા–મહારાજા વગેરે સુદ્ધાં આ શ્રેણીમાં હોય છે કેમકે વાસ્તવિક આત્મદૃષ્ટિ કે આત્મભાવના વગર એમની અન્ય ઉન્નતિનું કશું મૂલ્ય નથી.

*** સાસાદન ગુણસ્થાન** સમ્યગ્દર્શનથી પડતી અવસ્થાનું નામ છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી પણ ક્રોધાદિ પરમતીવ્ર ('અનન્તાનુબન્ધી') કષાયોનો ઉદય થાય તો સમ્યક્ત્વથી પડવાનો વખત આવે છે આ ગુણસ્થાન એવી પડતી અવસ્થારૂપ છે–સમ્યક્ત્વથી મિથ્યાત્વમાં પડવારૂપ છે. પડવા માંડે એને પડતાં કેટલી વાર? એટલે આ ગુણસ્થાન ક્ષણમાત્રનુ છે

**મિશ્રગુણસ્થાન** આત્માના એવા વિચિત્ર અધ્યવ-સાયનું નામ છે કે જે સમ્યક્ત્વ અને મિથ્યાત્વ બન્નેના મિશ્રણરૂપ છે માટે આ ગુણસ્થાનનું નામ મિશ્રગુણસ્થાન છે.

* 'આસાદન' એટલે "અનન્તાનુબન્ધી" અતિતીવ્ર ક્રોધાદિ કષાયો, તે કષાયોથી યુક્ત એ 'સાસાદન' કહેવાય.

જ્યારે કોઇ જીવને સત્યનું દર્શન થાય છે ત્યારે તે આશ્ચર્યચકિત જેવો બની જાય છે. એના જૂના સંસ્કાર એને પાછળ તરફ ખેંચે છે અને સત્યનું દર્શન આગળ ખેંચે છે. આ 'ચકિત' અવસ્થા થોડા વખત માટે હોય છે. પછી તો એ કાં તો મિથ્યાત્વમાં પડે છે, કાં તો સત્યને પ્રાપ્ત કરે છે. આ ગુણસ્થાનમાં "અનન્તાનુબન્ધી" કષાય ન હોવાથી ઉપરનાં બન્ને ગુણસ્થાનોથી આ ગુણસ્થાન ચઢિયાતું છે. પરન્તુ આમાં પૂર્ણ વિવેકપ્રાપ્તિ હોતી નથી, સમ્યક્ત્વ અને મિથ્યાત્વનુ મિશ્રણ હોય છે–"હાલકડોલક" જેવી સ્થિતિ હોય છે.

**અવિરતિસમ્યગ્દષ્ટિ.** વિરતિ વિનાનું 'સમ્યક્ત્વ' (સમ્યગ્દર્શન) એ 'અવિરતિસમ્યગ્દષ્ટિ' શબ્દનો અર્થ છે. સમ્યક્ત્વનો સ્પર્શ થતાં ભવભ્રમણના કાળનો છેડો નિયત થઇ જાય છે આત્મવિકાસની મૂળ આધારભૂમિ આ ગુણસ્થાન છે

મિથ્યાદષ્ટિ અને સમ્યગ્દષ્ટિ એ બે વચ્ચેનો ફેર આ પ્રસંગે જરા જોઇ લઇએ મિથ્યાદષ્ટિમા ધાર્મિક ભાવના નથી હોતી. બધા પ્રાણીઓ સાથે એકતા યા સમાનતા અનુભવવાની સદ્વૃત્તિથી એ ખાલી હોય છે અન્ય સાથે એનો સંબંધ સ્વાર્થનો કે બદલો લેવાનો જ હોય છે. સમ્યગ્દષ્ટિ ધાર્મિકભાવનાશીલ અને આત્મદષ્ટિવાળો હોય છે. આત્મકલ્યાણની દિશામાં એ યથાશક્તિ પ્રવર્તતો હોય છે મારો આત્મા છે એવો જ બીજાઓનો આત્મા છે એવી તેની શ્રદ્ધા હોય છે. આસક્તિવશાત્ પોતાના સ્વાર્થ માટે બીજાના હિતનો ઉપરોધ કરવા જેવું દુષ્કૃત્ય એ કદાચ કરે તો પણ

તે અનુચિત છે એમ એના અન્તરાત્માને ડંખ્યા કરે છે, એ માટે એને પશ્ચાત્તાપ થાય છે અને પાપાચરણ ઓછાં થાય એવી એની મનોભાવના હોઇ એ પ્રકારનું વલણ એ પોતાના ગજા મુજબ રાખતો હોય છે. મિથ્યાદૃષ્ટિ, ધાર્મિક દૃષ્ટિએ જે પાપ ગણાતું હોય તેને પાપ સમજતો નથી; ભૌતિક સુખ મેળવવા પાછળ મસ્ત હોવાથી એ માટેના માર્ગ લેવામાં પુણ્ય-પાપનો ભેદ એને ગ્રાહ્ય નથી; એ પાપ-માર્ગને પાપમાર્ગ ન સમજતાં "એમાં શું ?" એવી સ્વાભાવિકતાથી ગ્રહણ કરે છે. મિથ્યાદૃષ્ટિ કોઇનું ભલું કરતો હોય તો પણ સ્વાર્થ, પક્ષપાત કે કૃતજ્ઞતાના હિસાબે કરતો હોય છે, જ્યારે સમ્યગ્દૃષ્ટિ એ ઉપરાંત સ્વાર્પણભાવનાનું સાત્ત્વિક તેજ પણ ધરાવતો હોય છે

**દેશવિરતિ.** સમ્યગ્દૃષ્ટિપૂર્વક, ગૃહસ્થ-ધર્મનાં વ્રતોનું રીતસર પાલન કરવું એ 'દેશવિરતિ' છે સર્વથા નહિ, કિન્તુ અંશતઃ ચોક્કસપણે પાપયોગથી વિરત થવું એ 'દેશ-વિરતિ' શબ્દનો અર્થ છે દેશ એટલે અંશ, અમુક અંશે વિરતિ (મર્યાદિત વિરતિ) એ દેશવિરતિ.

**પ્રમત્તગુણસ્થાન.** મહાવ્રતધારી સાધુજીવનનું આ ગુણસ્થાન છે પરન્તુ અહીં સર્વવિરતિ હોવા છતાં પ્રમાદ હોય છે. કયારેક કયારેક કર્ત્તવ્ય કાર્ય કરવાનું ઉપસ્થિત થવા છતાં આલસ્યાદિને લીધે જે અનાદરબુદ્ધિ પેદા થાય છે તે પ્રમાદ છે. પરન્તુ જેમ ઉચિત નિદ્રા લેવાથી પ્રમાદ નથી થઇ જતો, તેમ કષાય પણ, તીવ્રતાને ધારણ કરે ત્યારે 'પ્રમાદ' શબ્દથી આ સ્થળે વિવક્ષિત છે કેમકે એમ તો કષાયોદય

આગળ સાતમામાં પણ છે, દશમા ગુણસ્થાન સુધી છે, પણ મન્દ થતો જતો હોઇ 'પ્રમાદ' કહેવાતો નથી.

**અપ્રમત્તગુણસ્થાન.** પ્રમાદમુક્ત મુનિવરનું આ સાતમું ગુણસ્થાન છે સંયમી મનુષ્ય ઘણીવાર પ્રમત્ત અને અપ્રમત્ત અવસ્થામાં ઝોલાં ખાતો હોય છે. કર્ત્તવ્યમાં ઉત્સાહ અને સાવધાની બન્યાં રહે એ અપ્રમત્ત અવસ્થા છે. એ અવસ્થામાં ચલિતપણું આવતાં થોડા વખતમાં પાછી પ્રમત્તતા આવી જાય છે

**અપૂર્વકરણ.*** ચારિત્રમોહનીય કર્મનો ઉપશમ યા ક્ષય કરવાનો અપૂર્વ (પહેલાં નહિ પ્રાપ્ત થયેલો) અધ્યવસાય (આત્મિક ઉત્થાનકાળનો વિશિષ્ટ ભાવોત્કર્ષ) આ ગુણસ્થાનમાં પ્રાપ્ત થાય છે ચારિત્રમોહનીયનો ઉપશમ યા ક્ષય અહીંથી (અહીંની સબળ ભૂમિકાપર મંડાયેલ આગલા ગુણસ્થાનથી) શરૂ થાય છે.

**અનિવૃત્તિગુણસ્થાન.** અપૂર્વ પ્રકારનો પામેલો ભાવોત્કર્ષ અહિં એ સમાન શ્રેણીના આત્માઓમાં સમાનતાને ધારણ કરે છે. આ બે ગુણસ્થાન આત્મિક ભાવના નૈર્મલ્યની તરતમઅવસ્થાના નિર્દેશરૂપ છે.

**સૂક્ષ્મસમ્પરાય.×** મોહનીય કર્મનો ઉપશમ યા ક્ષય થતાં થતાં જ્યારે બધું (ક્રોધ આદિ સપરિવાર કષાયરૂપ)

---

* 'કરણ' એટલે અધ્યવસાય—આત્મપરિણામ, અથવા ક્રિયા.
× 'સમ્પરાય' એટલે કષાય. પ્રકૃતમાં લોભ લેવો.

મોહનીય કર્મ ઉપશાન્ત યા ક્ષીણ થઇ જાય છે, માત્ર એક લોભનો (રાગનો) સૂક્ષ્મ અ શ અવશિષ્ટ રહે છે ત્યારે તે સ્થિતિનુ ગુણસ્થાન 'સૂક્ષ્મસમ્પરાય' કહેવાય છે

**ઉપશાન્તમોહ.** કષાયરૂપ ચારિત્રમોહનીય કર્મનો ઉપશમ જ (ક્ષય નહિ) કરવો જેણે પ્રાર ભ્યો છે, તેનો સમ્પૂર્ણ મોહ ઉપશાન્ત થવો તેનુ નામ 'ઉપશાન્તમોહ' ગુણસ્થાન

**ક્ષીણમોહ.** કષાયરૂપ ચારિત્રમોહનીય કર્મનો ક્ષય જેણે પ્રાર ભ્યો છે, તેનો સમ્પૂર્ણ મોહ ક્ષીણ થવો તેનુ નામ 'ક્ષીણમોહ' ગુણસ્થાન ઉપલુ અને આ બન્ને પૂર્ણ સમ ભાવના ગુણસ્થાન છે ફરક એટલો જ કે ઉપલામા સમભાવનુ સ્થાયિત્વ નથી, જ્યારે આ ગુણસ્થાનમા એ સ્થાયી છે

અહીં ઉપશમ અને ક્ષયમા ફરક સમજવાનો છે સામાન્ય રીતે એમ સમજૂતી અપાય કે, આગ પર પાણી નાખી તેને હોલવી નાખવી એ 'ક્ષય' અને રાખ નાખી તેને ઢાકી દેવી એ 'ઉપશમ' મોહનો સર્વથા ઉપશમ થયો હોય, છતા પુન મોહનો પ્રાદુર્ભાવ થયા વગર રહેતો નથી જેમ પાણીના વાસણમા પાણીની રજ બધી તળિયે બેસી જાય છે, ત્યારે તે પાણી સ્વચ્છ દેખાય છે, તેમ મોહના રજકણો—મોહનો તમામ પુજ ઉદિત થતા અટકી જઇ આત્મ પ્રદેશોમા જ્યારે બિલ્કુલ સ્થિર થઇ જાય છે, ત્યારે આત્માના પ્રદેશો સ્વચ્છ જેવા બને છે પરન્તુ આ સ્વચ્છતા કેટલા વખતની? પેલા પાણીની નીચે બેસી ગયેલા રજકણો થોડી વારમા પાણીને જરામાત્ર હલનચલનક્રિયાની અસર

લાગવાથી જેમ તમામ પાણીમા પ્રસરી જાય છે, તેમ ઉપશાન્ત થયેલ મોહપુજ થોડી વારમા પુન. ઉદયમા પ્રાપ્ત થાય છે, અને એથી, જેવી રીતે ગુણશ્રેણીઓમા ચઢવાનુ થયુ હતુ તેવી રીતે પડવાનુ થાય છે મોહશમનના સાધકને ફરી પડવુ જ પડે છે, જ્યારે મોહક્ષયનો સાધક એકદમ 'કેવલજ્ઞાન' ને પ્રાપ્ત કરે છે કેમકે મોહનો ક્ષય થયા પછી તેનો પુનઃ ઉદ્ભવ થતો નથી બારમા ગુણસ્થાનમા આત્મા ચિત્તયોગની પરાકાષ્ઠાની શુક્લસમાધિ ઉપર આરૂઢ થઇ સમગ્ર મોહાવરણ, સમગ્ર જ્ઞાનાવરણ અને સમગ્ર અન્તરાયચક્રને વિધ્વસ્ત કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે એ કેવલજ્ઞાન પ્રાપ્ત થતા જ—

**સયોગકેવલી** ગુણસ્થાનની શરૂઆત થાય છે આ ગુણસ્થાનના નામમા જે 'સયોગ' શબ્દ મૂક્યો છે તેનો અર્થ 'યોગવાળો' થાય છે 'યોગવાળો' એટલે શરીર વગેરેના વ્યાપારવાળો કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ શરીરધારીને ગમનાગમનનો વ્યાપાર, બોલવાનો વ્યાપાર વગેરે વ્યાપારો રહે છે દેહાદિની ક્રિયા હોવાને લીધે શરીરધારી કેવલી સયોગકેવલી કહેવાય છે

ગુણસ્થાનસમારોહસબધી મહત્ત્વની પ્રક્રિયા ઉપર જરા દૃષ્ટિપાત કરી લેવો અહીં પ્રાસગિક છે

સાતમા ગુણસ્થાનકે પહોચેલ પ્રગતિશીલ સાધકની આન્તરિક સાધના અત્યન્ત સૂક્ષ્મ બની પ્રખર પ્રગતિ કરવા માડે છે, અને ક્ષણમાત્રમાં વિરામભૂમિએ પહોંચે છે તે બાબત નીચે પ્રમાણે છે

સમગ્ર કર્મચક્રમાં સરદારી ધરાવતું કર્મ 'મોહનીય' કર્મ છે. તેના દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એમ બે ભેદો આગળ બતાવવામાં આવ્યા છે, અને ત્યાં જણાવ્યું છે કે, 'દર્શન' એટલે દૃષ્ટિ, અર્થાત્ તાત્ત્વિક સમજ અથવા કલ્યાણભૂતતત્ત્વશ્રદ્ધા, તેને અટકાવે તે દર્શનમોહનીય; અને ચારિત્રને અટકાવે તે ચારિત્રમોહનીય. દર્શનમોહનીયકર્મનાં પુદ્‌ગલોનું માલિન્ય દૂર થઇ તે શુદ્ધ બને છે ત્યારે તેનો ઉદય નિર્મળ કાચની જેમ તત્ત્વદર્શનમાં બાધક થતો નથી; એવાં પુદ્‌ગલોને "સમ્યક્ત્વમોહનીય" કર્મ કહેવામાં આવે છે; અને એ હાલતનું તત્ત્વદર્શન 'ક્ષાયોપશમિક સમ્યક્ત્વ' કહેવાય છે; પરન્તુ કેટલોક ભાગ શુદ્ધ અને કેટલોક અશુદ્ધ એમ મિશ્ર હાલતમાં એ પુદ્‌ગલો હોય છે, ત્યારે એ કર્મ-પુદ્‌ગલો "મિશ્રમોહનીય" કર્મ કહેવાય છે, જેના ઉદયે પ્રાણીની તત્ત્વશ્રદ્ધા "સેળભેળ" જેવી બને છે; અને જ્યારે એ (દર્શન-મોહનીયનાં) કર્મપુદ્‌ગલો જેવાંનેતેવાં અશુદ્ધ હાલતમાં હોય છે ત્યારે "મિથ્યાત્વમોહનીય" કર્મ કહેવાય છે, જેના ઉદયે પ્રાણી મિથ્યાત્વથી અવરાય છે. આમ, દર્શનમોહનીયના સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય એમ ત્રણ ભેદો છે ચારિત્રમોહનીયના પચીશ ભેદો છે. તે આ પ્રમાણે ક્રોધ-માન (અભિમાન)-માયા-લોભ એ ચાર 'કષાય' કહેવાય છે. એ દરેકના અનન્તાનુબન્ધી, અપ્રત્યા-ખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન એમ ચાર ચાર ભેદો છે. અતિતીવ્ર કષાયો, જે અનન્તદુઃખરૂપ

મિથ્યાત્વના ઉદ્ભાવક છે તે 'અનન્તાનુબન્ધી', ÷અ-પ્રત્યાખ્યાનને, અર્થાત્ અલ્પ પ્રત્યાખ્યાનને પણ, એટલે કે દેશવિરતિને રુંધનાર કષાય તે 'અપ્રત્યાખ્યાનાવરણ'; 'પ્રત્યાખ્યાન' અર્થાત્ સર્વવિરતિને રોકનાર કષાય તે 'પ્રત્યાખ્યાનાવરણ'; અને વીતરાગ (યથાખ્યાત) ચારિત્રને અટકાવનાર કષાય 'સંજ્વલન' કહેવાય છે આ ઉપરથી સમજાય છે કે "અનન્તાનુબન્ધી" કષાય ટળે ત્યારે ચતુર્થગુણસ્થાનસ્વરૂપ સમ્યક્ત્વ, બીજા નંબરનો કષાય ખસે ત્યારે દેશવિરતિ, ત્રીજા વર્ગનો કષાય હટે ત્યારે સર્વવિરતિ અને "સંજ્વલન" કષાય દૂર થાય ત્યારે વીતરાગ (યથાખ્યાત) ચારિત્ર પ્રાપ્ત થાય.

આમ કષાયોના સોળ ભેદ થયા એમના સહચારી બીજા નવ ગણાવ્યા છે, જેમને 'નોકષાય' કહેવામાં આવે છે. તે છે-હાસ્ય, રતિ (અનુરાગ, પ્રીતિ), અરતિ (અપ્રીતિ, ઉદ્વેગ), ભય, શોક, જુગુપ્સા (ઘૃણા) અને પુરુષવેદ, સ્ત્રીવેદ, નપુસકવેદ આમ આ પચીશ ભેદો અને દર્શનમોહનીયના ત્રણ ભેદો એમ મોહનીય કર્મના કુલ અઠાવીશ ભેદ થયા તેમાં ત્રિવિધ દર્શનમોહનીય અને અનન્તાનુબન્ધી ચાર કષાય એમ સાતના ઉપશમથી ઉપશમસમ્યક્ત્વ અથવા ક્ષયથી ક્ષાયિક સમ્યક્ત્વને પ્રાપ્ત કરેલ આત્મા આઠમા, નવમા એ ગુણસ્થાનોમાં બાકીની મોહનીયની એકવીશ પ્રકૃતિઓમાંથી-એક લોભ સિવાય-વીશ પ્રકૃતિઓને ઉપશમાવે છે યા ક્ષય કરે છે; અને દશમા ગુણસ્થાનમાં 'સૂક્ષ્મ'-લોભની દશા

÷ અહીં "અ" નો અર્થ અલ્પ છે.

ધરાવતો એ ઉપશમક્રિયાની શ્રેણી ચલાવનાર હોય તો એ અવશિષ્ટ લોભાંશને–સૂક્ષ્મીભૂત લોભને ઉપશમાવી અગ્યારમા ઉપશાન્તમોહ ગુણસ્થાનને સ્પર્શે છે, જ્યારે ક્ષય-ક્રિયાની શ્રેણી ચલાવનાર એ સૂક્ષ્મીભૂત લોભાંશનો ક્ષય કરે છે. આ સૂક્ષ્મીભૂત લોભનો ક્ષય થતાં સંપૂર્ણ મોહનો નાશ પૂર્ણ થાય છે, જે બારમા ગુણસ્થાનની પરાકાષ્ઠાએ પહોંચેલી સિદ્ધિ છે, જે તત્કાલ કેવલજ્ઞાનની સિદ્ધિ પ્રગટાવે છે.

આગળ જણાવેલ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ એ કર્મબન્ધના હેતુઓમાં આગળઆગળનો બન્ધહેતુ હોય ત્યારે એની પછીના બન્ધહેતુ બધાયે હોય; પણ પાછળનો બન્ધહેતુ હોય ત્યાં આગળનો હોય અને ન પણ હોય. જેમકે મિથ્યાત્વ હોય ત્યાં અવિરતિ વગેરે બધાયે બન્ધહેતુ હોય; પણ અવિરતિ હોય ત્યાં મિથ્યાત્વ હોય જ એવો નિયમ નથી; હોય અને ન પણ હોય; પહેલા ગુણ-સ્થાને અવિરતિ અને મિથ્યાત્વ બન્ને છે, પણ બીજા–ત્રીજા–ચોથા ગુણસ્થાને અવિરતિ છે અને મિથ્યાત્વ નથી. એ પ્રમાણે કષાય હોય ત્યાં યોગ હોય જ, પણ સદેહ કેવલીના યોગ ( શરીરાદિ ક્રિયા ) નિષ્કષાય હોય છે.

આ બધા બન્ધહેતુઓ સાધકની સાધના જેમ જેમ ખિલતી જાય છે, તેમ તેમ ક્રમે ક્રમે ખસતા જાય છે. જેમકે ચતુર્થ ગુણસ્થાને સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં મિથ્યાત્વનો ઉદય અટકી જાય છે, એટલે એ મિથ્યાત્વનો સંવર થયો એ પ્રમાણે વિરતિનું ગુણસ્થાન પ્રાપ્ત થતાં અવિરતિનો સંવર, અપ્રમત્ત (સપ્તમ) ગુણસ્થાન પ્રાપ્ત થતાં પ્રમાદનો સંવર,

ઉપશાન્તમોહ કે ક્ષીણમોહ દશા આવતાં કષાયનો સંવર અને છેલ્લે મૃત્યુ વખતે અયોગી દશામાં યોગનો સવર સમજવો

મોહનો પૂર્ણ વિલય થતા જ કર્મનો બંધ સર્વથા અટકી જાય છે (એક ફક્ત સાતવેદનીય કર્મનો ક્ષણિક બન્ધ કઇ ગણત્રીમા!) જીવન્મુક્ત [ સયોગ કેવલી ] ની એ દશા છે. આમ મોક્ષ અથવા સિદ્ધત્વ પૂર્ણ સંવર અને દેહમુક્ત થતી વખતે પૂરી થતી નિર્જરા એ ઉભયના બળે પ્રાપ્ત થાય છે.

સર્વકર્મક્ષયાત્મક મોક્ષ થવા પૂર્વે અંશતઃ–કર્મક્ષયરૂપ નિર્જરા વધતી જવી જરૂરની છે જો કે સર્વ સંસારી આત્માઓમાં કર્મનિર્જરાનો ક્રમ ચાલુ જ હોય છે, પણ કલ્યાણરૂપ કર્મનિર્જરા જીવ મોક્ષાભિમુખ થયા પછી થાય છે ખરી મોક્ષાભિમુખતા સમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિથી શરૂ થાય છે, અને તે "જિન" અવસ્થાએ પૂર્ણ થાય છે સમ્યગ્‌દૃષ્ટિની પ્રાપ્તિથી માંડી "જિન" અવસ્થા સુધીમા અન્તર્વિકાસગતિના સ ળ દૃષ્ટિએ દશ વિભાગો બતાવવામા આવ્યા છે એમા ઉત્તરોત્તર પરિણામની વિશુદ્ધિ ચઢતી જતી હોય છે પરિણામની વિશુદ્ધિ જેટલી વધારે, કર્મનિર્જરા પણ તેટલી વધારે, એટલે પૂર્વ પૂર્વ અવસ્થા કરતા ઉત્તર ઉત્તર અવસ્થામા પરિણામવિશુદ્ધિની અધિકતાને લીધે અસખ્યાતગણી કર્મનિર્જરા વધતી જાય છે આ રીતે વધતાં વધતાં છેવટે જિન [ સર્વજ્ઞ ] અવસ્થામા નિર્જરાનું પ્રમાણ સહુથી વધારે થઇ જાય છે એ દશ અવસ્થાઓ આ છે:—

૧ મિથ્યાત્વ ટળતાં સમ્યક્ત્વ પ્રગટે તે સમ્યગ્દૃષ્ટિ ૨ જેમાં દેશવિરતિ પ્રગટે તે ઉપાસક ૩ જેમાં સર્વ-

વિરતિ પ્રગટે તે વિરત. ૪ જેમાં "અનન્તાનુબન્ધી" કષાયોનો ક્ષય કરવાની વિશુદ્ધિ પ્રગટે તે અનન્તવિયોજક. ૫ જેમાં દર્શનમોહનો ક્ષય કરવાની વિશુદ્ધિ પ્રગટે તે દર્શનમોહક્ષપક. ૬ જે અવસ્થામાં ચારિત્રમોહની પ્રકૃતિઓનો ઉપશમ ચાલતો હોય તે ઉપશમક. ૭ જે અવસ્થામાં એ ઉપશમ પૂર્ણ થાય તે ઉપશાન્ત. ૮ જે અવસ્થામાં ચારિત્રમોહની પ્રકૃતિઓનો ક્ષય ચાલતો હોય તે ક્ષપક. ૯ જે અવસ્થામાં એ ક્ષય પૂર્ણ સિદ્ધ થાય તે ક્ષીણમોહ. ૧૦ જેને જિનપણું [ સર્વજ્ઞપણું ] પ્રગટે તે જિન.

જિન કેવલી પરમાત્મા પોતાના આયુષ્યના અન્ત વખતે [ મરણસમયે ] પોતાના શરીરાદિના તમામ વ્યાપારોનો પૂર્ણ નિરોધ કરે છે, ત્યારે તે અવસ્થાનું ગુણસ્થાન—

**અયોગી કેવલી** છે અયોગી એટલે સર્વવ્યાપારરહિત–સર્વક્રિયારહિત. કેવલી અયોગી થતાં જ એનું શરીર છુટી જાય છે, અને એ પરમ આત્મા અમૂર્ત, અરૂપી, કેવલજ્યોતિઃસ્વરૂપ પરમ કૈવલ્યધામને પ્રાપ્ત થાય છે.

અધ્યાત્મદૃષ્ટિ પણ આ પ્રસંગે ચિંતવી લઇએ.

## અધ્યાત્મ

સંસારની ગહન ગતિ છે. જગત્માં સુખી જીવોના કરતાં દુઃખી જીવોનું ક્ષેત્ર બહુ મોટું છે. આધિ–વ્યાધિ–શોક–સન્તાપથી જગત્ સન્તપ્ત છે. સુખનાં અનેકાનેક સાધનો મોજૂદ હોય તો પણ મોહ અને સન્તાપનાં દર્દો મટી શકતાં

નથી ધન વગેરે મળવા છતા દુખનો સયોગ ખમી શકતો નથી મોહવાસનાની દુનિયા બહુ વિષમ અને ગહન છે

સુખ-દુખનો તમામ આધાર મનોવૃત્તિ ઉપર છે મોટો ધનાઢ્ય મનુષ્ય પણ લોભના ચક્કરમા ફસાવાથી અથવા પ્રકૃતિના કાર્પણ્યદોષને લીધે દુખી રહ્યા કરે છે, જ્યારે નિર્ધન મનુષ્ય પણ વિવેકસમ્પાદિત સન્તોષવૃત્તિના પ્રભાવે મન ઉપર ઉદ્વેગ નહિ રાખતો હોવાથી સુખી રહે છે સુખ દુખની ભાવનાના વહેણ બાહ્ય પદાર્થો પર આશ્રિત નથી, કિન્તુ મનોવૃત્તિના વિચિત્ર ચક્કર પ્રમાણે એ ભાવનાનું ચક્કર ફરતું રહે છે મનની આ ચચલ સ્થિતિમા જ દુખનાં મૂળ સમાયા છે ચિત્તની સન્કાન્તિ અને તેણે બક્ષેલી સન્તોષ-લક્ષ્મી વગર ખરી શાન્તિ અને સાચુ સુખ અસભવ છે

ખરેખર "મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ" એ વાત પૂર્ણ સત્ય છે જે મનનો વિજેતા છે તે વિશ્વવિજેતા છે

રાગ, દ્વેષ અને મોહ એ મનોવૃત્તિના પરિણામો છે એ ત્રણ ઉપર આખુ સસાર-ચક્ર ફરે છે એ ત્રિદોષને દૂર કરવા અધ્યાત્મશાસ્ત્ર સિવાય અન્ય કોઇ વૈદ્યક ગ્રન્થ નથી પરન્તુ એ વાતનો પોતાની જાતને અનુભવ થવો કે "હુ એક પ્રકારે રોગી છુ" બહુ કઠિન છે જ્યા સસારના મોહ-તરગો મન ઉપર અફળાતા હોય, વિષયરતિરૂપ વીજળીના ચમકારા હૃદયને આજી નાખતા હોય અને તૃષ્ણાના ઉત્કટ ઘોઘમા આત્મા અસ્વસ્થ દશા ભોગવી રહ્યો હોય ત્યા પોતાનો ગુપ્ત "રોગ" સમજવો એ ભારે કઠિન છે આવી સ્થિતિ-

વાળા અજ્ઞ જીવો એકદમ અધઃસ્થિતિ પર છે. એ સ્થિતિથી ઉપર આવેલા જીવો, જેઓ પોતાને ત્રિદોષાક્રાન્ત, ત્રિદોષજન્ય ઉગ્ર તાપમાં સપડાયલા સમજે છે અને તે રોગના પ્રતીકારની શોધમાં ઉત્સુક છે, તેવાઓને માટે આધ્યાત્મિક "ઔષધ" નાં પ્રકાશન ઉપયોગી છે.

'અધ્યાત્મ' શબ્દ 'અધિ' અને 'આત્મા' એ બે શબ્દોના સમાસથી બનેલો છે. આત્માના શુદ્ધ સ્વરૂપને લક્ષ્ય કરી તદનુસાર વર્ત્તવું—આત્મવિકાસની કલ્યાણમયી દિશામાં વિહરવું એ અધ્યાત્મ છે, અથવા એ આધ્યાત્મિક જીવન કહેવાય. સંસારનાં તત્ત્વો જડ અને ચેતન—જે, એકબીજાના સ્વરૂપને જાણ્યા સિવાય જાણી શકાતાં નથી—એમનું નિરૂપણ અધ્યાત્મના વિષયમાં મુદ્દાસર કરવામાં આવે છે.

'આત્મા શી વસ્તુ છે?' 'આત્માને સુખ—દુઃખનો અનુભવ કેમ થાય છે?' 'આત્માને સુખ—દુઃખનો અનુભવ થવામાં કોઇ અન્યનો સંસર્ગ કારણભૂત છે કે કેમ?' 'કર્મનો સંસર્ગ આત્માને કેમ થઇ શકે?' 'એ સંસર્ગ આદિમાન છે કે અનાદિ?' 'અનાદિ હોય તો તેનો ઉચ્છેદ કેવી રીતે થાય?' 'કર્મનુ સ્વરૂપ કેવા પ્રકારનું છે?' 'કર્મના ભેદાનુભેદ કેવી રીતે છે?' 'કર્મના બન્ધ, ઉદય અને સત્તા કેવી રીતે નિયમબદ્ધ છે?' આ બધી બાબતોની વિચારણા અધ્યાત્મના વિષયમાં સારી પેઠે પથરાયલી હોય છે.

એ સિવાય, અધ્યાત્મના વિષયમાં મુખ્યતયા સંસારની નિસ્સારતા અને નિર્ગુણતાનો, રાગ—દ્વેષ—મોહના દોષે ભવચક્રના ફેરા કરવા પડે છે એની ક્લેશરૂપતાનો હૂબહૂ

ચિતાર આપવામાં આવે છે. જુદી જુદી રીતે ભાવનાઓ સમજાવી મોહ—મમતાને દબાવવા તરફ અધ્યાત્મશાસ્ત્રનું પ્રધાન લક્ષ્ય હોય છે અને એનો સકલ ઉપદેશ પૂર્ણ બળથી એ જ લક્ષ્ય તરફ વહે છે.

દુરાગ્રહનો ત્યાગ, અદ્વેષભાવ, તત્ત્વશુશ્રૂષા, સન્તસમાગમ, સત્પુરુષોની પ્રતિપત્તિ, તત્ત્વશ્રવણ, કલ્યાણભાવના, મિથ્યાદૃષ્ટિનો નિરાસ, ×સમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિ, ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોનો નાશ, ઇન્દ્રિયોનો સંયમ, મમતાનો

× 'સમ્ય ક્ત્વ' ના અગાઉ બતાવેલા ક્ષાયોપશમિક, ઔપશમિક અને ક્ષાયિક એ ત્રણ પ્રકારોમાં ક્ષાયોપશમિક વિષેની વિશેષ સમજૂતી આ પ્રમાણે છે:—

એ 'સમ્યક્ત્વ' સમ્યક્ત્વમોહનીય કર્મના વિપાકોદયરૂપ છે એ અગાઉ જણાવેલ છે. મિથ્યાત્વમોહનીયનાં પુદ્ગલો જે, ઉદયમાં (પ્રદેશઉદયમાં) આવે છે તેમનો ક્ષય અને ઉદયમાં નહિ આવેલ એ પુદ્ગલોનો ઉપશમ એમ ક્ષય અને ઉપશમ, અર્થાત્ ક્ષયોપશમ સાથે સંબંધિત હોવાથી એ 'ક્ષાયોપશમિક' કહેવાય છે. ઔપશમિક સમ્યક્ત્વમાં મિથ્યાત્વનો રસોદય કે પ્રદેશોદય કોઇ ઉદય નથી હોતો, જ્યારે ક્ષાયોપશમિકમાં મિથ્યાત્વનો પ્રદેશોદય હોય છે; ઉપરાંત એ, સમ્યક્ત્વમોહનીયનાં પુદ્ગલોના વિપાકોદયરૂપ છે, જ્યારે ઔપશમિક સમ્યક્ત્વ કોઇ 'દર્શનમોહ' ના કોઇ ઉદયરૂપ ન હોતાં શુદ્ધ આત્મપરિણામરૂપ છે. જે ઉદયથી આત્મા પર અસર થાય નહિ તે પ્રદેશોદય, અને જે, આત્મા પર અસર જમાવે તે વિપાકોદય. વિપાકોદય એ જ રસોદય.

ત્યાગ, સમતાનો પ્રાદુર્ભાવ, મનોવૃત્તિનો રોધ, ચિત્તની સ્થિરતા, આત્મસ્વરૂપરમણતા, ધ્યાનનો પ્રવાહ, સમાધિનો આવિર્ભાવ, મોહાદિ આવરણોનો ક્ષય અને છેવટે કેવલજ્ઞાન તથા મોક્ષની પ્રાપ્તિ, એ રીતે મૂલથી લઇને ક્રમશઃ થતી આત્મોન્નતિ અધ્યાત્મશાસ્ત્રમાં વર્ણવવામાં આવે છે.

'અધ્યાત્મ' કહો કે 'યોગ' કહો એક જ વાત છે. 'યોગ' શબ્દ 'જોડવું' એ અર્થવાળા યુજ્ ધાતુથી બનેલો છે. મુક્તિસાધનવ્યાપાર, જે મુક્તિ સાથે જોડનાર હોવાથી 'યોગ' કહેવાય છે, તે અધ્યાત્મ છે.

મોહદશા એ આત્માનો ગંભીર રોગ છે. કર્મબન્ધ-પરંપરા અથવા ભવભ્રમણ એને જ આભારી છે. ક્રોધ વગેરે એનાં જ રૂપ છે. એની સામે આધ્યાત્મિક સાધનોનું દિગ્દર્શન આ પ્રમાણે છેઃ ક્રોધનો નિરોધ ક્ષમાથી થાય છે, માન મૃદુતાથી શમે છે, માયા ઋજુતાથી ખસે છે અને લોભ સન્તોષથી જિતાય છે. આ કષાયોનો પરાભવ ઇન્દ્રિયજય પર અવલમ્બિત છે ઇન્દ્રિયજય ચિત્તશુદ્ધિથી સધાય છે. * સત્કર્મોના અભ્યાસથી અને વૈરાગ્યભાવથી ચિત્તનો નિરોધ થાય છે. ચિત્તશુદ્ધિ રાગ-દ્વેષરૂપ મેલને દૂર કરવાથી થાય છે. એ દૂર કરવાનું કામ સમતારૂપ જળથી બને છે. સમતા મમતાને

---

* "असंशयं महाबाहो! मनो दुर्निग्रहं चलम्।
अभ्यासेन च कौन्तेय! वैराग्येण च गृह्यते"॥
—भगवद्गीता।

મૂકી દેવાથી પ્રગટે છે. મમતાને દૂર કરવા **अनित्यं संसारे भवति सकलं यन्नयनगम्** (સંસારમાં જે કંઇ આંખથી દેખાય છે તે બધું અનિત્ય છે) એવી અનિત્ય-ભાવના અને બીજી 'અશરણ' વગેરે ભાવનાઓ પોષવી ઉપયુક્ત છે. આ ભાવનાઓનું બળ જેમ જેમ પ્રખર થતું જાય છે, તેમ તેમ મમત્વરૂપ અન્ધકાર તે પ્રમાણમાં ક્ષીણ થતો જાય છે, અને તે પ્રમાણમાં સમતાની જ્યોત પ્રગટતી જાય છે. આ સમતાની પરાકાષ્ઠાના પરિણામે ચિત્તની એકાગ્રતા સિદ્ધ થઇ શકે છે, જેના પરિણામે આત્મા ધ્યાન કે સમાધિયોગની ભૂમિએ પહોંચે છે. ધ્યાનની ભૂમિમાં આવ્યા પછી પણ, સિદ્ધિ-લબ્ધિઓ પ્રાપ્ત થતાં એમાં ફસાવાનું થાય તો અધઃપાત થતાં વાર લાગે નહિ. માટે જ્ઞાની ધ્યાની યોગીએ પોતાના મોહવિદારણકાર્યમાં પૂર્ણ સાવધાન રહેવાનું છે. વીતરાગતાના ચરમ શિખરે જ્યારે એ પહોંચે છે ત્યારે પૂર્ણ કૃતાર્થ (કૃતકૃત્ય) થાય છે, ત્યારે એ આત્મામાં પરમાત્મભાવનું પૂર્ણ પ્રકટન થાય છે. આવો ઉત્તીર્ણ આત્મા એ જ ભગવાન્ કે પરમાત્મા. શરીર હોતાં સુધી એ સાકાર પરમાત્મા, પછી નિરાકાર.

આત્મા મૂઢદૃષ્ટિવાળો હોય ત્યારે 'બહિરાત્મા', અન્તર્દૃષ્ટિવાળો થાય ત્યારે 'અન્તરાત્મા' અને નિરાવરણ દશાએ પહોંચી પૂર્ણપ્રકાશ બને ત્યારે પરમાત્મા કહેવાય છે.

બહિરાત્મા, ભદ્રઆત્મા, ×અન્તરાત્મા, ~સદાત્મા, *મહાત્મા, યોગાત્મા અને પરમાત્મા એ પ્રમાણે પણ આત્માની અવસ્થાનો ક્રમ બતાવી શકાય છે

"योगश्चित्तवृत्तिनिरोधः" એ, મહાત્મા પતંજલિનો યોગના સમ્બન્ધમાં પ્રથમ સૂત્રપાત છે ચિત્તવૃત્તિનિરોધ એટલે જ્યાંત્યાં ભટકતી ચિત્તવૃત્તિઓને કુશલ ભાવનામાં જોડવી, શુભચિન્તનમાં વ્યાપૃત કરવી એને યોગ કહેવામાં આવે છે

ચિત્તવૃત્તિનુ શુભપણુ જેમ જેમ ખિલતુ જાય છે તેમ તેમ તેનુ શુદ્ધત્વ અને સ્થૈર્ય વધાવા માડે છે, પરિણામે એકાગ્રતાની ભૂમિ પર એ આવી શકે છે મલિન વિચારોને ઊઠવા ન દેતા સદ્‌વિચારોમા જ ચિત્તને રમતુ રાખવાનો અખડ પ્રયત્ન એ યોગસાધનનો પ્રાથમિક માર્ગ છે એ માટે સત્યનિષ્ઠા પહેલી જોઇએ, અને જોઇએ દૃઢનિશ્ચય, ભગવત્સ્મરણ તથા **સત્કર્મશીલતા.**

મોક્ષની સાધના નવાં આવતાં કર્મોને અટકાવવા અને પૂર્વના બંધાયલા કર્મો ક્ષીણ કરવા એ બે જ =ક્રિયાઓપર

---

× સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કરે ત્યારે ~સદાચરણસમ્પન્ન * ચારિત્રની મહાન્ ભૂમિકાને પામેલ

= સ્વામી શંકરાચાર્યનો પણ એવો જ ઉલ્લેખ છે કે —

प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥

અર્થાત્ પૂર્વબદ્ધ કર્મોને જ્ઞાનશક્તિથી નષ્ટ કરો, નવા કર્મબન્ધોથી ન જોડાઓ તેમજ પ્રારબ્ધ (ઉદયાગત) કર્મોને (સમભાવે) ભોગ

અવલંબિત છે, જેમાં પહેલીને 'સંવર' અને બીજીને 'નિર્જરા' નામ આપેલું પાછળ જોઇ ગયા છીએ. આ બન્ને ઉપાયોની સિદ્ધિ માટે સદ્‌વિચારણ, સદાચરણ, શમ, સંયમ, ભાવના, તપ, ત્યાગ અને આધ્યાત્મિક સ્વાધ્યાય તેમજ દોષાસ્પદ સંયોગથી દૂર રહેવું એ જ અધ્યાત્મશાસ્ત્રવર્ણિત સાધનપ્રણાલી છે.

આત્મામાં અનન્ત શક્તિઓ છે. અધ્યાત્મના માર્ગે તે ખિલવી શકાય છે. આવરણો દૂર થવાથી આત્માની જે શક્તિઓ પ્રગટે છે તે વર્ણવી શકાય તેમ નથી. આત્માની ચેતન શક્તિ સામે ભૌતિક વિજ્ઞાનના ચમત્કારો કંઇ હિસાબમાં નથી. જડવાદનો ઉત્કર્ષ અને એથી પ્રાપ્ત થતી ઉન્નતિ સાપાય, સપરિતાપ, સભય અને વિનશ્વર છે; પરન્તુ વિશુદ્ધ આત્મશક્તિનો પ્રકાશ એ કલ્યાણભૂત પ્રકાશ અને નિર્મળ આનન્દનો ઝરો છે. એ અખંડ અને અક્ષય સુખ છે. આત્મદર્શનનો માર્ગ જ એને મેળવવાનો માર્ગ છે, બીજો કોઇ રસ્તો નથી

**ભાવના**

મોહ-મમત્વને નરમ પાડવામાં ભાવનાઓનું બળ બહુ કામ કરે છે એમ હમણાં જ [૯૦મા પૃષ્ઠમાં] કહેવામાં આવ્યું છે.

---

અને આ રસ્તે પરબ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કરો.

જૈનદર્શનમાં કર્મની બધ્યમાન, સત્ અને ઉદયમાન એમ ત્રણ અવસ્થાઓ માનવામાં આવી છે. જેમને ક્રમશઃ બન્ધ, સત્તા અને ઉદય કહેવામાં આવે છે જૈનેતર દર્શનોમાં બધ્યમાન કર્મને "ક્રિયમાણ", સત્કર્મ (સત્તાગત કર્મ) ને "સંચિત" અને ઉદયમાન કર્મને "પ્રારબ્ધ" કહે છે.

જૈન ગ્રન્થોમાં એ વિષયમાં બાર ભાવના-જેમને અનુપ્રેક્ષા પણ કહેવામાં આવે છે-ઉપદેશવામાં આવી છે.

(૧) **અનિત્ય.** બધું નાશવન્ત છે એમ વિચારવું એ અનિત્ય-ભાવના છે અનાસક્તિ માટે આ ભાવના બહુ સારી છે. "દુનિયાની જે ચીજો માટે આપણે અન્યાય કરીએ છીએ તે સાથે આવવાની નથી; આ જીવન પણ ક્ષણભંગુર છે; તો પછી એ માટે અન્યાય કે અધર્મનું આચરણ કરવું ખોટું છે. પ્રકૃતિ ઉપર આપણે કદાચ કેટલેક અંશે જય મેળવી શકીએ, બીજા માણસો કે રાષ્ટ્રમંડળ ઉપર પણ પ્રભુત્વ જમાવી શકીએ, કિન્તુ મોત ઉપર જીત નથી મેળવી શકતા. મોત આપણા વિજયોને છીનવી લે છે. જિન્દગી ચાર દિવસનું ચાંદરણું છે, એને પાપાચરણોથી કાળું શું કામ બનાવીએ? કાળું બનાવીએ તો "ફિર અંધેરી રાત!" શરીર એક દહાડે માટીમાં મળી જવાનું છે, પછી એને બીજાના માથા પર શું કામ નચાવીએ? નાશવાન્ જિન્દગી માટે અનીતિ-અન્યાયનાં, પરદ્રોહનાં દુષ્કર્મો કરવાં અને પછી એના પરિણામે ઘોર અધોગતિમાં પટકાઇ પડવું એ મૂર્ખાઇની જ વાત ગણાય, સમજદારીની નહિ."—આ પ્રકારની ભાવના ન્યાયમાર્ગથી આપણને ભ્રષ્ટ થવા દેતી નથી. એ જ આ ભાવનાની ઉપયોગિતા છે સંપત્તિ ચાલી જાય છે, તેમ વિપત્તિ પણ ચાલી જાય છે એ વાત ધ્યાન પર રહે તો વિપત્તિના વખતે અને ઇષ્ટવિયોગના વખતે ધૈર્યને જાળવી શકાય-એ પણ આ ભાવનાની ઉપયોગિતા છે આ ભાવનાનો ઉપયોગ અકર્મણ્ય બનવામાં ન થવો જોઇએ. એ એનો દુરુપયોગ

ગણાય પરહિતના સત્કાર્યમા યથાશક્તિ પ્રવૃત્તિશીલ થઇએ તો જ અનિત્ય-ભાવના સાચી રીતે પરિણમી ગણાય કેમકે "અનિત્ય" સમજીને "નિત્ય"ને પામવાના-જીવનનું કલ્યાણ સાધવાના શ્રેષ્ઠ માર્ગ એ છે

સસારી સુખોપભોગની વસ્તુઓ અનિત્ય હોય તેમજ દુખમિશ્રિત હોય તેમ છતા જ્યા સુધી જીવન છે ત્યાં સુધી તેવી જીવનોપયોગી વસ્તુઓ મેળવવી એ આવશ્યક થઇ પડે છે અને તે વિના ચાલી શકતું નથી એ સ્પષ્ટ છે, પણ એ વસ્તુઓ ન્યાયથી મેળવવી જોઇએ અને એના ઉપભોગ આસક્તિ વિના કરવો જોઇએ એવો ઉપદેશ આપવાના આ ભાવનાના ઉદ્દેશ છે આપઘાત કરવાનું તો નિષિદ્ધ જ છે

(૨) **અશરણ.** "હું રાજા છુ, મહારાજા છું, જનતાના કે જગતના રક્ષક છુ, અથવા હું મોટો શ્રીમન્ત કે શેઠ છુ, બળવાન્ છુ, મારુ સહાયકમંડળ કે અનુયાયિવર્ગ વિશાળ છે, મારૂ કોઇ શું કરી શકે તેમ છે?"–આ જાતના અહંકાર માણસમા ન આવે એ માટે 'અશરણ' ભાવના છે માણસનો આવી જાતના મદ કે ઘમંડ ખોટો છે કેમકે એ મૃત્યુના અનિવાર્ય પંજામાથી બચી શકતો નથી, તેમજ બીજા કોઇને બચાવી શકતો નથી કારમા રોગોનાં દુઃખ એને એકલાને સહન કરવાં પડે છે, એ વખતે એના દુ.ખને કોઇ, કોઇ પ્રિયતમ પણ હળવુ કરી શકતો નથી આ અશરણતા ઓછી છે? એની ભાવનાના ઉપયોગ અહંકારના ત્યાગ કરવામાં કરવાનો છે દયા, પરોપકારના સત્કર્મ છોડી નિપટ સ્વાર્થી બની જવું એ અશરણ-ભાવના નથી કેમકે આપણે

જો કે અસાધ્ય સ્થિતિમાં બીજાને રક્ષી શકતા નથી, તો પણ રક્ષા કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરી સહાનુભૂતિ તો બતાવી શકીએ છીએ, વળી બીજાની ભલાઇમાં ઓછાવત્તા અવશ્ય ઉપયોગી થઇ શકીએ છીએ. આ ભાવનાનું મુખ્ય લક્ષ્ય એ જ છે કે દરેક વ્યક્તિએ કોઇ બીજાના શરણની લોલુપતા ન રાખતાં [કેવળ પરમાત્માના શરણ પર આશ્રિત થઇ] સ્વાવલંબી બનવું જોઇએ, પરોપકાર–દયા–સંયમ જેવા સદ્ગુણરૂપ ધર્મનું શરણ સ્વીકારવું જોઇએ, નિરભિમાન–નમ્ર બનવું જોઇએ

**(૩) સંસાર.** ધની કે નિર્ધન બધા દુનિયામા દુઃખી છે–એવું ચિંતવન સંસાર–ભાવના છે એ એટલા માટે જરૂરી છે કે માણસ દુનિયાના ક્ષુદ્ર પ્રલોભનમાં ફસાઇ કર્તવ્યચ્યુત ન થાય "દૂરથી ડુંગરા રળિયામણા"–મુજબ બીજા સુખી દેખાય છે, પણ ખરી વાત એ છે કે જે સુખી દેખાય છે તે પોતે પોતાને સુખી માનતા નથી પોતાની પાસેની સુખસગવડ પર્યાપ્ત હોવા છતાં માણસ તેનાથી સંતોષાતો નથી, અને બીજાની અધિક સંપત્તિ જોઇ એનો અસન્તોષ બહેકી ઉઠે છે, અને લોભતૃષ્ણાના વધતા જતા વેગથી વધુ ને વધુ પ્રેરાઇ પરિગ્રહનાં પાપને વધારવામાં અને એને અંગેનાં બીજાં પાપોને પોષવામાં મશગૂલ બને છે એને જો સમજાય કે આટલા પાપ કરીને પણ મને જે મળશે એમાં પણ હું દુઃખી જ રહેવાનો, તો પાપ કરવા એ ન પ્રેરાય

આ ભાવનાને અંગે વિચારવું ઉપયોગી છે કે સંસારમાં દુઃખ ઘણાં છે, પ્રાકૃતિક દુઃખોની સીમા નથી, ગમે તેટલા

પ્રયત્નો કરવામાં આવે તો પણ દુઃખો પૂરી રીતે ખસી શકતાં નથી; છતાં આવી હાલતમાંયે આપણે પરસ્પર અન્યાય કરી અને એકલપેટા બની એકબીજા તરફ બેદરકારી રાખી દુઃખોમાં જે વધારો કરીએ છીએ તે શું ઠીક છે? ધ્યાનમાં લેવાની જરુર છે કે સંસારમાં ઘણાં દુઃખો તો આપણા પોતાના દોષોથી આપણે ઉપજાવીએ છીએ અને વધારીએ છીએ. માણસાઇના સદ્ગુણોને ખિલવી અને મૈત્રીભાવને વ્યાપકરૂપે પ્રગટાવીને સંસારમાં બની શકે તેટલું દુઃખ નષ્ટ કરવા આપણે કોશિશ કરવી જોઇએ. એ જ આ ભાવનાનો મુદ્દો છે

**(૪) એકત્વ.** માણસ એકલો જ જન્મે છે, એકલો જ મરે છે, હરેક હાલતમાં એનો કોઇ સાથી નથી—આવું વિચારવું એ એકત્વ—ભાવના છે સ્વાવલંબન અને અનાસક્તિને પોષવામાં આ ભાવના ઉપયોગી છે પરન્તુ દુનિયા જે સહયોગ ઉપર ટકેલી છે તેનું આ ભાવનાથી ખંડન થતું નથી એ ધ્યાનમાં રાખવું જોઇએ. મતલબ એ છે કે જેમ આપણે પોતાની ભલાઇ માટે બીજાઓની સહાયતા ચાહીએ છીએ, તેમ બીજા પણ પોતાની ભલાઇ માટે આપણી સહાયતા ચાહે છે એ ઉઘાડું છે બીજાની ભલાઇ કરવાની યોગ્યતા જેટલી આપણામાં હશે એના જ ઉપર [આપણી એક યોગ્યતા ઉપર] એ વાતનો આધાર છે કે આપણે બીજાઓ પાસેથી લાભ મેળવી શકીશું શ્રી એકમાત્ર યોગ્યતાને વરે છે એટલે Deserve then desire, અર્થાત્ પોતે **યોગ્ય** બનવું એ એકત્વભાવનાનો મુદ્દો છે. આ જ એકત્વ અર્થાત્ **એકતત્ત્વ** અનેકસહયોગ, અનેકમૈત્રી અને અનેકસેવાના લાભ માટે ખપ લાગે છે.

એકત્વનો અર્થ એ નથી કે વ્યક્ત યા અવ્યક્ત રૂપે દુનિયાથી તો આપણે લાભ ઉઠાવીએ, અને એનો બદલો ચુકાવવાના વખતે કહેતા ફરીએ કે "હું કોઇનો નથી, મારું કોઇ નથી, સંસાર જૂઠો છે". આ તો એક પ્રકારની ધૂર્તવિદ્યા ગણાય. એકત્વભાવના આવી સ્વાર્થાન્ધતા માટે નથી, પણ સ્વાવલંબી તેમજ યોગ્ય બનવા માટે છે. બીજી રીતે જોઇએ તો 'એકત્વ' એટલે એકતા-ઐક્ય, અર્થાત્ માનવસમૂહનું પરસ્પર મૈત્રી-પૂત સંગઠન. આના મહત્ત્વપૂર્ણ બળે જગતમાં સુખ-શાન્તિ પ્રવર્તવા સાથે આધ્યાત્મિક કુશલ પણ સધાઇ શકે.

(૫) **અન્યત્વ.** હું શરીરથી ભિન્ન છું એવી અન્યત્વ-ભાવનાથી શારીરિક સુખ-દુઃખ આપણને ક્ષુબ્ધ કરી શકતાં નથી. પ્રાયઃ શારીરિક સુખ-દુઃખના વિચારમાં જ માણસની બધી શક્તિ નષ્ટ થાય છે. 'હું કોણ?' એ સમજાય તો એ પવિત્ર જ્ઞાનના અજવાળામાં માણસ અન્ય શરીરના મોહમાં પડે નહિ, પડતો અટકી જાય, પડવાનું બંધ કરી દે, ઇન્દ્રિયોનો દાસ બને નહિ અને એ રીતે એ બધાના બખેડા-ઓથી નીપજનારાં દુઃખોથી બચી જાય; અને "હું"ના સમ્યક્ અનુભવના વિકાસમાં જેમ જેમ એ પ્રગતિ કરતો જાય, તેમ તેમ સાચા સુખની અનુભૂતિ એની ખિલતી જાય. સુખ ભૌતિક સાધનો પર જ અવલંબિત નથી, એના ઊગમનું ખરું સ્થાન આત્મા છે, ચિત્ત છે, જેનું નિર્મલીકરણ જેટલું જેટલું થતું જાય છે, તેટલું સ્વાસ્થ્ય અને સુખ-શાન્તિ ઉચ્ચ શ્રેણીનાં પ્રગટતાં જાય છે.

(૬) અશુચિ. શરીરની અશુચિતાનો વિચાર કરવો એ અશુચિ-ભાવના છે. આથી બે લાભ છે: એક એ કે એથી કુળજાતિનો મદ અને છૂતાછૂતનો ઢોંગ દૂર થાય છે. અશુચિ-ભાવના બતાવે છે કે શરીર સરખી અશુચિ વસ્તુમાં શુચિતા અને અશુચિતાની કલ્પના કરવી જ મૂર્ખતા છે. શરીર તો અપવિત્ર છે બધાનાં. બીજો લાભ એ છે કે શરીરને અશુચિ સમજવાથી શારીરિક ભોગો ઉપરની આસક્તિ કમ થાય છે. આમ, શારીરિક અહંકાર અને આસક્તિને કમ કરવા માટે આ ભાવનાનો ઉપયોગ કરવાનો છે. પણ અશુચિ-ભાવનાના નામ પર સ્વચ્છતાની બાબતમાં બેપરવાહી રાખવાની નથી.

શરીર અશુચિ છે, છતાં એની તરફ બેદરકારી રાખવી પાલવે તેમ નથી અને એ યોગ્ય પણ નથી. એની સુયોગ્ય સંભાળ રાખી [ એ સંભાળમાં સમુચિત સંયમ પણ ખાસ આવી જાય છે ] સારાં શુભ કાર્યોમાં એનો ઉપયોગ કરવાનો છે. એક પણ દુષ્કૃત્યમાં એને ન લગાવતાં સત્કર્મોમાં જ એનો ઉપયોગ કરવાનો છે. આમ એનો સદુપયોગ સુખકારક તથા કલ્યાણકારક બને છે અને અનુક્રમે મોક્ષસાધનના ખાસ માર્ગે ચડાવે છે, તેમજ એ પ્રવાસને વિશેષ ગતિમાન્ બનાવવામાં સહાયભૂત થાય છે. માટે જ "**शरीरमाद्यं खलु धर्मसाधनम्**" અર્થાત્ શરીર ધર્મનું પ્રથમ સાધન છે-એમ કહેવામાં આવ્યું છે.

વૈજ્ઞાનિક દૃષ્ટિએ શરીર એવું "કારખાનું" છે કે જે ખાધેલ-પીધેલ દ્રવ્યોમાંનાં અસારભૂત તત્ત્વોને બહાર કાઢી

નાંખી તેમાંનાં સારભૂત તત્ત્વોને સંગ્રહે છે. આ રીતે એ અશુચિ તત્ત્વોને દૂર કરી યોગ્ય તત્ત્વોને સંગ્રહનારું હોવાથી જીવનસાધનામાં ઉપયોગિભૂત સાધન ગણાય. કલ્યાણ-ભાવનાને વીસરી જઇ માણસ જ્યારે શરીરને કેવલ વિષય-ભોગોનું પાત્ર બનાવે છે ત્યારે એ ખરેખર અશુચિ છે, અને એટલે જ આત્મતત્ત્વની ઉપેક્ષા કરી શરીર ઉપર રખાતી આસક્તિને દૂર કરવાનો અશુચિ-ભાવનાનો ઉદ્દેશ છે. માણસ સમુચિત સંયમ રાખી સત્કર્મશીલ અને પરોપકારપરાયણ બને તો એનું શરીર "નાપાક" ન મનાતાં આત્મકલ્યાણના શુચિ માર્ગે દોરનારું થઇ પડે છે, અને એ જ કારણે એ એવું 'શુચિ' ગણાય છે કે એ શરીરના અંગભૂત પગને કલ્યાણાભિલાષી લોકો ભક્તિભાવથી સ્પર્શતા વન્દે છે, એના સ્પર્શને પાવિત્ર્યનો સ્પર્શ માને છે.

**(૭) આસ્રવ.** દુઃખનાં કે કર્મબન્ધોનાં કારણો પર કે વૈષયિક ભોગોના રાગમાંથી ઉત્પન્ન થતાં અનિષ્ટ પરિણામોનો વિચાર કરવો એ આસ્રવ-ભાવના છે.

**(૮) સંવર.** દુઃખનાં કે કર્મબન્ધોનાં કારણોને ન આવવા દેવા બાબત અથવા એમને રોકવા વિષેનો વિચાર કરવો એ સંવર-ભાવના છે. દુર્વૃત્તિનાં દ્વારો બંધ કરવા માટે સદ્વૃત્તિના ગુણોનું ચિન્તન કરવું એ સંવર-ભાવના છે.

**(૯) નિર્જરા.** વળગેલી દુઃખની જડને ધ્વસ્ત કરવાનો અથવા ઉપસ્થિત દુઃખને માનસિક સમાધાન સાથે સહન

કરવા બાબતનો કે દુઃખાવહ વાસનાનો નાશ કરવા વિષેનો વિચાર કરવો તે નિર્જરા-ભાવના છે.

(૧૦) **લોક.** વિશ્વ બહુ મોટું છે, એમાં આપણી કિમ્મત એક અણુ સરખી છે, તો પછી કઇ વાતો ઉપર આપણે અહંકાર કે ઘમંડ કરી શકીએ તેમ છીએ ?—આવો વિચાર, જે નમ્રતાને પ્રેરે છે, લોક-ભાવના છે. વિશ્વની વિશાળતા અને વિચિત્રતાનો વિચાર કરવાથી જે એક કૌતૂહલ તથા હર્ષ ઉત્પન્ન થાય છે અને જીવનના ક્ષુદ્ર સ્વાર્થો ઉપર ઉપેક્ષા પેદા થઇ પાપ કરવાની ઉત્સાહવૃત્તિ મન્દ પડી જાય છે એ જ મોટો લાભ છે. આ ભાવનાથી વિનયાદિ ગુણ પ્રગટી શકે.

(૧૧) **બોધિદુર્લભત્વ.** સંસારમાં બધા લાભ સુલભ છે, પણ સત્યની પ્રાપ્તિ દુર્લભ છે. મનુષ્યજન્મ, સુશિક્ષણ, સુસંગતિ વગેરે તો દુર્લભ છે જ, પણ એ બધું પ્રાપ્ત થયા પછી પણ માણસ અહંકારરૂપ પિશાચને તાબે થઇને એ બધાના લાભોને ગુમાવી બેસે છે. ધર્મ અને સમ્પ્રદાયના વેષમાં આપણે અહંકારના પૂજારી બનીએ છીએ, જેથી વિશુદ્ધ સત્યની પ્રાપ્તિ થવા પામતી નથી. આમ, "બોધિ" અર્થાત્ વિશુદ્ધ સત્યની ઉપલબ્ધિના દૌર્લભ્ય વિષે વિચાર કરવો એ બોધિદુર્લભત્વ-ભાવના છે.

(૧૨) **ધર્મસ્વાખ્યાતત્વ.** ધર્મનું કથન કેવી રીતે કરાય, જેથી એ 'સ્વાખ્યાત' અર્થાત્ સારી રીતે કહેવાયો કહેવાય—એ બાબતનો વિચાર કરવો એ ધર્મસ્વાખ્યાતત્વ-ભાવના છે. ધર્મ બધાને માટે હિતકારી હોવો જોઇએ, એમાં

બધાનો સમાન અધિકાર હોવો જોઇએ, ધાર્મિક સંકુચિતતા અને વ્યર્થ અહંકારથી ધાર્મિક સત્યનું અપમાન થાય છે, ઉપરાંત એકબીજાની કલુષિત નિન્દામાં પડી જવાય છે એ સમજવું જોઇએ, સમન્વયબુદ્ધિ હોવી જાઇએ, જ્યાંકયાં ય ગુણ દેખાય તેને નિષ્પક્ષપણે અપનાવવાની ઉદારતા રાખવી જોઇએ—આ વગેરે વિશેષતાઓ ધર્મની સ્વાખ્યાતતા છે. જેના વડે સમગ્ર પ્રાણીઓનું કલ્યાણ સાધી શકાય એવો સર્વગુણસંપન્ન ધર્મ સત્પુરુષોએ ઉપદેશ્યો છે એ કેટલું મોટું સદ્ભાગ્ય છે એમ ચિંતવવું એ ધર્મસ્વાખ્યાતત્વ-ભાવના છે.

ભાવના અર્થાત્ અનુપ્રેક્ષા, એટલે કે ઉંડું ચિન્તન. જો ચિન્તન તાત્ત્વિક અને ઉંડું હોય તો તે દ્વારા રાગ-દ્વેષાદિ વૃત્તિઓ થતી અટકે છે, તેથી એવા ચિન્તનને 'સંવર'ના ઉપાય તરીકે જણાવવામાં આવેલ છે.

**બન્ધ-મોક્ષ**

" मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः " એ પ્રસિદ્ધ વચન જણાવે છે કે મન જ બન્ધ અને મોક્ષનું કારણ છે. અને એ વાત બરાબર છે. એનું તાત્પર્ય એ છે કે મનની શુભ વૃત્તિથી શુભ કર્મ અને અશુભ વૃત્તિથી અશુભ કર્મ બંધાય છે. પરન્તુ ક્રિયા-પ્રવૃત્તિની પાછળ મન વીતરાગ સ્થિતિ કે વિશુદ્ધ [નિષ્કષાય] વાત્સલ્ય (Divine or spiritual love) હોય તો એવા [illegible] મનથી કર્મબન્ધ થતો નથી, બલ્કે મનની [illegible] એવી શુભ્રતાથી મોક્ષ મળે છે. એટલા [illegible] સંસ્કૃત શ્લોકાર્ધમાં મનને મોક્ષનું પણ કારણ [illegible]

અનાસક્ત કે વીતરાગ ભાવે વિશુદ્ધવાત્સલ્યપ્રેરિત કાર્ય બજાવવું એ બહુ ઉચ્ચી સ્થિતિ છે એ વાત ખરી, અને સાધારણ વિકાસ સુધી પહોંચેલાઓને પણ એ ભૂમિકા દુર્ગમ જણાય એ પણ સાચું, એમ છતાં નિષ્કષાય શુદ્ધ પ્રવૃત્તિ કર્મબન્ધક થતી નથી એ સર્વસમ્મત શાસ્ત્રીય સિદ્ધાન્ત છે.

આમ છતાં એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે સ્વપર-હિતનાં સત્કાર્ય કરવા પાછળ શુભયોગરૂપ શુભ આસ્રવ હોય તો એ પણ આત્માને હિતાવહ છે. સત્કર્મોથી બંધાનારું સત્પુણ્યરૂપ કર્મ કલ્યાણસાધનનાં સાધન મેળવી આપનાર હોવાથી પ્રશસ્તકોટીનું, પ્રશંસાસ્પદ સમજવું જોઇએ. સુયોગ્ય શરીરાદિ સાધનો અને શ્રેયઃસાધક સત્સંગ જેવા શુભ સંયોગો મેળવી આપનાર કર્મ [ સત્પુણ્યકર્મ ] કેટલું મહત્ત્વશાલી ગણાય? "તીર્થંકર" નામકર્મ જેવાં મહાન્ ઉચ્ચ કોટીનાં કર્મો આત્માના જે 'આસ્રવ'રૂપ પરિણામથી બંધાય તે ઓછો સ્તુતિપાત્ર હશે? સામાન્ય જીવયાત્રામાં કર્મબન્ધન-વ્યાપાર અથવા કર્મબન્ધનો ક્રમ ચાલુ જ રહે છે, તથાપિ કમમાં કમ એટલો ખ્યાલ વિવેકી જરૂર રાખે કે કર્મ કલુષ કે પાપરૂપ ન બંધાય; સત્કર્મોદ્વારા સત્પુણ્ય બંધાવાથી ડરવાનું કે ગભરાવાનું નથી.

મન-વચન-શરીરના યોગો [ પ્રવૃત્તિઓ ] શુભ હોય તો શુભ કર્મ અને અશુભ હોય તો અશુભ કર્મ બંધાય એ વાત કહેવાઇ ગઇ છે; સાથે જ એ વાત પણ જાણીતી છે કે શરીર હોય ત્યાં સુધી ક્રિયા-પ્રવૃત્તિ રહે જ. પણ હમણાં ઉપર આપણે જોયું તે મુજબ ક્રિયા-પ્રવૃત્તિ હોવાથી જ

કર્મ બંધાઈ જાય છે એવો નિયમ નથી. ક્રિયા કે પ્રવૃત્તિ રાગદ્વેષરહિતપણે હોય તો તે કર્મબન્ધક થતી નથી. શુભ કર્મ બંધાવા પાછળ જે શુભ વૃત્તિ–પ્રવૃત્તિ હોય છે તેમાં રાગ વળગેલો હોય છે અને રાગનો પ્રતિપક્ષ દ્વેષ પણ પ્રાયઃ [અન્યપક્ષે] આવવો સંભવે. રાગનું આવરણ હોય ત્યાં સ્વાર્થ, પક્ષપાત, અન્યના હિત પ્રત્યે ઉપેક્ષા, બીજાને અન્યાય કરવાની વૃત્તિ એવુંએવું કસતર થોડુંઘણું પ્રાયઃ વળગેલું હોય, જેથી એ કર્મબન્ધક થાય. પરન્તુ સ્વપરહિતનાં કાર્યો—દયા, દાન, સેવા વગેરે—જો રાગદ્વેષરહિતપણે વિશુદ્ધ ભાવથી (નિષ્પાય વાત્સલ્યભાવથી) થાય તો તે કર્મબન્ધક થતાં નથી. કેવલી ભગવાન્ સંસારી માણસની જેમ હરે-ફરે છે, બોલે છે, અન્યાન્ય કાર્યપ્રવૃત્તિ કરે છે. છતાં એમને [સાતવેદનીય કર્મનો ક્ષણિક બન્ધ ગણતરીમાં ન લઈએ] કર્મબન્ધ થતો નથી. કેમકે તેઓ વીતરાગ છે. જે ખરે વીતરાગ હોય તે વિશ્વ-વત્સલ હોય—જગન્મિત્ર હોય—સર્વ પ્રાણીઓ પ્રત્યે એનો વીતરાગ પ્રેમ વહ્યા કરતો હોય. કેવલી એવા હોય એ નિષ્ક્રિય નથી હોતા, મહાન્ પ્રવૃત્તિકારક હોય છે. વિશ્વહિતની એમની પ્રવૃત્તિ વીતરાગભાવે [નિષ્પાય વાત્સલ્ય ભાવે] હોઈ કર્મબન્ધક થતી નથી.

## જૈન-જૈનેતર દૃષ્ટિએ આત્મા

થવાથી તેના ઉપર અધ્યાત્મનો પાયો માંડી શકાય છે. જો કે આ વિષય અતિવિસ્તૃત છે, છતાં તે સમ્બન્ધી એકાદ બે બાબતો ઉપર ટૂંક અવલોકન કરી લઇએ.

પ્રથમતઃ કેટલાક દર્શનકારો* આત્માને કેવલ શરીરમા જ સ્થિત નહિ માનતાં વ્યાપક [ શરીરની બહાર પણ–સર્વવ્યાપક ] માને છે અર્થાત્ પ્રત્યેક શરીરનો પ્રત્યેક આત્મા આખા જગતને વ્યાપ્ત કરી રહેલ છે એમ એઓનો અભિપ્રાય છે. એ સિવાય એમ પણ એઓનું માનવું છે કે જ્ઞાન એ આત્માનું અસલ [ પોતાનુ વાસ્તવિક ] સ્વરૂપ નથી; કિન્તુ શરીર, ઇન્દ્રિય અને મનના સમ્બન્ધથી આગન્તુક [ ઉત્પન્ન થનારો ] એ આત્માનો અવાસ્તવિક ધર્મ છે.

આ બન્ને સિદ્ધાન્તોમાં જૈનદર્શનકારો જુદા પડે છે. પહેલી બાબતના સમ્બન્ધમાં એઓ પ્રત્યેક શરીરના જુદા જુદા આત્માઓને માત્ર તે તે શરીરમાં જ વ્યાપી રહેલા માને છે તેઓનો અભિપ્રાય એવો છે કે જ્ઞાન, ઇચ્છા વગેરે ગુણો ફક્ત શરીરમાં જ અનુભવાતા હોવાથી તે ગુણોનો માલિક આત્મા પણ માત્ર શરીરમાં જ હોવો ઘટે છે.×

બીજી બાબતના સમ્બન્ધમાં, જ્ઞાન એ આત્માનો વાસ્તવિક ધર્મ છે—આત્માનું અસલ સ્વરૂપ છે–આત્મા

---

* નૈયાયિક, વૈશેષિક અને સાંખ્યદર્શનવાળા.

× જે વસ્તુના ગુણો જ્યાં દેખાતા હોય, તે વસ્તુ ત્યાં જ હોવી ઘટે. ઘટનું રૂપ જ્યા દેખાતુ હોય ત્યા જ ઘટ હોવાનુ ઘટી શકે છે. જે ભૂમિભાગ પર ઘટનું રૂપ દેખાતુ હોય તે ભૂમિભાગ સિવાય બીજી જગ્યાએ

જ્ઞાનમય છે એમ જૈનદર્શનનુ મન્તવ્ય છે અત એવ એ માન્યતા મુજબ શરીર, ઇન્દ્રિય અને મનનો સમ્બન્ધ છૂટ્યા પછીની મુક્ત અવસ્થામા પણ આત્માનુ પોતાનુ સ્વભાવસિદ્ધ જ્ઞાનસ્વરૂપ અવસ્થિત હોય છે, અર્થાત્ આત્મા જ્ઞાનમય હોવાથી મુક્ત અવસ્થામા તેનુ નિરાવરણ –જ્ઞાન પૂર્ણ રૂપે પ્રકાશે છે, જ્યારે જ્ઞાનને આત્માનો અસલ [વાસ્તવિક] ધર્મ નહિ માનનારાઓના મતે મુક્તિ–અવસ્થામા આત્મા જ્ઞાનશૂન્ય માનવો પડે છે

આત્માના સમ્બન્ધમા અન્ય દર્શનકારોથી જુદા પ્રકારના જૈન સિદ્ધાન્તો આ પ્રમાણે બતાવવામા આવ્યા છે—

---

તે રૂપવાળો ઘટ હોવો કેમ બની શકે ? આ પ્રમાણે હેમચન્દ્રાચાર્ય પોતાની દ્વાત્રિંશિકામાં **"यत्रैव यो दृष्टगुण स तत्र कुम्भादिवन्निष्प्रतिपक्षमेतत्"** એ શબ્દોથી જણાવી આત્માના લાગણી, સમજ, ઇચ્છા વગેરે ગુણો શરીરમા જ અનુભવાતા હોવાથી તે ગુણોનો સ્વામી આત્મા પણ શરીરમા જ–શરીરથી બહાર નહિ–રહેનો સિદ્ધ થાય છે એમ સમર્થન કરે છે

–વાદળામાં સપડાયેલા સૂર્યનો જળહળતો પ્રકાશ પણ વાદળામાંથી ઝાખો નિકળે છે, અને એ જ ઝાખો પ્રકાશ, અનેકછિદ્રવાળો પડદો લગાવેલા કે આવરણવાળા ઘરમાં અધિક ઝાખો પડે છે, પણ એથી સૂર્ય જળહળતા પ્રકાશવાળો નથી એમ કહી શકાય નહિ, એવી રીતે આત્માનો જ્ઞાનપ્રકાશ કે વાસ્તવિક સચ્ચિદાનન્દ પણ શરીર-ઇન્દ્રિય-મનના બન્ધનથી કર્મસમૂહના આવરણથી પૂર્ણ રૂપે ન અનુભવાય-ઝાંખો અનુભવાય-વિકારયુક્ત અનુભવાય એ બનવા જોગ છે, પરન્તુ એથી એમ ન કહી શકાય કે જ્ઞાન આત્માનું અસલ સ્વરૂપ નથી

"चैतन्यस्वरूपः, परिणामी, कर्ता, साक्षाद् भोक्ता, देह-परिमाणः, प्रतिक्षेत्रं भिन्नः पौद्गलिकादृष्टवांश्चायम् ‹‹"

આ સૂત્રમા આત્માને પહેલુ વિશેષણ 'ચૈતન્યસ્વરૂપ-વાળો' આપવામા આવ્યુ છે અર્થાત્ જ્ઞાન એ આત્માનું અસલ સ્વરૂપ છે એથી અગાઉ કહ્યા પ્રમાણે નૈયાયિક વગેરે દાર્શનિકો જુદા પડે છે 'પરિણામી' [ નવી નવી યોનિઓમાં-જુદી જુદી ગતિઓમાં ભ્રમણ કરવાને લીધે, જુદી જુદી અવસ્થામાં પરિવર્તમાન હોવાને કારણે પરિણામસ્વભાવવાળો], 'કર્તા' અને 'સાક્ષાત્ ભોક્તા' એ ત્રણ વિશેષણોથી, આત્માને કમલપત્રની જેમ નિર્લેપ-સર્વથા પરિણામરહિત, ક્રિયારહિત માનનાર અને એને સાક્ષાત્ ભોક્તા ન માનનાર સાંખ્યો જુદા પડે છે નૈયાયિક વગેરે પણ આત્માને પરિણામી માનતા નથી 'માત્ર શરીરમાં જ વ્યાપ્ત' એ અર્થવાળા 'દેહપરિમાણ' વિશેષણથી, આત્માને બધે વ્યાપક માનનારા વૈશેષિક-નૈયાયિક-સાખ્યો જુદા પડે છે. 'શરીરે શરીરે આત્મા જુદો' એ અર્થવાળા 'પ્રતિક્ષેત્ર× ભિન્ન' એ વિશેષણથી એક જ આત્મા માનનારા અદ્વૈતવાદીઓ-બ્રહ્મવાદીઓ જુદા પડે છે. અને છેલ્લા વિશેષણથી પૌદ્ગલિક-દ્રવ્યરૂપ અદૃષ્ટવાળો આત્મા બતાવવાથી કર્મને અર્થાત્ ધર્મ-અધર્મને આત્માનો વિશેષ ગુણ માનનારા નૈયાયિકો-વૈશેષિકો

‹‹ વાદિદેવસૂરિકૃત 'પ્રમાણનયતત્ત્વાલોક' નામક ન્યાયગ્રન્થના સાતમા પરિચ્છેદનું ૫૬ મુ સૂત્ર

× ક્ષેત્ર એટલે શરીર

અને કર્મને તેવા પ્રકારના પરમાણુઓના સમૂહરૂપ નહિ માનનારા વેદાન્તી વગેરે જુદા પડે છે.

"सत्यं ब्रह्म मिथ्या जगत्" એ સૂત્રનો ખરો અર્થ એ છે કે જગતના દેખાતા તમામ પદાર્થો વિનાશી છે, માટે એમને મિથ્યારૂપ એટલે કે અસાર સમજવા જોઇએ; માત્ર શુદ્ધચૈતન્યસ્વરૂપ આત્મા જ આરાધન કરવા યોગ્ય છે, એનું આરાધન કરવું એ જ સાચું [ સત્ય ] છે ઉક્ત વાક્યનો આ અર્થ અથવા એમાંથી નિકળતો આ ઉપદેશ બહુ મહત્વપૂર્ણ છે અનાદિ મોહવાસનાનો ભીષણ સન્તાપ શમાવવાને આવા ઉપદેશો આપવા પ્રાચીન મહાત્માઓ અગત્યના સમજતા હતા જગતના પદાર્થો શશલાના શિંગડાની જેમ સર્વથા અસત્ છે એવો અર્થ ઉક્ત સૂત્રનો કરવો બરાબર નથી, પણ જગત્ મિથ્યા છે એટલે કે અસાર છે, એ જ અર્થ યથાર્થ અને સહુની અનુભવદૃષ્ટિમાં ઊતરી શકે તેવો છે. દેખાતા બાહ્ય પદાર્થોની અસારતાનું વર્ણન કરતાં જૈન મહાત્માઓએ પણ તેમને 'મિથ્યા' કહી દેવામાં કંઇ બાકી રાખી નથી, પણ એની મતલબ, દુનિઆમાં 'બ્રહ્મ' સિવાય વસ્તુતઃ કોઇ વસ્તુ નથી એમ નથી. સંસારનો સઘળો 'પ્રપંચ' વિનશ્વર હોઇ અસાર છે અથવા એના ઉપરનો મોહ અસાર છે એ સચ્ચાઇ ઉપર ભાર મૂકવા સારુ 'મિથ્યા' વિશેષણ છે. એથી સર્વાનુભવસિદ્ધ જગતને શશશૃંગવત્ સર્વથા અસત્

સમજવાનું નથી. રસ્સી સર્પરૂપે જણાતી હોય ત્યાં અને ત્યારે એ સર્પ અસત્ છે, માટે એને સર્પ સમજવો એ ભ્રમ છે, પણ સાચો સર્પ સત્ સર્પ છે, માટે એને સર્પ સમજવો એ ભ્રમ નથી, એ સાચી સમજ છે.*

## કર્મની વિશેષતા

અધ્યાત્મનો વિષય આત્મા અને કર્મને લગતાં વિસ્તૃત વિવેચનોથી ભરપૂર છે. આત્મસ્વરૂપના સમ્બન્ધમાં કિંચિત અવલોકન કર્યું, હવે કર્મની વિશેષતાના સમ્બન્ધમાં થોડુંક જોઈ લઈએ

જડ પુદ્ગલદ્રવ્યમાં પણ અનન્ત શક્તિ છે. 'કર્મ' જડ છતાં ચેતનસ્વરૂપ આત્મા સાથેના અત્યન્ત ઘનિષ્ઠ સંયોગને લીધે અને એ બન્નેની શક્તિઓની એકત્રિત અસરના પરિણામે આત્મા ઉપર પોતાની જબ્બર અસર ઉપજાવે છે-જબ્બર અસર ઉપજાવવાનું બળ રાખે છે. સારી બુરી ચીજો શરીરમાં જઈને સારીબુરી અસર ઉપજાવે છે, તેમ આત્મ-સંયુક્ત શુભાશુભકર્મ આત્માને શુભાશુભફલદાયક બને છે.

સંસારમાં બીજા જીવો કરતાં મનુષ્યો તરફ આપણી નજર જલ્દી પડે છે. મનુષ્યજાતિની સ્થિતિનો આપણને

---

* બધું અસત્ (ઝાંઝવાના નીરની જેમ ખોટું) હોય તો બન્ધ-મોક્ષના, સુખ-દુઃખના, સૌજન્ય-દૌર્જન્યના કે સત્કર્મ-અસત્કર્મના ભેદ જેવું કશું જ રહે નહિ; તો સાચા લાગતા સિદ્ધાન્તના કે સન્માર્ગના ઉપદેશની જરૂર પણ રહે નહિ. કોઈ કર્તવ્ય કે સવાલ જ રહે નહિ.

હમેશાં પરિચય હોવાથી તેની તરફ મનન કરતાં કેટલીક આધ્યાત્મિક બાબતોમાં વિશેષ ખુલાસો થઇ શકે છે.

જગતમાં મનુષ્યો બે પ્રકારના માલૂમ પડે છેઃ એક સદાચારીજીવનવાળા, બીજા એથી વિપરીત. આ બન્ને પ્રકારના મનુષ્યોને પણ બે વિભાગોમાં વ્હેંચી શકાય છેઃ સુખી અને દુઃખી એકન્દર મનુષ્યોના ચાર વિભાગો થયાઃ ૧ સદાચારી અને સુખી, ૨ દુરાચારી અને સુખી, ૩ સદાચરણી અને દુઃખી, ૪ દુરાચરણી અને દુઃખી. આ ચારે પ્રકારના મનુષ્યો દુનિયાની સપાટી ઉપર આપણા જોવામાં આવે છે. આવી વિચિત્ર સ્થિતિ હોવામાં પુણ્ય-પાપની વિચિત્રતા કારણ છે એ તો બરાબર છે; પરન્તુ તે વિચિત્રતા સમજવાનું ક્ષેત્ર બહુ ઉંડું છે. છતાં એટલું તો અવશ્ય સમજી શકાય છે કે આ ચાર પ્રકારના મનુષ્યોને લઇને પુણ્ય અને પાપના પણ પ્રકારો હોવા જોઇએ, અર્થાત્, સામાન્ય રીતે પુણ્યના બે પ્રકારો ઘટે અને પાપના પણ બે.

આ સમ્બન્ધમાં જૈનશાસ્ત્રકારો એ પ્રકારો જે રીતે બતાવે છે તે આ પ્રમાણેઃ—

૧ પુણ્યાનુબન્ધી પુણ્ય ૨ પાપાનુબન્ધી પુણ્ય ૩ પુણ્યાનુબન્ધી પાપ ૪ પાપાનુબન્ધી પાપ.

## પુણ્યાનુબન્ધી પુણ્ય

જન્માન્તરના જે પુણ્યના ઉદયથી સુખ ભોગવતાં છતાં ધર્મસાધનમાં અભિરુચિ રહ્યા કરે, પુણ્યનાં કાર્યો કરવામાં

પ્રમોદ ઊપજે અને સદાચારી જીવન જીવાય એવા પુણ્યને 'પુણ્યાનુબન્ધી પુણ્ય' કહેવામાં આવે છે. કેમકે આ પુણ્ય (પુણ્યોદય) વર્તમાન જિન્દગીમાં સુખ આપવાની સાથે જ સાથે જીવનને શુભ અર્થાત્ પુણ્યશાલી બનાવવામાં પણ સંબંધ ધરાવતું હોય છે 'પુણ્યનું અનુબન્ધી' એટલે પર-લોકસાધક પુણ્યસાધના સાથે સંબંધ ધરાવનાર (ભાવી માનવ પરલોક માટેની પુણ્યક્રિયામાં બાધક ન થનાર) જે પુણ્ય [પુણ્યોદય] તે પુણ્યાનુબન્ધી પુણ્ય છે. આ પવિત્ર પુણ્ય છે.

## પાપાનુબન્ધી પુણ્ય

જન્માન્તરના જે પુણ્યના ઉદયથી સુખ મળે, પણ સાથે જ પાપાસક્તિ રહે એવા પુણ્યને 'પાપાનુબન્ધી પુણ્ય' કહેવામાં આવે છે કેમકે આ પુણ્ય [પુણ્યોદય] વર્તમાન જિન્દગીમાં સુખ આપવા સાથે જીવનને પતિત બનાવે છે— જન્માન્તરની દુર્ગતિને અનુકૂલ પાપાચરણમાં સહાયભૂત થાય છે. 'પાપનું અનુબન્ધી' એટલે પારલૌકિકદુર્ગતિજનક પાપાચરણ સાથે સમ્બન્ધ ધરાવનાર જે પુણ્ય [પુણ્યોદય] તે પાપાનુબન્ધી પુણ્ય છે, જેના યોગે માણસ ભાવી પરલોક બગડે એવાં દુષ્કર્મોમાં આસક્ત રહે છે. આ નાપાક પુણ્ય છે.

## પુણ્યાનુબન્ધી પાપ

જન્માન્તરના જે પાપના ઉદયથી દારિદ્ર્યાદિ દુઃખ ભોગવતાં છતાં પાપાચાર ન સેવાય અને પુણ્યમાર્ગરૂપ ધર્મસાધનમાં ઉદ્યત રહેવાય એવા પાપને 'પુણ્યાનુબન્ધી

પાપ ' કહેવામા આવે છે કેમકે આ પાપ [ પાપોદય ] વર્તમાન જિન્દગીમા દુ ખ આપવા છતા જીવનને પાપી બનાવવામા નિમિત્તભૂત થતું નથી 'પુણ્યનુ અનુબન્ધી' એટલે પરલોકસાધક પુણ્યસાધના સાથે સમ્બન્ધ ધરાવનાર જે પાપ [ પાપોદય ] તે પુણ્યાનુબન્ધી પાપ છે, જે ભાવી સારા પરલોક માટેની પુણ્યક્રિયામા હરકત કરતુ નથી

## પાપાનુબન્ધી પાપ

જન્માન્તરસચિત જે પાપના ઉદયથી દરિદ્રતા વગેરે દુ ખો ભોગવવા છતા પાપ કરવાની બુદ્ધિ હટે નહિ, અધર્મના કામ કરવામા તત્પરતા રહે એવા પાપને 'પાપાનુબન્ધી પાપ' કહેવામા આવે છે કેમકે આ પાપ [ પાપોદય ] વર્તમાન જિન્દગીમા દુ ખ આપવા સાથે જીવનને પણ અધમ બનાવે છે, અર્થાત્ પારલૌકિકદુર્ગતિજનક પાપાચરણમા સહાયભૂત થાય છે 'પાપનું અનુબન્ધી' એટલે પારલૌકિક દુર્ગતિજનક પાપાચરણ સાથે સમ્બન્ધ ધરાવનાર જે પાપ [ પાપોદય ] તે પાપાનુબન્ધી પાપ છે ×

× આ પુણ્યાનુબન્ધી પુણ્ય વગેરે ચાર પ્રકારોના વિષયમા આચાર્ય શ્રીહરિભદ્રે પોતાના અષ્ટક ગ્રન્થમા ( ૨૪ મા અષ્ટકમા ) જે શ્લોકોમાં વાત કરી છે તે અહીં રજૂ કરવા જેવા છે તે આ છેઃ—

गेहाद् गेहान्तर कश्चिच्छोभनादधिकं नरः।
याति यद्वत् सुधर्मेण तद्वदेव भवाद् भवम् ॥ १ ॥

—જેમ કોઇ માણસ સારા ઘરમાંથી વધુ સારા ઘરમા (રહેવા) જાય, તે પ્રમાણે પ્રાણી સદ્ધર્મના પ્રભાવે સારા ભવમાથી વધારે સારા ભવમાં જાય છે

ટૂંકમાં, પૂર્વજન્મના જે પુણ્યનાં ફળને ભોગવતાં નવું પુણ્ય ઉપાર્જન થાય તેનું નામ 'પુણ્યાનુબન્ધી પુણ્ય'. પૂર્વજન્મના જે પાપનાં ફળ ભોગવતાં શાન્તિ, સમતા,

---

આ સદ્ધર્માચરણ તે પૂર્વજન્મોપાર્જિત પુણ્યના સુખસમ્પત્તિરૂપ ફળ ભોગવતી વખતનું એ પુણ્ય ( પુણ્યોદય ) પુણ્યાનુબન્ધી પુણ્ય. કેમકે એ સદ્ધર્માચરણથી સંયુક્ત છે.

गेहाद् गेहान्तरं कश्चिच्छोभनादितरन्नरः ।
याति यद्वदसद्धर्मात् तद्वदेव भवाद् भवम् ॥ २ ॥

—જેમ કોઈ માણસ સારા ઘરમાંથી ખરાબ ઘરમાં (રહેવા) જાય, તે પ્રમાણે પ્રાણી અધર્મના યોગે સારા ભવમાંથી ખરાબ ભવમાં જાય છે

આ અધર્માચરણ તે પૂર્વજન્મોપાર્જિત વિચિત્ર પુણ્યનાં શ્રીમન્ત્વાદિરૂપ ફળ ભોગવતી વખતનું એ પુણ્ય ( પુણ્યોદય ) પાપાનુબન્ધી પુણ્ય. કેમકે એ પાપાચરણથી સંયુક્ત છે.

गेहाद् गेहान्तरं कश्चिदशुभादधिकं नरः ।
याति यद्वन्महापापात् तद्वदेव भवाद् भवम् ॥ ३ ॥

—જેમ કોઈ માણસ ખરાબ ઘરમાંથી વધારે ખરાબ ઘરમાં (રહેવા) જાય, તે પ્રમાણે પ્રાણી મહાપાપના યોગે ખરાબ ભવમાંથી વધારે ખરાબ ભવમાં જાય છે.

આ અધર્માચરણ તે પૂર્વજન્મોપાર્જિત પાપના દારિદ્ર્યાદિદુઃખ-રૂપ ફળ ભોગવતી વખતનું એ પાપ (પાપોદય) પાપાનુબન્ધી પાપ. કેમકે એ પાપાચરણથી સંયુક્ત છે.

गेहाद् गेहान्तरं कश्चिदशुभादितरन्नरः ।
याति यद्वत् सुधर्मेण तद्वदेव भवाद् भवम् ॥ ४ ॥

—જેમ કોઈ માણસ ખરાબ ઘરમાંથી સારા ઘરમાં ( રહેવા )

પશ્ચાત્તાપ આદિદ્વારા પુણ્ય ઉપાર્જન થાય તેનુ નામ 'પુણ્યાનુબન્ધી પાપ'. પૂર્વ જન્મના જે પુણ્યનાં ફળને ભોગવતાં મદમસ્ત થઇને નવાં નવાં પાપ ઉપાર્જન કરવામાં આવે તેનું નામ 'પાપાનુબન્ધી પુણ્ય'. પૂર્વજન્મના જે પાપનાં ફળને ભોગવતાં દુર્ધ્યાનદ્વારા નવાં પાપ બાંધવામાં આવે તેનું નામ પાપાનુબન્ધી પાપ.

સંસારમાં જે મનુષ્યો–જે નર–નારીઓ સુખી છે અને ધર્મ્ય જીવન જીવે છે, તેઓ પુણ્યાનુબન્ધી પુણ્યવાળા સમજવા. જેઓને સુખસામગ્રી સાંપડી છે અને પાપાચરણમાં મસ્ત રહે છે, તેઓ પાપાનુબન્ધી પુણ્યવાળા છે. જેઓ દરિદ્રતાદિ દુ:ખોથી દુ:ખી છે, છતાં પુણ્ય–પથ પર વિહરે છે,

---

જાય, તે પ્રમાણે પ્રાણી સદ્ધર્મના પ્રભાવે ખરાબ ભવમાંથી સારા ભવમા જાય છે.

આ સદ્ધર્માચરણ તે પૂર્વજન્મોપાર્જિત પાપના દારિદ્યાદિ રૂપ ફળ ભોગવતી વખતનુ એ પાપ (પાપોદય) પુણ્યાનુબન્ધી પાપ કેમકે એ સદ્ધર્માચરણથી સંયુક્ત છે

આ ચાર શ્લોકો પછી પાંચમા શ્લોકમા આચાર્ય મહારાજ જણાવે છે કે, માટે માણસે પુણ્યાનુબન્ધી પુણ્ય આચરવુ, જેથી અક્ષય્ય સકલ સમ્પત્તિ પમાય પછી છઠ્ઠા શ્લોકમાં કહે છે કે રાગાદિ સંક્લેશોથી રહિત એવુ ચિત્ત–રત્ન એ પ્રાણીનુ આન્તરિક ધન છે, એ ધન જેનુ લુટાય છે તે અનેક વિપત્તિઓથી ઘેરાય છે. એ પછી એજો ભૂતદયા, સદાચારિત્વ અને રાગદ્વેષ ઉપર વિજય એ પુણ્યાનુબન્ધી પુણ્યને મેળવવાનો માર્ગ છે એમ આઠમા શ્લોકમા જણાવે

તેઓ પુણ્યાનુબન્ધી પાપવાળા જાણવા. અને જેઓ દરિદ્ર-દુઃખી હોવા છતાં પાપપરાયણ છે તેઓ પાપાનુબન્ધી પાપવાળા છે.

વિશ્વાસઘાત, હત્યા, લૂટફાટ, ચોરી, દગાખોરી અને શુંડાશાહીના બળે માલદાર બની બંગલા બંધાવી એશઆરામ ભોગવતા કેટલાક મનુષ્યોને જોઇ કેટલાક ટૂંકી નજરના માણસો કહે છે કે:—"જુઓ! ભાઇ! ધર્મીને ઘેર ધાડ છે! પાપ કરનારા કેવી મોજ મારે છે! હવે કયાં રહ્યું ધર્મ–કર્મ!" પરન્તુ આ કથન અજ્ઞાનપૂર્ણ છે તે ઉપરની કર્મસમ્બન્ધી હકીકત વિચારતાં સમજી શકાય છે. આ જિન્દગીમાં અનેકાનેક પાપ કરવા સાથે, પૂર્વના પુણ્યબલની ચમક હોય ત્યાં સુધી સુખ પણ ભોગવી શકાય છે; પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે, પ્રકૃતિનું રાજ્ય કંઇ પોપાબાઇનું રાજ્ય નથી કે તે બધું પાપ નિષ્ફળ જ હવામાં ઉડી જાય! પ્રકૃતિનું સામ્રાજ્ય સુનિયમિત છે. તેનાં સૂક્ષ્મ તત્ત્વો અગમ છે મોહના અંધારામાં ગોથાં મારતો પ્રાણી ગમે તેવી કલ્પનાઓ બાંધી નિર્ભય રહેવા માંગે, પણ એ નિશ્ચય છે કે પ્રકૃતિના અટલ શાસનમાંથી કોઇ ગુનેહગાર છૂટ્યો નથી, છૂટતો નથી અને છૂટશે નહિ. આ જિન્દગીનાં ઉગ્ર પાપ આ જિન્દગીમાં પણ પોતાનો પરચો* બતાવે છે એ પણ ખ્યાલમાં રાખવા યોગ્ય છે.

---

* सत्यमत्युग्रपापानां फलमत्रैव लभ्यते—આ પ્રકારનું વચન યોગશાસ્ત્રના બીજા પ્રકાશના ૩૦ મા શ્લોક ઉપરની કથામાં હેમચન્દ્રાચાર્ય 'અભયકુમાર'ના મુખથી કહેવરાવે છે. જેમ ઉગ્ર પાપનું તેમ ઉગ્ર પુણ્યનું ફળ પણ આ જન્મમાં મળી શકે

'પુણ્ય-પાપ'ની આ વિવેચનાના પ્રસંગે સુખ અને તેને અંગે ધનની બાબતમાં સ્પષ્ટતા કરવી ઠીક છે. ધનની પ્રચુરતાથી સુખ માપી શકાય નહિ. એ માપણી ખોટી માપણી છે. ધનનો અતિસંગ્રહ પાપ છે, એટલું જ નહિ, એ ઘણી દુઃખદાયક ચિન્તાઓ ઉભી કરી ચિત્તની શાન્તિને હરી લે છે. માટે એને સુખની ભાષામાં શી રીતે ગણી શકાય? માણસને શારીરિક જરૂરીઆતો પૂરી પડે અને નિવાસસ્થાન મળે અને તે ન્યાયમાર્ગથી, અને તેમાં તેને સન્તોષ રહે. તેમજ ન્યાયમાર્ગે જરૂરીઆત કરતાં વધુ પ્રાપ્ત થતાં સેવા કે પરોપકાર કરવાની વૃત્તિ રહે તો તે સુખ ગણાય. કેમકે એથી એ ચિત્તની શાન્તિને ન ગુમાવતાં મનથી આનન્દનો અનુભવ કરે છે. બેશક ધન જીવનનિર્વાહનું સાધન હોઇ સુખસગવડમાં ઉપયોગી છે, પણ તે ન્યાયોપાર્જિત હોય, પોતાની કે કુટુંબની ઉચિત જરૂરીઆતોમાં ખર્ચાતું હોય અને વધારાનું પરોપકારમાં વપરાતું હોય આટલી ઉપયોગિતા સિવાય તેને વધુ પ્રતિષ્ઠા આપવી અસ્થાને છે, અધ્યાત્મદૃષ્ટિએ તો ખોટું જ છે. જીવન-વિકાસની સાધના કે ધર્મની ઉપાસના પરિગ્રહ સાથે નહિ, પણ અપરિગ્રહ કે પરિગ્રહપરિમાણ સાથે સંબંધ રાખે છે. માત્ર ધનને પુણ્યની નિશાની ન સમજવી જોઇએ. અન્યાય્ય ધન દુર્ભાગીપણાનું સૂચક છે પુણ્યાઇનું સૂચક અને સુખદાયક ધન ન્યાય્ય ધન છે. ધની કરતાં સદ્‌ગુણીનું સ્થાન કેટલુંય ઉંચું છે એ દૃષ્ટિસંસ્કાર સમાજમાં ફેલાવા જરૂરી છે.

હવે, આચારવ્યવહારની શુદ્ધિ આવશ્યક હોઇ એ બાબતમાં પણ જરા નજર કરી આ ત્રીજા ખંડને પૂરો કરીએ

# જૈન આચાર.

સાધુધર્મ અને ગૃહસ્થધર્મનું સામાન્ય પ્રકારે દિગ્દર્શન પહેલાં થઇ ગયું છે, તથાપિ અહીં આચારના સમ્બન્ધમાં કેટલીક વિશેષ બાબતો નોંધાશે. પ્રથમ સાધુધર્મને લગતા આચારો ટૂંકમાં જોઇએ

## સાધુઓનો આચાર

જૈન આચારશાસ્ત્રોમા સાધુને રેલ, મોટર, સાયકલ, ટ્રામ, એક્કા, ગાડી, ઘોડા વગેરે કોઇ પણ વાહન પર સવારી કરવાનો નિષેધ છે[1] સાધુને પાદવિહાર કરવાનું ફરમાન છે.[2] પાણી ગરમ કરેલું પીવાનુ ફરમાન છે.

---

૧ રસ્તામા નદી આવે અને એટલામા બીજો સ્થલ–માર્ગ ન હોય તો નાવમાં બેસવાની છૂટ છે

૨ મહાભારત, મનુસ્મૃતિ વગેરે વૈદિક હિન્દુધર્મના ગ્રન્થોમાં પણ સંન્યાસીઓ માટે આ ફરમાન છે

૩ પશ્ચિમની વિદ્યાવાળા ડોક્ટરો ઉષ્ણ પાણીને તન્દુરસ્તી માટે ગુણકારક બતાવે છે પ્લેગ, કોલેરા વગેરે રોગોમાં તેઓ ખૂબ ઊકળી ગયેલું પાણી પીવાનું કહે છે વૈજ્ઞાનિક વિદ્વાનોની શોધ પ્રમાણે પાણીમાં એવા અનેક સૂક્ષ્મ જીવો હોય છે કે જેઓ આપણી નજરે દેખી શકાતા નથી, કિન્તુ સૂક્ષ્મદર્શક ( Microscope ) યન્ત્રથી જોઇ શકાય છે. પાણીમાં થતા પોરા વગેરે જીવો પાણી પીવાની સાથે શરીરમા દાખલ થઈ સખ્ત વ્યાધિને જન્માવે છે. કોઇ સ્થળનુ ખરાબ પણ પાણી બરાબર ઉકાળીને પીવામા આવે તો તે શરીરને નુકશાન કરતુ નથી. સાધુ ભ્રમણશીલ હોઇ જુદાં જુદાં સ્થળોનાં જુદાં જુદા પાણી એમને પીવાનાં હોય, એથી એમને માટે ઉષ્ણ ( ઊકળી ગયેલ ) પાણીનુ વિધાન એમના આરોગ્યના હિતની વાત ગણાય

જૈન સાધુને અગ્નિ સળગાવવાનો, [1]અગ્નિ તાપવાનો કે અગ્નિથી રસોઇ કરવાનો અધિકાર નથી. ભિક્ષા–માધુકરી વૃત્તિ[2] કરવાનું તેમને ફરમાવવામાં આવ્યું છે. જુદાં જુદાં ઘરોથી ઘરવાળાઓને અડચણ કે સંકોચ ન થાય તે પ્રમાણે તેમણે ભિક્ષા લેવાની છે. ખાસ સાધુને માટે રસોઇ બનાવવી અને તેવી રસોઇ સાધુએ લેવી શાસ્ત્રાનુકૂલ નથી.

સાધુનો ધર્મ બિલ્કુલ અકિંચન–અપરિગ્રહ રહેવાનો છે, અર્થાત્ સાધુ પૈસાટકા ન રાખે, દ્રવ્યના સમ્બન્ધથી સર્વથા મુક્ત હોય; ત્યાં સુધી કે તેનાં ભોજનનાં પાત્રો પણ [3]ધાતુનાં ન હોય. કાષ્ઠ, માટી કે તુંબડીનાં પાત્રો સાધુઓના ઉપયોગમાં આવે છે.

વર્ષા–ઋતુમાં સાધુ એક જગ્યાએ રહી જાય. સાધુથી સ્ત્રીનો સ્પર્શ સુદ્ધાં ન કરાય.

---

૧ अनग्निरनिकेत : स्याद् ॥ ८३ ॥
( મનુસ્મૃતિ, ૬ ઠો અધ્યાય )

૨ चरेन्माधुकरीवृत्तिमपिम्लेच्छकुलादपि
( અત્રિસ્મૃતિ

૩ " अतैजसानि पात्राणि तस्य स्युर्निर्व्रणानि च ।
× × ×
" अलाबु दारुपात्रं च मृन्मयं वैदलं तथा ।
एतानि यतिपात्राणि मनुः स्वायम्भुवोऽब्रवीत् " ॥
—મનુસ્મૃતિ, ૬ ઠ્ઠો અધ્યાય. ૫૩, ૫૪ શ્લોક.

અર્થાત્–ધાતુ વગરનાં તથા છિદ્રરહિત પાત્રો સાધુને ખપે. તુંબડી, કાષ્ઠ, માટી અને વાંસનાં પાત્રો સંન્યાસીઓને માટે મનુએ કહ્યાં છે.

ટૂંકમાં, સામાજિક સર્વ પ્રપંચોથી નિર્મુક્ત અને સદા અધ્યાત્મરતિપરાયણ રહેવાનો સાધુનો ધર્મ છે ×આત્મ-કલ્યાણના સાધનમાં સતત નિરત રહી નિઃસ્વાર્થભાવે પોતાના જીવનને પરકલ્યાણને ઉપયોગી બનાવવું એ સાધુ-જીવન છે એ વિશ્વબન્ધુ જીવન છે

---

× સાધુની વિરક્ત દશાના સમ્બન્ધમાં મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયમાં નીચે પ્રમાણે સુન્દર ઉપદેશ મળે છે—

"अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन" ।
नचेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥૪૭॥
"क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत्' ।
× × × ॥૪૮॥
"भैक्षे प्रसक्तो हि यतिर्विषयेष्वपि सज्जति" ॥૫૫॥
"अलाभे न विषादी स्याद्, लाभे चैव न हर्षयेत्।
प्राणयात्रिकमात्रः स्यात् मात्रासंगाद् विनिर्गतः" ॥૫૭॥
"इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते' ॥૬૦॥

અર્થાત્ નિન્દા-અપમાનને સહન કરે, પણ કોઈનું અપમાન કરે નહિ આ દેહને સારુ કોઈ સાથે વૈર ન કરે. ક્રોધ કરનારની સામે ક્રોધ કરે નહિ આક્રોશ કરનારને કુશલ વદે ભિક્ષાના લોભમાં ફસાયેલો યતિ વિષયમાં ડુબી જાય છે લાભ થતાં ખુશ ન થાય અને અલાભ થતાં ખિન્ન ન થાય કેવળ પ્રાણરક્ષાનિમિત્તે ભોજન કરે. આસક્તિથી વેગળો રહે ઇન્દ્રિયોનો નિરોધ કરવાથી, રાગ દ્વેષને પરાસ્ત કરવાથી અને પ્રાણીમાત્ર પર અહિંસા-વૃત્તિને ધારણ કરવાથી મોક્ષને યોગ્ય થવાય છે.

સાધુ એટલે સાચો ત્યાગી સાધુ એટલે જેમાં જ્ઞાન અને ચારિત્રનો શ્રેષ્ઠ મેળ સધાયો હોય એવો તેજસ્વી મનુષ્ય આસક્તિને વશ ન થતાં એ ગૃહસ્થોની પાસેથી જીવનની જરૂરીઆતની ચીજો નિર્દોષરૂપે અને સહજ તથા સરળપણે જે મળી જાય તેમાં સન્તોષ ધરે સંયમમાં એ સતત જાગ્રત્ હોય શમ-દમની એની સાધના ઉચ્ચ શ્રેણીની હોય અને જ્ઞાનાલોકના સાચા પ્રકાશથી પ્રકાશમાન હોય

બાહ્ય વેષ જ્યારે એકપક્ષે સ્વેચ્છાપૂર્વક સ્વીકૃત જીવન-ક્રમને અનુસરતું જીવન જીવવા તરફ લક્ષ એંચે છે, ત્યારે અન્યપક્ષે દોષયુક્ત આન્તરિક જીવન છુપાવી દભ કરવામાં પણ કારણભૂત બને છે જીવનની સાચી માહિતી મેળવ્યા સિવાય બાહ્યવેષ તરફ ઉપેક્ષાવૃત્તિ રાખવાથી ખરેખરા સન્ત પુરુષનો અનાદર યા અપમાન થઇ જવાનો મોટો ભય રહે છે, તે જ પ્રમાણે કેવળ બાહ્યવેષ ઉપર અન્ધશ્રદ્ધા રાખવાથી છેતરાવાનો મોટો ભય રહે છે માટે ખરા નિર્ણય ઉપર આવવા માટે બાહ્યવેષ અને આન્તરિક જીવન એ બન્ને ઉપર ધ્યાન પહોચાડવાની જરૂર છે એ બાબતમા વિવેક અને ધીરજની જરૂર છે, એકાએક પૂર્વગ્રહ બાધી લેવામા જોખમ છે

સાધુનુ જીવન લોકોને પોતાના ઉપદેશ અને આચરણથી જેની તેની યોગ્યતા પ્રમાણે ગૃહસ્થ-ધર્મ કે સાધુ-ધર્મના ક્ષેત્રમા માર્ગદર્શક થવાનુ છે ધર્મની બાબતમા મહત્ત્વની બાબતો કઇ અને ગૌણ બાબતો કઇ એ વિષે એનામા વિવેક હોવો આવશ્યક છે અહિંસા વિગેરે વ્રતો જતે

મહત્ત્વની બાબતોછે, જ્યારે બાહ્ય ક્રિયાકાંડની પ્રણાલીની બાબતો એટલે દરજ્જે મહત્ત્વની બાબતો ન ગણાય, છતાં તેમની બાબતમાં "તે જ સર્વસ્વ છે" એવી પ્રરૂપણા કરી સમાજમાં જે સાધુ કે ધર્માચાર્ય કલહ પેદા કરે અને તડાં પાડે તે પોતાના વાસ્તવિક ધર્મથી ચ્યુત થાય છે. સાધુ સમગ્ર સમાજમાં શાન્તિ ફેલાય એવી ભાવના અને પ્રવૃત્તિવાળો હોય; પ્રશાન્ત અને સત્ત્વપૂર્ણ વર્ચસવાળો હોય. દાર્શનિક માન્યતાઓ વિષેની ચર્ચા પણ તેની ગંભીર સૌમ્યભાવથી હોય અને સમન્વય દ્રષ્ટિથી સુશોભિત હોય, જેથી અશાન્તિ કે બખેડા ઉદ્ભવવા ન પામે.

## ગૃહસ્થોના આચાર

હવે ગૃહસ્થોના આચાર વિષે કહેવાનું પ્રાપ્ત થાય છે. ગૃહસ્થનો સહુથી પહેલો સદ્ગુણ એ છે કે એણે પોતાનો વ્યવહાર નૈતિક ( ન્યાયયુક્ત ) રાખવો જોઇએ નેકી–સચ્ચાઇ અથવા વ્યવસ્થિત પ્રામાણિકતાના સમુચિત ધોરણ પર એનો જીવનવ્યવહાર પ્રવર્તમાન રહેવો જોઇએ. આ પ્રસંગે કંઇક વિશેષ અવબોધન કરી દેવું ઠીક પડશે.

પહેલી વાત અહિંસા બાબતની. વિરોધી તરફ આવેશ-વશ થઇ ઊકળી ઊઠવું અને એની સાથે ધીંગામસ્તીમાં ઊતરવું એમાં ( એ હિંસામાં ) શું શૂરાતન છે ? શૂરાતન છે અહિંસામાં–વિરોધી સામે પોતાના મનને ક્રુદ્ધ કે ક્રૂર ન થવા દેતાં પોતાના વિવેકશાલી સત્ત્વબળે એને શાન્ત વૃત્તિમાં, યોગ્ય સંયમમાં રાખવામાં. આમ શરીરબળ કે

ભૌતિક બળ, જે પશુબળ ગણાય છે, તેના કરતાં ઉપર જણાવ્યું તે મનોબળ કે આત્મબળ, જે અહિંસારૂપ છે, ઘણું વધારે ચડીઆતું છે. એ બળ માનવસમાજમાં જેટલું ખિલે તેટલો એનો વિકાસ સધાય-ધાર્મિક અને આધ્યાત્મિક તેમજ ભૌતિક પણ વિવેકબુદ્ધિ અને સત્ત્વ-શુદ્ધિના પ્રકાશરૂપ અહિંસાબળથી જ માનવજગત્ મૈત્રી અને સૌહાર્દ, બળ અને શક્તિ તેમજ આનન્દ અને આલ્હાદથી સમૃદ્ધ બની સ્વર્ગલોકસમું બની શકે છે.

મતલબ એ છે કે અહિંસા એ ( આધ્યાત્મિક ) બળ છે. એ ઉચ્ચ ક્ષાત્રવૃત્તિ—વીરવૃત્તિ માંગી લે છે. પોતાની સ્વેચ્છાથી સ્વાર્થત્યાગ કે સ્વાર્પણ દ્વારા, અથવા જરૂર પડતાં પોતાનું બલિદાન આપીને પણ હિંસાનો વિરોધ કરવો અને અહિંસાને જીવિત રાખવી એ ઉચ્ચ કોટીની ક્ષાત્રવૃત્તિ વીરવૃત્તિ છે. પરન્તુ ખમવાનું કે સહન કરવાનું આવે ત્યારે ડરીને છેટા ખસી જવું અને માત્ર મોઢેથી હિંસાનો વિરોધ કરવો એ કંઇ અહિંસાનું પાલન નથી.

અહિંસાની સાધના જ્યાં કાયરતા હોય ત્યાં શક્ય નથી. કાયર, ડરપોક માણસમાં હિંસા કરવાનું બળ નથી એટલે એ હિંસા કરતો નથી, પણ એની મનોવૃત્તિમાં તે એવા વખતે હિંસા જાગતી જ હોય છે. એનુ નિર્બળ [illegible] " કમજોર ગુસ્સા બહુત " મુજબ નબળા કારણે હિં[illegible] જ્યારે ત્યારે ઘેરાઇ જાય છે. ઉત્કર્ષ કે ઉત્ક્રાન્તિ [illegible] વરી છે. એજ લૌકિક કે આધ્યાત્મિક અભ્યુદય [illegible] છે. નૈર્બલ્ય કે ડરપોકપણું એ જીવનનો

રોગ છે. જેમ "वीरभोग्या वसुन्धरा" તેમ "अहिंसा बलवत्साध्या"–અહિંસા બળને વરેલી છે વિવેકબુદ્ધિ વીરજ અહિંસાનો પાલક બની શકે છે. અર્હન્તો ઉચ્ચ શ્રેણિના ક્ષાત્રધર્મી હોય છે

જેમ કૃત્ય કરીને હિંસા થાય છે તેમ શક્તિ છતાં, હિંસા થતી અટકાવવામાં પોતાનો ફાળો ન આપવો, ચૂપ બેસી રહેવું એ પણ હિંસા છે. કોઇ માણસ ડૂબતો હોય અને આપણને તરતાં આવડતું હોય છતાં તેની વહારે ન જતાં જોયા કરવું એ પણ હિંસા છે. કોઇ માણસ ભૂખ્યો હોય, ભૂખથી હેરાન હોય, છતાં આપણી શક્તિ હોતાં યે તેને ખાવાનું ન આપવું એ હિંસા છે. આવી બધી હિંસાઓ નિષ્ઠુર બેદરકારીમાંથી–"મારે શું ? હું એવી લપમાં શું કામ પડું ? એટલો ઘસારો મને ન પોષાય, ન પાલવે" એવી બેદરકારીમાંથી જન્મનારી છે નિષ્ઠુરતા અધર્મ છે, "दया धर्मका मूल है" ખરી હકીકત આપણને માલૂમ હોય, તેમજ તેવી જુબાની આપવાથી નિર્દોષ માણસનો બચાવ થવાનો સંભવ હોય, છતાં તેના લાભમાં જુબાની આપવાની ના પાડી તેને અન્યાયનો ભોગ થવા દેવો એ પણ મૃષાવાદ છે, અને સાથે સાથે હિંસા પણ છે.

મારા ઘરનો કચરો કાઢી પાડોશીના ઘર આગળ નાખું, અથવા મારા ઘરમાં નીકળેલો વીંછી કે પ્લેગનો ઉંદર પાડોશીના ઘર આગળ નાખી આવું અને એ રીતે પાડોશીને ભયમાં મૂકું કે તકલીફમાં નાખું એ પણ હિંસા છે.

જે વસ્તુ જેમ હોય અથવા જેમ બની હોય તેમ કહેવી એ સામાન્ય રીતે સત્ય કહેવાય છે અને હકીકતની દૃષ્ટિએ એ સત્ય છે. પરન્તુ ધાર્મિક દૃષ્ટિએ તે સત્ય ગણાય અથવા ન પણ ગણાય જો તે હકીકતમાં સત્ય હોય અને સાથે જ કલ્યાણકારી પણ હોય, તો તે ખરેખર સત્ય છે. પરન્તુ જો તે હકીકતમાં સત્ય હોવા છતાં અકલ્યાણકારી હોય તો તે અસત્ય તરીકે ગણાવાપાત્ર થાય છે. કોઇ ગુંડો કોઇ સુકુમાર સ્ત્રી પાછળ પડયો હોય, અથવા કોઇ શિકારી કોઇ મૃગ પાછળ પડયો હોય અને તે કયાં છુપાયેલ છે એની આપણને ખબર હોય છતાં, એ ગુંડો કે શિકારીના પૂછવા ઉપર એનો પત્તો ન બતાવતાં ચૂપ રહીને કે એને આડે રસ્તે દોરીને નિર્દોષનો બચાવ કરવો એ જ આપણા માટે ધર્મ્ય ગણાશે સત્ય તે હકીકતે સત્ય (સાચું) હોય, પણ હિતકારી ન હોય તો સત્યની ગણનામાં આવી × શકે નહિ સત્ય બોલવા ન બોલવાના સંબંધમાં ખૂબ જ વિવેક અને સતર્કતાની જરૂર છે

---

×सद्भ्यो हितं सत्यम्—પ્રાણીને હિતકારી હોય તે સત્ય

उक्तेऽनृते भवेद् यत्र प्राणिनां प्राणरक्षणम् ।
अनृतं तत्र सत्यं स्यात् सत्यमप्यनृतं भवेत् ॥

(મહાભારત, બહુલોપાખ્યાન)

"तुम्णिणीओ उवेहेज्जा जाणं वा नो जाणंति वएज्जा"
(આચારાંગ, દ્વિતીય શ્રુતસ્કન્ધ, ત્રીજા અધ્યયનનો ત્રીજો ઉદ્દેશ)

तहेव काणं काणंति ×× એ દશવૈકાલિક સૂત્રના સાતમા અધ્યયનની ગાથા—કાણાને અપમાન કે ઉપહાસવૃત્તિથી કાણો ન

હૈયાં બાળ્યાનું, પાપ ધોવાતું હશે ખરું ? હા, ધોવાય–એવા કલુષિત ધંધા પશ્ચાત્તાપપૂર્વક ભવિષ્યને માટે કરવા છોડી દે તો. અન્યાયોપાર્જિત ધનથી અણસમજુ સમાજમાં મળતી પ્રતિષ્ઠા અને વાહવાહનું મૂલ્ય આધ્યાત્મિક દૃષ્ટિએ કશું જ નથી. એવા કારણે મળતી પ્રતિષ્ઠા કે વાહવાહને માટે ગર્વ કરવો એ વિશેષ પાપમાં પડવા જેવું છે

એટલા જ માટે પરિગ્રહપરિમાણ વ્રત ઉપદેશવામાં આવ્યું છે કે જેથી લોભનું આક્રમણ મન્દ પડવાથી નીતિનું ધોરણ જળવાઇ શકે અને પૂંજીપતિઓ પોતાના વધારાના ધનનો સમાજના હિત–સાધનમાં ઉપયોગ કરી શકે આ પ્રકારના ઉપયોગથી જ પૂંજીપતિઓ દરિદ્ર અને બેકારોની પોતાની સામેની વિરોધવૃત્તિનો યોગ્ય પ્રતીકાર કરી શકે છે. તેઓ પોતાના વધારે પડતા મોજ–શોખનો અને અન્ય પ્રકારે થતા દુર્વ્યયનો ત્યાગ કરી પોતાની જરૂરીઆતો ઉચિત રીતે મર્યાદિત કરી પોતાના વધારાના ધનનો ઉપયોગ સમાજના હિત–સાધનમાં કરે એમાં એમનુ અને સમાજનું ઉભયનું કલ્યાણ છે.

આ પ્રસંગે ગૃહસ્થનાં ષટ્કર્મ પણ જોઇ જઈએ

देव-पूजा गुरूपास्तिः स्वाध्यायः संयमस्तपः।
दानं चेति गृहस्थानां षट् कर्माणि दिने दिने॥

અર્થાત્ દેવ–પૂજા, ગુરુ–ઉપાસ્તિ, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન એ ગૃહસ્થનાં ષટ્ (૭) કર્મ છે

**દેવપૂજા** એટલે દેવનું–પરમાત્માનું ભક્તિપૂર્ણ સ્મરણ, સ્તવન, પ્રાર્થના. આન્તરિક દોષોને કાઢવા. વિચારોને

સુધારવા, ભાવના કેળવવા અને આત્મ-શક્તિને જાગરિત તથા વિકસિત કરવાનો એ શ્રેષ્ઠ માર્ગ છે.

દ્રવ્યપૂજા અને ભાવપૂજા એમ બે ભેદો પૂજાના બતાવવામાં આવે છે તેમાં યથાર્થ ભાવપૂજા માટે સહાયભૂત થનારી બાહ્ય પ્રક્રિયા તે દ્રવ્ય-પૂજા છે. "દ્રવ્ય-પૂજા" શબ્દમાં "દ્રવ્ય" શબ્દ નિમિત્ત, કારણ અથવા સહાયભૂત એ અર્થમાં છે. ભગવત્-સ્મરણ અર્થાત્ ભગવાન્ સાથે તાદાત્મ્ય સાધવાનો આન્તરિક પ્રયત્ન એ ભાવ-પૂજા છે. આ આ વાસ્તવિક પૂજાનો માર્ગ સરળ થાય એવી ઊર્મિ જગાડવાના કામમાં ભક્તિનો બાહ્ય ઉપચાર કામ આવી શકતો હોઇ એ (ઉપચાર) દ્રવ્ય-પૂજામાં ગણાય છે. ભક્ત જન, જે સીધો પૂજાએ પહોંચી શકતો નથી, આ રીતનો વિવેકયુક્ત આશ્રય લઇને ભાવ-પૂજાનો લાભ મેળવવા સમર્થ થાય છે. ભાવ-પૂજાનું બળ ભાવનામાં પલટો આણે છે. જીવનને સદ્ગુણો અને સત્કાર્યો તરફ પ્રેરીને સુરભિત બનાવે છે. આ રીતે એ પરમ શ્રેયઃસાધક બને છે. હરિભદ્રાચાર્ય પોતાના "અષ્ટક" ગ્રન્થના ત્રીજા અષ્ટકમાં કહે છેઃ—

> अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यमलोभता ।
> गुरुभक्तिस्तपो ज्ञानं सत्पुष्पाणि प्रचक्षते ॥
> एभिर्देवाधिदेवाय बहुमानपुरस्सरा ।
> दीयते पालनाद् या तु सा वै शुद्धेत्युदाहृता ॥

અર્થાત્ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, નિર્લોભતા, ગુરુભક્તિ, તપ અને જ્ઞાન એ (આઠ) પ્રશસ્ત પવિત્ર પુષ્પો છે. એ ગુણોનું પાલન કરીએ તો એ "પુષ્પો" દેવાધિદેવને ચડાવ્યાં ગણાય. આ પ્રમાણે એ પુષ્પો ચડાવવાં ( આ પ્રકારની " પુષ્પ-પૂજા ") એ શુદ્ધ

પૂજા × છે. , જાણવું જોઈએ કે આ "શુદ્ધ" પૂજા માટે ભાવ-પૂજા છે અને ભાવ-પૂજાને અનુકૂલ માનસિક વાતાવરણ સર્જવા માટે જે ઉપચારવિધિ કરવામાં આવે તે દ્રવ્ય-પૂજા છે, જે, પૂજા માટેનો ઉપચારવિધિ હોઈ "ઉપચાર-પૂજા" પણ કહી શકાય.

આ ઉપરથી સમજી શકાય છે કે, ઉપચાર ( દ્રવ્ય )-પૂજામાં જ ઇતિશ્રી ન કરતાં કે એને મુખ્ય કે પ્રધાન ન માનતાં એનો જરૂરીઆતપૂરતો વિવેકયુક્ત ઉપયોગ કરી સાધ્યક્રિયામાં યથાશક્તિ ઉદ્યત બનવું જોઇએ.

દ્રવ્યપૂજા ભાવપૂજા માટે વાતાવરણ ઉપસ્થિત કરવામાં નિમિત્તભૂત થાય છે, પરન્તુ જો વાસ્તવિક ભાવ-પૂજા ન થાય તો એકલી દ્રવ્યપૂજા યોગ્ય સાફલ્યને વરી શકતી નથી. દ્રવ્યપૂજા પ્રભુના પ્રતીકની થઇ શકે છે, પણ ભાવ-પૂજા તો મૂર્તિ જેનું પ્રતીક છે તે પ્રભુની થઇ શકે. ભાવનો સંબંધ પ્રભુના ગુણો સાથે હોય છે ભાવપૂજા બુરી પ્રકૃતિ, ખરાબ સ્વભાવ અને બુરી આદતો કે અપલક્ષણોને ખસેડી આત્મ-વિકાસરૂપ સદ્ગુણોને પ્રગટાવવા તરફ અભિમુખ થવામાં છે; ભાવપૂજા સંસારી માણસની પણ પોતાના જીવન-વિકાસ કે આત્મ-કલ્યાણને ઉપયોગી સદ્ગુણોને પોતાના જીવનમાં-જીવન વ્યવહારમાં-આચરણમાં મૂકવા તત્પર થવામાં છે. ભાવને વિકસાવી સદાચરણી થવા તરફ પ્રેરે એ જ ભાવ-પૂજાનો ખરો મુદ્દો છે એમાં જ એનું સાફલ્ય છે.

---

× स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ।

—ગીતા, અધ્યાય ૧૮

જૈનો વ્યક્તિ–પરમાત્માના નહિ, પણ ગુણોના પૂજક *છે. પરમાત્મામાં હોવા યોગ્ય ગુણો જે જે આત્મામાં પ્રગટ થયા હોય તે બધાને એક સરખી રીતે જૈનો પરમાત્મા ગણે છે. એટલે પરમાત્માના ગુણો એ જ જૈનોનો આદર્શ છે. જૈનોના અગ્રગણ્ય પવિત્ર "નમસ્કાર" (નવકાર) મન્ત્રમાં કોઇ વ્યક્તિ–પરમાત્માનું નામ લીધા સિવાય + પહેલું પદ "**नमो अरिहंताणं**" છે, જેમાં રાગદ્વેષાદિ શત્રુઓને જે કોઇએ હણી નાખ્યા હોય તેને–તે સઘળાને નમસ્કાર છે.

---

* ગુણવાન્ વ્યક્તિ પણ પૂજ્ય જ, પણ વ્યક્તિ તરીકે નહિ, કિન્તુ તેના ગુણોના દ્વારે. ગુણીના પૂજન દ્વારા ગુણોનાં પૂજન કરાય છે. ગુણોનાં પૂજન ગુણીના પૂજન મારફતે બલાઢ્ય બને છે. ગુણીનું એના ગુણોના પૂજન રૂપે પૂજન પૂજકમાં ગુણભાવના પ્રેરે છે. હકીકત એવી છે કે ગુણો દ્વારા ગુણી પૂજ્ય છે અને ગુણી દ્વારા ગુણો પૂજ્ય છે

\+ એ મન્ત્રમાં **अरिहंत, सिद्ध, आचार्य, उपाध्याय** અને **साधु** એ પાંચ પદોનો નિર્દેશ કરી નમસ્કાર કરાયેલો છે એ પાંચે પદોનો નિર્દેશ ગુણવાચક છે, એમાં વ્યક્તિનો નિર્દેશ નથી. એજ પ્રમાણે "**अरिहंते सरणं पवज्जामि**" વગેરે ચતુ શરણના અને મંગલચતુષ્ટયના જે મન્ત્રપાઠો છે તેઓમાં પણ **अरिहन्त, सिद्ध, साधु** અને **केवलिप्रज्ञप्त धर्म** એ ચારનો જે નિર્દેશ છે, તે ગુણવાચક છે. વ્યક્તિવાચક નથી. અન્યત્ર જેમ **कृष्णं शरणं गच्छामि** અને **बुद्धं सरणं गच्छामि** પ્રયોજાયેલ છે તેમ **वर्द्धमाणं सरणं गच्छामि** કે **पवज्जामि** એવો નિર્દેશ અહીં કરાયો નથી.

## ગુરુ-ઉપાસ્તિ

ગુરુ એટલે વડીલ હરિભદ્રાચાર્ય પોતાના યોગબિન્દુમાં:–

**माता पिता कलाचार्य एतेषां ज्ञातयस्तथा ।**
**वृद्धा धर्मोपदेष्टारो गुरुवर्गः सतां मतः ॥**

આ શ્લોકથી ગુરુઓનો વર્ગ બતાવતાં કહે છે કે, માતાપિતા, વિદ્યાગુરુ જ્ઞાતિ-કુટુંબમાંના વડીલો, શ્રુતશીલવૃદ્ધો અને ધર્મપ્રકાશક સન્તો એ ગુરુઓ છે.

આ ગુરુઓ તરફ યોગ્યરીતે વિનયશીલ રહેવુ અને તેમની પાસેથી જીવન ખીલે એવા જ્ઞાનસંસ્કાર [1]મેળવવા ઉદ્યત રહેવુ તે ગુરુ-ઉપાસ્તિ છે માતાપિતાનું ગુરુત્વ અગ્રકોટીનુ હોઇ [2]**'मातापित्रोश्च पूजकः'** (માતાપિતાના પૂજક) બનવાનું શાસ્ત્ર ફરમાવે છે.

## સ્વાધ્યાય

સ્વ=અધ્યાય એ બે શબ્દોના સમાસથી 'સ્વાધ્યાય' શબ્દ બન્યો છે, જેનો અર્થ સ્વનું–આત્માનું અધ્યયન થાય છે. જીવનપ્રેરક સદુપદેશનું વાચન–શ્રવણ તે સ્વાધ્યાય, જે, ચિત્તને સ્વસ્થ રાખવામાં ઉપયોગી થઇ પડે છે અને ભ્રમણશીલ મનને 'અન્તર'માં ડોકિયું કરવા પ્રેરે છે;

---

૧ **तद् विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥** (ભગવદ્‌ગીતા)
અર્થાત્—જ્ઞાની સદ્‌ગુરુને પ્રણામ કરી, પૂછી અને એની સેવા કરી જ્ઞાન મેળવ તત્ત્વદ્રષ્ટા જ્ઞાનીઓ ત્યારે તને જ્ઞાનનો ઉપદેશ કરશે

૨ **"मातृदेवो भव ! पितृदेवो भव !"** (તૈત્તિરીય ઉપનિષદ્)

પરિણામે પ્રગતિ અને પ્રકાશનો માર્ગ સરળ બનવા[3] પામે છે. સ્વાધ્યાય એ તપ છે, જેને તપના ભેદોમાં એક ભેદરૂપે શામેલ કરી જૈન ધર્મે તપની વ્યાપકતા અને પ્રત્યક્ષ ફલપ્રદતાનું સુન્દર પ્રદર્શન કર્યું છે.

**સંયમ**

ઇન્દ્રિયો ઉપર કાબૂ, મન ઉપર કાબૂ, વાણી અને વિચારો ઉપર કાબૂ, રસેન્દ્રિય ઉપર કાબૂ, કામ-ક્રોધ-લોભ ઉપર[4] કાબૂ એનું નામ સંયમ. જીવનયાત્રાને સુખી બનાવવા તેમ જ શાન્ત તથા આનન્દિત રાખવા માટે સંયમની કેટલી[5] જરૂર છે!

પ્રમાદીપણું અને સંકલ્પનું દૌર્બલ્ય એ જીવનના મોટામાં મોટા રોગો છે માણસ આ રોગોને લીધે પડતો પડતો બુરીમાં બુરી દશામાં જઇ પડે છે. સંયમ એ

---

૩ स्वाध्यायान्न प्रमदितव्यम् । (તૈત્તિરીય ઉપનિષદ્)

૪ त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत् ॥
—ભગવદ્ગીતા

૫ न गंगा यमुना चापि सरयू वा सरस्सती ।
निन्नगा वा चिरवती मही चापि महानदी ॥
सक्कुणंति विसोधेतुं तं मलं इध पाणिनं ।
विसोधयति सत्तानं यं वे सील-जलं मलं ॥
—વિસુદ્ધિમગ્ગ (બૌદ્ધગ્રન્થ)

અર્થાત્—ગંગા, યમુના, સરસ્વતી વગેરે નદીઓ પ્રાણીઓના તે મેલને ધોઇ શકતી નથી કે જે મેલને સદાચરણરૂપ જળ ધોઇ શકે છે.

માનસિક સુખનો ઝરો છે શારીરિક કે ભૌતિક સુખનો ખરો સ્વાદ પણ એનાજ બળ પર ઝળકે છે બૌદ્ધધર્મ-ગ્રન્થ "ધમ્મપદ" કહે છે:—

अप्पमादो अमतपदं पमादो मच्चुनो पदं ।
अप्पमत्ता न मीयन्ति ये पमत्ता मता यथा ॥

અર્થાત્—અપ્રમાદ એ અમૃતપદ છે, જ્યારે પ્રમાદ એ મૃત્યુધામ છે. અપ્રમાદી મરતો નથી (ભૌતિક શરીર એનુ છુટી જવા છતા) એ જે સત્કર્મોની રોશની પાથરી ગયો છે તે સત્કર્મોના ચળકાટથી હમેશા ચળકયા જ કરે છે, જ્યારે પ્રમાદી માણસ જીવતો મુઓ પડયો છે માણસ પાસે કોઇ આદર્શ હોય તો જ એ સયમશીલ બની શકે છે છતા એ આદર્શ સાથે એને સર્જનનો આનન્દ મળે એવુ કાર્યક્ષેત્ર ન હોય તો સયમ અઘરો થઈ પડે છે માણસને શીલની કિમ્મત હોય અને એની દ્રષ્ટિમા શીલ પ્રત્યે ભાવના હોય તો સયમ-વાળુ જીવન જીવી શકાય છે સયમ માટે વાતાવરણની જરૂર છે વાતાવરણ સયમને પોષક ન હોય તો સસારીઓને તેમજ ત્યાગીઓને સયમ મુશ્કેલ બને છે ટૂકમા સયમ પાછળ ભાવના સર્જનનો આનન્દ, શીલ પ્રત્યેની નિષ્ઠા અને વાતાવરણ આ બધ ઉપયોગી અને મહાયક છે

## તપ

ઉપવાસાદિ તપનુ મહત્ત્વ અને ગૌરવ એની પાછળ રહેલા કોઈ ઉદાત્ત હેતુ ઉપર અને ભાવશુદ્ધિ ઉપર રહેલું છે એ જ બળ ઉપર એને તપ તરીકેની પ્રતિષ્ઠા મળી શકે છે લોકસેવાની ખાતર કે અનીતિ–અન્યાયના આવરણોમા અટવાઇ પડેલ સત્યને અથવા સત્ય વસ્તુને પ્રાકટયમાં લાવવા તરીકેના શુદ્ધ આધ્યાત્મિક પ્રયાસરૂપે મહામના

વિશેષજ્ઞો અનશનાદિ તપનો આશ્રય લે છે, જે એની પાછળના મહાન્ હેતુને લીધે તેમજ ઉજ્જ્વલ ચિત્ત-વૃત્તિથી સુશોભિત હોવાથી લોકવન્દ્ય અને શ્રેયસ્કર બને છે. યોગ, ધ્યાન, ચિત્તશુદ્ધિ કે ઇન્દ્રિયસંયમના ઇરાદે અશનનો ત્યાગ કરવામાં આવે, અન્તર્મુખ બનવાના કે આત્મશાન્તિ મેળવવાના હેતુએ, સચ્ચિન્તન કે સ્વાધ્યાય અથવા કોઇ બીજા શુભ લાભ માટે અશન (ખાનપાન)ની ઉપાધિને વેગળી કરવામાં આવે તો એ અનશન શ્રેયસ્કર તપ છે. જે સજ્જનોએ વિદ્યાભ્યાસંગમાં નિરત રહી પ્રશસ્ય શાસ્ત્રની રચના કરી છે તેઓનો વિદ્યાભ્યાસંગ, શાસ્ત્રસ્વાધ્યાય અને શાસ્ત્રનિર્માણકાર્ય એ બધું શ્રેષ્ઠ તપ છે એકાદ મહાન્ કાર્ય હાથમાં લઇ તે પાર પાડવાને માટે પ્રથમ વિચારણા કરવી, સાધન અને સહાય ભેગાં કરવાં, કામની યોજના ગોઠવીને તેનો અમલ કરવો અને એ બધું કરતાં કરતાં ભૂખ, તરસ, થાક, મહેનત, કષ્ટ બધું વીસરી જઇ એકાગ્રતાથી કામની પાછળ મંડવું એ સમગ્ર વ્યાપાર અને વ્યવહાર તપ છે. લોકોને માટે પાણી વગેરે પૂરાં પાડવાનો નિષ્ઠાપૂત પ્રયાસ તપ છે. આમ આત્મશોધનપ્રયાસ કે પવિત્રકાર્યલગની એ તપ છે પરોપકારપ્રવૃત્તિ તપ છે. સત્યવાદીનો સત્યવાદ, બ્રહ્મચારીનું બ્રહ્મચર્ય, સેવકની સેવા, યોગીનો યોગ, ધ્યાનીનું ધ્યાન, ભક્તની ભક્તિ, વિદ્યાર્થીનો વિદ્યાભ્યાસંગ, વિદ્વાન્‌ની વિદ્યાનિષ્ઠા, અધ્યાપકની અધ્યાપકતા, ઉપદેશકની ઉપદેશકતા, લોકહિતૈષીની લોકહિતકામના એ બધું તપ છે. એટલું જ નહિ, પ્રામાણિકતાપૂર્વક સ્વકર્મનિષ્ઠા એ પણ તપ છે.

તપની પાછળ વિશિષ્ટ પ્રકારનો ઉલ્લાસ અને આનન્દ હોવો જોઇએ.

રીતસર કરાતો પ્રમાણોચિત ઉપવાસ શારીરિક આરોગ્ય માટે ફાયદામંદ છે, અને સુજ્ઞબુદ્ધિ માણસને એના આધ્યાત્મિક લાભના ( માનસિક વિશોધનના ) કામમાં પણ ઉપયોગી થાય છે. એથી સહિષ્ણુતા કેળવાય છે 'આંબેલ'થી *રસલોલુપતા ઉપર અંકુશ લાવવાનું પ્રયોજન સાધવાનું છે. એકાશનથી ભોજનની ખટપટ એક વારમાં જ પતી જાય છે અને તબીઅત હળવી બનવા સાથે કાર્યપ્રવૃત્તિ માટે વધુ અવકાશ મળી રહે છે.

બાહ્યતપ બાહ્ય હોવાથી એના તરફ લોકોનું ધ્યાન જલદી ખેંચાય છે, તેમજ એના પાલનમાં વિશેષ યોગ્યતાની આવશ્યકતા પણ હોતી નથી, યશ અને પ્રશંસા પણ શીઘ્ર મળી જાય છે, એટલે એ જલદી પ્રચાર પામી જાય છે. એની ઉપયોગિતા તથા મર્યાદાનો પણ ખ્યાલ લોકોમાં

---

* 'આંબેલ' એકવાર ભોજન કરવાનું વ્રત છે પણ તે ભોજનમાં દૂધ, દહીં, છાશ, તેલ, ઘી તથા મરચું વગેરે મસાલા તેમજ લીલાં-સૂકાં શાક-ભાજી-ફળ એ બધાંનો ત્યાગ હોય છે. દાળ-ભાત-રોટી, ઘઉં-બાજરી-મગ વગેરે અનાજનો ખોરાક, ધાણી-ચણા-મમરા એવું લેવાય છે નમક લેવાય છે.

'ઉપવાસ' શબ્દમાં 'ઉપ'નો અર્થ 'પાસે' અને 'વાસ'નો અર્થ 'વસવું' થાય છે, એટલે 'ઉપવાસ'નો અર્થ પ્રભુ પાસે અથવા આત્માની શુદ્ધ સ્થિતિમાં વસવું એવો થાય છે એટલે અંશે આ અર્થ સધાય તેટલે અંશે ઉપવાસ તપ બને છે

રહેતો નથી બાહ્યતપની વિશેષ ઉપયોગિતા એમાં હતી કે લોકો પોતાના સ્વાસ્થ્યને સંભાળે, તથા અવસર આવતાં કષ્ટનો સામનો કરી શકે એ માટે કષ્ટસહિષ્ણુતાનો અભ્યાસ કરતા રહે; પણ એ બન્ને બાબતોનો વિચાર કરાતો નથી, એ સધાતી પણ નથી. ભગવાન્ મહાવીરની બાહ્ય તપસ્યા લોકોના ધ્યાન પર આવે છે, પણ સમજવું જોઇએ કે બાહ્ય તપ કરતાં અન્તરંગ તપ એ મહર્ષિમાં વધારે હતો–ખૂબ જ વધારે, જેના તરફ પહેલું ધ્યાન જવું જોઇએ, જે પહેલું લક્ષ્ય બનવું જોઇએ. ખરેખર અન્તરંગ તપ વિના બાહ્યતપનું મૂલ્ય નથી બાહ્ય તપની કિમ્મત ત્યારે પૂરી પડે છે કે તે આનુષંગિક તપ બની જાય. ઉપવાસનું લક્ષ્ય કરી ઉપવાસ કરીએ એ એક વાત છે અને સેવા, સ્વાધ્યાય વગેરે તપ કરતાં કરતાં ઉપવાસ બની જાય એ બીજી વાત છે, જેનું મૂલ્ય બહુ અધિક છે, કેમકે સેવા, સ્વાધ્યાય આદિમાં લીન થવાથી જે ઉપવાસ થાય છે તેમાં આત્માનું વિકાસસાધન અધિક માલૂમ પડે છે. સીધો અને શ્રેષ્ઠ તપ આભ્યન્તર તપ છે, એને બાહ્ય તપ જેટલે અંશે અનુકૂલ થાય, જેટલે દરજ્જે ઉપકારક થાય, એટલે કે શરીરશુદ્ધિ ઉપરાંત મનશુદ્ધિ કરવામાં ઉપકારક થાય તેટલે અંશે, તેટલે દરજ્જે તે સાર્થક છે. નહિ તો બાહ્ય તપ અજ્ઞાનતપ ગણાવાપાત્ર છે.

'પૂનિયા' શ્રાવકનું વિશિષ્ટ ઉદાહરણ અહીં યાદ આવે છે. એક દિવસે એ શ્રાવક અને બીજે દિવસે તેની પત્ની ઉપવાસ કરે છે. આમ એ સ્ત્રી–પુરુષમાંથી અનુક્રમે એક જણ રોજ ઉપવાસ કરી એકનું બચેલું અન્ન રોજ કોઇ ત્રીજા

યોગ્ય પાત્રને જમાડે છે આ દાખલામા દયા-દાન, તપ-ત્યાગ અને ભક્તિ એક સાથે જોવા મળે છે

આરોગ્ય માટે, પેટમા પડેલો ખોરાક પચીને શરીરમા આગેજ થાય એ જરૂરનુ છે પાચન-શક્તિનો નાશ થતા સર્વ પ્રાણો નાશના પ થે વળે છે અને શરીરમા અનેક પ્રકારના રોગો ઉદ્દભવવા માડે છે રોગ માણસના મન ઉપર ખરાબ અસર ઉપજાવે છે અને આત્મધ્યાનમા કે ધર્મસાધનમા નડતરરૂપ બને છે માટે શરીર નીરોગ રહે એ પહેલી જરૂર છે અત બાહ્ય તપ એવી રીતે ન કરવો જોઇએ કે જેથી શરીરમા રોગ ઉત્પન્ન થાય અને ઇન્દ્રિયો (જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો) કાર્યક્ષમ ન રહે

ઉપાધ્યાય યશોવિજયજી પોતાના 'જ્ઞાનસાર' અષ્ટકના તપોઽષ્ટકમાં કહે છે કે —

तदेवं हि तप कार्यं दुर्ध्यानं यत्र नो भवेत् ।
येन योगा न हीयन्ते क्षीयन्ते नेन्द्रियाणि च ॥

અર્થાત્—તપ એવો કરવાનો છે કે જેમા દુધ્યાન ન થાય મન-વચન-કાયના યોગ કચવાય નહિ અને ઇન્દ્રિયોમા ક્ષીણતા આવે નહિ

બાહ્ય તપ કરનારે બીજા ઉપર બોજારૂપ પણ ન થવુ જોઇએ નીચેનો શ્લોક સુન્દર માર્ગદર્શન કરાવે છે —

कायो न केवलमय परितापनीयो
मिष्टै रसैर्बहुविधैर्न च लालनीय ।
चित्तेन्द्रियाणि न चरन्ति यथोत्पथेन
वश्यानि येन च तदाचरित जिनानाम् ॥

અર્થાત્—આ શરીર કેવળ તપાવી નાખવા માટે નથી, તેમજ નાનાવિધ મીઠા રસોથી બહલાવવા કે પંપાળવા માટે પણ નથી; કિન્તુ મન અને ઇન્દ્રિયો ખોટે માર્ગે ન જાય અને કાબૂમા રહે એ રીતે વર્તવાનુ છે

આ જિનભક્ત શ્લોકકાર ખરેખર બન્ને છેડાઓની વચ્ચેનો (મધ્યમ) માર્ગ લેવાનું કહેછે

કાયકલેશ માત્ર કાયાને દુઃખ ઉત્પન્ન કરવા ખાતર અથવા બીજા ઉપર પ્રભાવ પાડવા ખાતર કે બીજાની દયાને ઉશ્કેરી કંઇક મેળવવા ખાતર કરવામા આવે અથવા બીજાની ઉપર ખોટી સખ્તાઇરૂપ હોય તો તે અજ્ઞાન તપ છે જેટલે અંશે તે મનશુદ્ધિ કરવામા, એટલે કે આસક્તિ દોષ અને કષાયવિકારને દૂર કરવામા ઉપકારક થાય તેટલે અંશે તે સાર્થક બને છે અતઃ અમુક કાયકલેશ સહવામાં મનશુદ્ધિનો લાભ થવો સંભવિત છે કે કેમ એ વિચારવું જરૂરી છે

ટૂંકમાં રોગનિવારણ માટે, અભ્યાસ માટે કે જેથી ભવિષ્યમા વખત ઉપર સેવાનુ કે કષ્ટસહનનું કાર્ય બજાવી શકાય, અથવા આપણા ઉપર જેનો સદ્‌ભાવ હોય તેણે દુશ્ચરિત કર્યું હોય તો તેના નિવારણ માટે, પરહિત (સેવાકાર્ય) માટે, વિદ્યાભ્યાસ, પઠન-પાઠન, વાચન-લેખન કે ચિન્તન સારુ ફુરસદ મેળવવા માટે અથવા ચિત્તશુદ્ધિના કાર્ય માટે—આવા શુભ હેતુઓ માટે બાહ્યતપ કર્તવ્ય છે

વાસનાઓને ક્ષીણ કરવા માટે જોઇતું આધ્યાત્મિક બળ કેળવવા સારુ શરીર, ઇન્દ્રિય અને મનને જે જે

તાપણીમાં તપાવાય છે તે તે બધું તપ છે. તપના બાહ્ય અને આભ્યન્તર એવા જાણીતા જે બે ભેદ છે તેમાં શારીરિક ક્રિયાની પ્રધાનતા જેમાં હોય અને જે બાહ્ય દ્રવ્યની અપેક્ષા-વાળું હોવાથી બીજાઓ વડે દેખી શકાય તે બાહ્યતપ, અને એથી ઉલટું, જેમાં માનસિક ક્રિયાની પ્રધાનતા હોય અને જે મુખ્યપણે બાહ્ય દ્રવ્યની અપેક્ષા ન રાખતું હોવાથી બીજાઓ વડે ન દેખી શકાય તે આભ્યન્તર તપ. બાહ્યતપનું મહત્ત્વ આભ્યન્તર તપની પુષ્ટિમાં ઉપયોગી થવાની દૃષ્ટિએ જ મનાયેલું છે. બાહ્યતપ આભ્યન્તર તપે પહોંચવામાં સહાયરૂપ બને તો જ શ્રેયસ્કર છે. આ બાહ્ય અને આભ્યન્તર તપના વર્ગીકરણમાં સમગ્ર સ્થૂલ અને સૂક્ષ્મ ધાર્મિક નિયમોનો સમાવેશ થઇ જાય છે

**બાહ્યતપ**

૧ મર્યાદિત વખત માટે કે જીવનના અન્ત સુધી સર્વ પ્રકારના આહારનો ત્યાગ કરવો × એ અનશન. ૨ પોતાની ક્ષુધા માગે તે કરતાં ઓછો આહાર લેવો એ અવમૌદર્ય (ઊણોદરી). ૩ વિવિધ વસ્તુઓની લાલચ ટુંકાવવી તે વૃત્તિસંક્ષેપ ૪ ઘી, દૂધ, મધ, માખણ વગેરે તથા દારૂ જેવા વિકારકારક રસનો ત્યાગ કરવો તે રસત્યાગ. રસત્યાગ પાછળ રસસ્વાદ પર જય મેળવવાનો ઉદ્દેશ છે. રસલુબ્ધ ન થવાય તેમજ રસના આસ્વાદમાં ખોરાકનું પ્રમાણ અવ્યવસ્થિત થવા ન પામે એ ભાવ રસત્યાગની

---

×આમાં પહેલું 'ઇત્વરિક' અને બીજું 'યાવત્કથિક' કહેવાય છે.

પાછળ રહેલી છે, અને રસ વગર ચલાવી શકાય એવો અભ્યાસ પાડવાનો હેતુ રસત્યાગમાં છે. દારુ ત્યાજ્ય છે. ઘી, દૂધ વગેરે શરીરને પોષક નિર્દોષ પદાર્થો પોતાની જીવન-ચર્યાને સારી અને વિકસિત બનાવવાના હેતુએ પ્રમાણસર ગ્રહણ કરતા રહેવું યોગ્ય છે અને હિતાવહ બને છે. ૫ બાધાવિનાના એકાન્ત સ્થાનમાં ( આત્મલાભ માટે ) વસવું તે વિવિક્તશય્યાસનસંલીનતા. ૬ ટાઢમાં, તડકામાં કે વિવિધ આસન આદિ વડે શરીરને કસવું તે કાયક્લેશ

**આભ્યન્તર તપ**

૧ લીધેલ વ્રતમાં થયેલ પ્રમાદજનિત દોષોનું જેના વડે શોધન કરી શકાય તે પ્રાયશ્ચિત્ત. ૨ જ્ઞાન આદિ સદ્‌ગુણો વિષે અને એ સદ્‌ગુણોને ધારણ કરનાર વિષે બહુમાન રાખવું તે વિનય. ૩ યોગ્ય સાધનો પૂરાં પાડીને કે પોતાની જાતને કામમાં લાવીને સેવા-શુશ્રૂષા કરવી તે* વૈયાવૃત્ત્ય ૪ જ્ઞાન મેળવવા માટે વિવિધ પ્રકારનો અભ્યાસ કરવો તે સ્વાધ્યાય ૫ અહંત્વ અને મમત્વનો ત્યાગ કરવો તે વ્યુત્સર્ગ. ૬ ચિત્તના વિક્ષેપ દૂર કરી એની એકાગ્રતા સાધવી તે ધ્યાન.

આમાં વિનય જ્ઞાનવિનય, દર્શનવિનય, ચારિત્રવિનય અને ઉપચારવિનય એમ ચાર પ્રકારનો છે. જ્ઞાન મેળવવું, તેનો અભ્યાસ ચાલુ રાખવો અને ભૂલવું નહિ એ જ્ઞાનનો

---

*સેવાને તપમાં ગણાવીને જૈન ધર્મે એ બતાવી આપ્યું છે કે જૈન ધર્મનું તપ કોરું કષ્ટસહન નથી, પ્રેમહીન નથી, નિષ્ક્રિય નથી; બીજાની સેવા કરવી એ પણ વસ્તુતઃ તપ છે.

ખરો વિનય છે. તત્ત્વની યથાર્થપ્રતીતિરૂપ સમ્યગ્દર્શનથી ચલિત ન થવું, તેમાં આવતી શંકાઓનું સંશોધન કરી નિઃશંકપણું કેળવવું તે દર્શનવિનય. ચારિત્રમાં ચિત્તનું સમાધાન રાખવું તે ચારિત્રવિનય કોઇ પણ સદ્ગુણ વડે જે પોતાનાથી શ્રેષ્ઠ હોય તેનો યોગ્ય વિનય કરવો તે ઉપચારવિનય. વિનય ગર્વનો તથા અન્ય પ્રત્યે તિરસ્કાર વૃત્તિનો ત્યાગ સૂચવે છે અને ઉચ્ચ કે હલકા ગણાતા પ્રત્યે પણ સભ્યતા જાળવીને વર્તવાનું પ્રબોધે છે.

ઉપર જણાવેલ આભ્યન્તર તપના ભેદોમાંનો અહંત્વ–મમત્વના ત્યાગરૂપ 'વ્યુત્સર્ગ' જ્યારે ધનધાન્યાદિવિષયક હોય છે, અર્થાત્ ધન, ધાન્ય, મકાન વગેરે બાહ્ય વસ્તુઓ ઉપરથી મમતા ઉઠાવી લેવા રૂપ હોય છે, ત્યારે તે 'બાહ્યોપધિવ્યુત્સર્ગ' કહેવાય છે; અને શરીર ઉપરથી મમતા ઉઠાવી લેવા રૂપ તેમજ કાષાયિક વિકારોને ખસેડવા-રૂપ હોય છે ત્યારે તે 'આભ્યન્તરોપધિવ્યુત્સર્ગ' કહેવાય છે.

ધ્યાન—

મનની એકાગ્રતાનું નામ છે. આર્ત્ત, રૌદ્ર, ધર્મ્ય, શુકલ એમ ધ્યાનના ચાર ભેદો છે એમાં ધર્મ્ય અને શુકલ ધ્યાન કલ્યાણકારક અને મોક્ષસાધક હોઇ તપના ભેદરૂપ છે. આર્ત્ત અને રૌદ્ર ધ્યાન દુર્ધ્યાન છે, દુર્ગતિકારક છે, અને તેથી ત્યાજ્ય છે. એ ચારે ધ્યાનને ટૂંકમાં જોઇએ.

આર્ત્તધ્યાન દુખિયારાચિન્તનરૂપ છે. અપ્રિય વસ્તુ પ્રાપ્ત થાય ત્યારે તેના વિયોગ માટે જે સતત ચિન્તા

પહેલું આર્ત્તધ્યાન બીમારી, દુ:ખ આવતાં તેને દૂર કરવાની વ્યગ્રતાભરી ચિન્તા–સતત ચિન્તા તે બીજું આર્ત્તધ્યાન. પ્રિય વસ્તુનો વિયોગ થાય ત્યારે તેને મેળવવા માટે જે સતત ચિન્તા થાય તે ત્રીજું આર્ત્તધ્યાન નહિ પ્રાપ્ત થયેલ ભોગની પ્રાપ્તિ માટે સંકલ્પ કરવો કે સતત ચિન્તા કરવી તે ચોથુ આર્ત્તધ્યાન દુ:ખની ઉત્પત્તિનાં મુખ્ય ચાર કારણો છેઃ અનિષ્ટ વસ્તુનો સંયોગ, પ્રતિકૂલ વેદના, ઇષ્ટ વસ્તુનો વિયોગ અને ભોગની લાલચ આ કારણો ઉપરથી આર્ત્તધ્યાનના ચાર પ્રકાર પાડવામાં આવ્યા છેઃ ૧ અનિષ્ટ-સંયોગ–આર્ત્તધ્યાન, ૨ રોગચિન્તા–આર્ત્તધ્યાન, ૩ ઇષ્ટ–વિયોગ–આર્ત્તધ્યાન, ૪ નિદાન–આર્ત્તધ્યાન. [ 'નિદાન' એટલે સંકલ્પ ]

**રૌદ્રધ્યાન**

રુદ્ર એટલે ક્રૂર અથવા કઠોર, એવા ચિત્તનું કે જીવનું ધ્યાન તે રૌદ્રધ્યાન હિંસા, અસત્ય, ચોરી અને વિષય–સંરક્ષણ માટે જે સતત ચિન્તા તે રૌદ્રધ્યાન છે આ ઉપરથી હિંસાનુબન્ધી, અનૃતાનુબન્ધી, સ્તેયાનુબન્ધી અને વિષયસંરક્ષણાનુબન્ધી એમ ચાર ભેદો રૌદ્રધ્યાનના પડે છે, જે અનુક્રમે હિંસામયચિન્તારૂપ, અસત્યમય–ચિન્તારૂપ, ચૌર્યમયચિન્તારૂપ અને વિષયરક્ષણ–ચિન્તારૂપ છે

**ધર્મ્યધ્યાન—**

આત્મકલ્યાણરૂપ ધ્યાન છે. જે કંઇ એકાગ્રભૂત સચ્ચિન્તન (ધર્મરૂપ ચિન્તન, અર્થાત્ કલ્યાણરૂપ ચિન્તન)

તે ધર્મ્યધ્યાન છે. ઉદાહરણાર્થ વીતરાગ મહાપુરુષની આજ્ઞા શી છે? કેવી હોવી જોઇએ? એની પરીક્ષા કરી તેવી આજ્ઞા શોધી કાઢવા માટે મનોયોગ આપવો તે આજ્ઞાવિચય ધર્મધ્યાન. રાગાદિદોષોના સ્વરૂપનો અને તે દોષોમાંથી કેમ છુટાય એનો વિચાર કરવા જે મનોયોગ આપવો તે અપાયવિચય ધર્મધ્યાન. કર્મના વિપાક વિષેના વિચારમાં મનોયોગ આપવો તે વિપાકવિચય ધર્મધ્યાન. લોકના સ્વરૂપનો વિચાર કરવામાં મનોયોગ આપવો તે લોકસંસ્થાનવિચય ધર્મધ્યાન.

### શુક્લધ્યાન

આ બહુ ઉંચી ભૂમિકાનું અતિસૂક્ષ્મ ધ્યાન છે, જેના સ્વરૂપનો ખ્યાલ વાંચી કે સાંભળી લેવા ઉપરથી આવવો કઠિન છે. ધ્યાતા જ્યારે પરમાણુ આદિ જડ કે આત્મરૂપ ચેતન એવા એક દ્રવ્યમાં ઉત્પત્તિ, સ્થિતિ, નાશ, મૂર્તત્વ, અમૂર્તત્વ આદિ અનેક પર્યાયોનું વિવિધ દૃષ્ટિબિન્દુ વડે ભેદપ્રધાન ચિન્તન કરે અને એક પર્યાય ઉપરથી બીજા પર્યાય ઉપર અથવા શબ્દ ઉપરથી અર્થ ઉપર અને અર્થ ઉપરથી શબ્દ ઉપર જઇ ચિન્તન માટે પ્રવર્તે ત્યારે તે ધ્યાન 'પૃથક્ત્વવિતર્કસવિચાર' નામનું શુક્લધ્યાન કહેવાય છે. એ નામનો અર્થ આ પ્રમાણે: 'પૃથક્ત્વ' એટલે ભેદ, ભેદપ્રધાન વિતર્ક (ચિન્તન) તે પૃથક્ત્વવિતર્ક. એ એક પર્યાય ઉપરથી બીજા પર્યાય ઉપર અથવા અર્થ ઉપરથી શબ્દ ઉપર અને શબ્દ ઉપરથી અર્થ ઉપર–એમ સંચરતું હોવાથી 'સવિચાર' કહેવાય છે. 'વિચાર' નો અર્થ અહીં

વિચરણ છે જ્યારે એ ભેદપ્રધાન મટી અભેદપ્રધાન ચિન્તન બને છે અને તે પણ એક જ પર્યાય ઉપર, ત્યારે તે 'એકત્વવિતર્ક' કહેવાય છે. એ ઉપલા ધ્યાનની જેમ ફરતું ધ્યાન ન હોવાથી 'અવિચાર' (વિચરણ વગરનું) કહેવાય છે પહેલી શ્રેણીના શુકલધ્યાન કરતાં આ બીજી શ્રેણીનું શુકલધ્યાન અતિપ્રખર હોય છે, જે મન-વચન-કાય એ ત્રણના યોગોમાંથી કોઇ એક જ યોગ ઉપર પૂર્ણ અટલ રહી પ્રવર્તે છે પહેલા શુકલધ્યાનનો અભ્યાસ દૃઢ થયા પછી આ બીજા શુકલધ્યાન માટે સમર્થ થવાય છે. જેમ આખા શરીરમાં વ્યાપેલા સર્પ આદિના વિષને મન્ત્રાદિ ઉપાય વડે ડંખની જગ્યા પર લાવી મૂકવામાં આવે છે, તેમ જગતના પદાર્થોમાં અસ્થિરપણે ભ્રમણશીલ મનને ધ્યાન વડે કોઇ એક વિષય-અણુ-ઉપર લાવી સ્થિર કરવામાં આવે છે. એ સ્થિરતા સુદૃઢ થતાં (પૂર્ણ ઉત્કર્ષે પહોંચતાં) મન પૂર્ણ શાન્ત થઇ જાય છે જેમ ઇન્ધણ શેષ નહિ રહેવાથી આગ+સ્વયમેવ હોલવાઇ જાય છે, તેમ મન ઉપર્યુક્ત ક્રમે એક અણુ ઉપર પૂર્ણ સ્થિરતાને પ્રાપ્ત થતાં પૂર્ણ શાન્ત થઇ જાય છે, અર્થાત્ તેનું ચાંચલ્ય સર્વથા દૂર થઇ પૂર્ણ નિષ્કમ્પ અને શાન્ત બની જાય છે, જેના પરિણામે મોહાવરણનો

+त्रिजगद्विपयं ध्यानादणुसंस्थं धारयेत् क्रमेण मनः ।
विषमिव सर्वाङ्गगतं मन्त्रबलान्मान्त्रिको दंशे ॥१९॥
अपसारितेन्धनभरः शेपस्तोकेन्धनोऽनलो ज्वलितः ।
तस्मादपनीतो वा निर्वाति यथा मनस्तद्वत् ॥२०॥
(હેમચન્દ્ર, યોગશાસ્ત્ર, ૧૧ મો પ્રકાશ)

સંયોગ સર્વથા છૂટી જતાં સમગ્ર જ્ઞાનાવરણ હટી જાય છે અને સર્વજ્ઞપણું પ્રગટે છે. આમ, શુક્લધ્યાનના બીજા ભેદના બળે કેવલજ્ઞાન×(સાર્વજ્ઞ્ય) પ્રગટે છે. સર્વજ્ઞ ભગવાન્ પોતાના મૃત્યુ-સમયે યોગનિરોધના કાર્યક્રમમાં જ્યારે સૂક્ષ્મ શરીરયોગનો આશ્રય લઇ વચન અને મનના સૂક્ષ્મ યોગનો નિરોધ કરે છે ત્યારે તે અવસ્થાને 'સૂક્ષ્મક્રિય' ધ્યાન કહેવામાં આવે છે આ અવસ્થા કંઇ ધ્યાન (ચિન્તન)-રૂપ નથી, એટલે એ અવસ્થાને જે 'ધ્યાન' કહેવામાં આવે છે તે રૂઢિ છે. એને અંગે બીજો ખુલાસો એ પણ છે કે મનનું સ્થૈર્ય જેમ 'ધ્યાન' કહેવાય, તેમ શરીરનું સ્થૈર્ય પણ 'ધ્યાન' કહી શકાય એ અવસ્થામાં શ્વાસોચ્છવાસ જેવી સૂક્ષ્મ જ શરીરક્રિયા રહેલી હોવાથી એ 'સૂક્ષ્મક્રિય' કહેવાય છે એટલી પણ ક્રિયા તરત જ અટકી જાય છે અને આત્મપ્રદેશોનું સંપૂર્ણ નિષ્કમ્પપણું પ્રાપ્ત થાય છે ત્યારે એ અવસ્થાને 'સમુચ્છિન્નક્રિય' ધ્યાન કહેવામાં આવે છે. આ ક્ષણિક અવસ્થામાં એ પરમ આત્મા દેહમુક્ત થઇ ઊર્ધ્વ જતો ક્ષણમાત્રમાં લોકની ટોચે પહોંચે છે અને ત્યાં સ્થિર થાય છે.

**લેશ્યા**

અહીં ધ્યાનના પ્રસંગે જૈનશાસ્ત્રનિરૂપિત "લેશ્યા"-નો વિષય પણ જરા દૃષ્ટિગોચર કરી જવો ઠીક પડશે.

---

×બીજું શુક્લધ્યાન અગ્યારમા ગુણસ્થાનમાં હોય છે તેના કરતા બારમા ગુણસ્થાનનુ શુક્લધ્યાન અત્યન્ત વધારે પ્રખર હોય છે; કેમકે બારમા ગુણસ્થાનમાં શુક્લધ્યાન (મનઃસ્થૈર્યરૂપ)ની પૂર્ણતા હોય છે, એટલે જ એ કેવલજ્ઞાનને તત્કાલ પ્રગટ કરે છે.

મનના અધ્યવસાય એક સરખા નથી હોતા, બદલાયા કરે છે, કયારેક કાળા–કલુષિત બને છે, કયારેક કાબરચીતરા બને છે, કયારેક સેળભેળ જેવા, કયારેક સારા, કયારેક વધુ સારા અને કયારેક ઉચ્ચ શ્રેણીના ઉજ્જ્વલ બને છે. આ આપણા અનુભવની વાત છે. આ મનના પરિણામ એને 'લેશ્યા' કહેવામાં આવે છે સ્ફટિક રત્નની પાસે જે રંગની ચીજ રાખવામાં આવે, સ્ફટિકરત્ન તેવા રંગવાળું જોવામાં આવે છે, તે પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારના સંયોગથી મનના પરિણામ ( અધ્યવસાય ) બદલાયા કરે છે. માણસને ક્રોધ આવે છે ત્યારે એના મનોગત ક્રોધની અસર એના ચેહરા ઉપર કેવી દેખા દે છે! તે વખતે એનો ચેહરો ક્રોધથી લાલચોળ અને વિકૃત બની જાય છે. ક્રોધના અણુસંઘાતનું જે માનસિક આન્દોલન તેનો આ દેખાવ છે, જે ચેહરા ઉપર ફરી વળે છે ભિન્નભિન્ન અણુસંઘાત-ના યોગે મન ઉપર જુદી જુદી અસર કે મનના જુદા જુદા પરિણામ થાય છે તે 'લેશ્યા' છે. આવા અણુસંઘાત કે પુદ્‌ગલ–દ્રવ્યોનું વર્ગીકરણ છ જાતનું બતાવવામાં આવ્યું છે જેમકે કૃષ્ણવર્ણનાં, લવર્ણનાં, કાપોત ( વેંગણના ફૂલ જેવા ) વર્ણનાં, પીતવર્ણ (ઊગતા સૂર્યના વર્ણ ) નાં, પદ્મવર્ણ (સુવર્ણવર્ણ) નાં અને શુક્લવર્ણનાં દ્રવ્યો. આવા દ્રવ્યો પૈકી જે પ્રકારનાં દ્રવ્યોનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય છે, મનનો અધ્યવસાય તે દ્રવ્યોને અનુરૂપ–તેવા રંગનો બની જાય છે. આનું નામ લેશ્યા*

*कृष्णादिद्रव्यसाचिव्यात् परिणामो य आत्मनः ।
स्फटिकस्येव तत्रायं 'लेश्या'शब्दः प्रवर्तते ॥

કૃષ્ણ, નીલ તથા કાપોત વર્ણનાં દ્રવ્યો અશુભ છે અને તેજ, પદ્મ તથા શુક્લવર્ણનાં દ્રવ્યો શુભ છે અશુભોમા પણ અશુભતમ, અશુભતર અને અશુભ, તથા શુભોમાં શુભ, શુભતર અને શુભતમ એમ અનુક્રમે તારતમ્ય છે શુભ દ્રવ્યોના સાન્નિધ્યથી નીપજનાર મનનો શુભ અધ્યવસાય તે શુભલેશ્યા, અને અશુભ દ્રવ્યોના સાન્નિધ્યથી નીપજનાર મનનો અશુભ અધ્યવસાય તે અશુભ લેશ્યા કૃષ્ણ વર્ણના પુદ્‌ગલોના સાન્નિધ્યમા મનનો અથવા આત્માનો જે કાળો–અશુદ્ધતમ પરિણામ (અધ્યવસાય) ઉત્પન્ન થાય છે તે કૃષ્ણલેશ્યા નીલ વર્ણના પુદ્‌ગલોના સાન્નિધ્યમાં નીપજનાર મનનો જે નીલકમલના રગ જેવો અશુદ્ધતર પરિણામ તે નીલલેશ્યા કાપોત (વેંગણના ફૂલ જેવા) વર્ણના પુદ્‌ગલોના સાન્નિધ્યમા મનનો જે એ રગ જેવો અશુદ્ધ પરિણામ તે કાપોતલેશ્યા તેજોવર્ણનાં (ઊગતા સૂર્ય જેવા વર્ણના) પુદ્‌ગલોના સાન્નિધ્યમા મનનો એ વર્ણ જેવો જે શુદ્ધ પરિણામ તે તેજોલેશ્યા પદ્મવર્ણનાં (કરેણ કે ચપાના ફૂલ જેવા રગના) પુદ્‌ગલોના સાન્નિધ્યમા મનનો એ રગ જેવો જે શુદ્ધતર પરિણામ તે પદ્મલેશ્યા શુક્લ વર્ણના પુદ્‌ગલોના સાન્નિધ્યમા મનનો શુક્લરૂપ શુદ્ધતમ પરિણામ તે શુક્લલેશ્યા×

અર્થાત્–કૃષ્ણ વગેરે વર્ણના દ્રવ્યોના સાન્નિધ્યમા–જેમ સ્ફટિકમા તેમ–આત્મામા જે પરિણામ પેદા થાય છે તેને 'લેશ્યા' કહેવામા આવે છે

×આધુનિક વૈજ્ઞાનિક શોધમા પણ એ જણાયુ છે કે મનપર વિચારના જે આન્દોલન થાય છે તેને પણ રગ હોય છે

આ દ્રવ્યો (લેશ્યા-દ્રવ્યો) મન-વચન-શરીરના યોગોનાં અન્તર્ગત દ્રવ્યો છે જેમ શરીરગત પિત્ત ક્રોધોદ્દીપક બને છે અને શરાબ વગેરે પદાર્થો જ્ઞાનાવરણના ઉદયમાં અને બ્રાહ્મી વગેરે પદાર્થો એના ક્ષયોપશમમા હેતુભૂત બને છે–આમ યોગાન્તર્ગત અને બાહ્ય દ્રવ્યો પણ જેમ કર્મનાં ઉદયાદિમાં હેતુભૂત બને છે, તેમ યોગાન્તર્ગત લેશ્યા–દ્રવ્યો કષાય હોય ત્યાં સુધી તેનાં સહાયક અને પોષક બને છે. આમ લેશ્યા કષાયોદ્દીપક હોવા છતાં કષાયરૂપ નથી, કેમકે અકષાયી કેવલજ્ઞાનીને પણ લેશ્યા–ઉત્તમોત્તમ શુક્લ લેશ્યા હોય છે લેશ્યા મન-વચન-શરીરના યોગના પરિણામ-રૂપ હોઇ એ યોગ હોય ત્યા સુધી તે રહે છે, એટલે જ અયોગકેવલીને* પણ તે હોય છે, અને એ યોગનો સંપૂર્ણ નિરોધ થાય ત્યારે, અર્થાત્ 'અયોગી' અવસ્થામાં જ એનો અભાવ હોય છે

---

બૌદ્ધોના પ્રાચીન પાલિગ્રન્થોમાં 'આજીવિક' મતના નેતા 'ગોશાલક'ના કતિપય સિદ્ધાન્તોનું વર્ણન મળે છે, જેમા મનુષ્યોની કૃષ્ણ, નીલ લોહિત, હારિદ્ર, શુક્લ અને પરમ શુક્લ એવી છ અભિજાતિઓ બતાવી છે. (અંગુત્તરનિકાય-બૌદ્ધગ્રન્થ)

આ ગોશાલકે શ્રી મહાવીર પ્રભુની છદ્મસ્થ અવસ્થામાં એમનો શિષ્ય બની એમનો સહચાર કેટલોક વખત રાખ્યો હતો.

*કેવલજ્ઞાનીને લેશ્યા છે, લેશ્યા છે એટલે મન-વચન-કાયની પ્રવૃત્તિઓ છે, ધર્મપ્રભાવક અને લોકકલ્યાણકારક કાર્યકલાપ છે, શુભ્ર અને તેજસ્વિપ્રવૃત્તિમય-એમનુ-જીવન છે આ ઉપરથી, જનસમૂહ વચ્ચે વિહરનાર કેવલી ભગવાનની જીવનચર્યાનો ખ્યાલ આવી શકે છે સદ્ગુણી તરફ એમને પ્રમોદ હોય, પ્રસન્નતા ઊપજે, અને દૌર્જન્યથી

શાસ્ત્રવ્યાખ્યા મુજબ યોગ (મન-વચન-કાયના) પ્રકૃતિબન્ધ તથા પ્રદેશબન્ધના હેતુ છે અને કષાય સ્થિતિ-બન્ધ તથા અનુભાવ-બન્ધના હેતુ છે લેશ્યા યદ્યપિ યોગ-પરિણામરૂપ છે છતા કષાય સાથે એવી એકમેક થઇ જાય છે કે જેથી એ પણ અનુભાવ-બન્ધના હેતુ તરીકે ગણાવા લાગે છે, એટલુ જ નહિ, કષાયરૂપ પણ ગણાવા લાગે છે—ઉપચારથી

---

વર્તનાર શકે તન્ક ઔદાસીન્ય ભાવ થાય એઓ બીજાને સમજાવવા એની સાથે વાતોમા ઉતરે લોકોને તેમના કનકકકામ સમાવવા સમાધાન-માર્ગ બતાવે કાઇને આશીર્વાદ કહેવરાવે કોઇને આશ્વાસન અને પ્રોત્સાહન આપે લોકહિત માટે લોકહિતના વિરોધીઓ સાથે એમને ચર્ચામા પણ ઉતરવુ પડે આમ એઓ દેખાવમા લૌકિક મનુષ્ય જેવા લાગે એટલે જ અપરિચિત મુમુક્ષુ સાધુ સન્તો અને ગૌરવાર્હ સ્થવિર શ્રમણો પણ એમને કેવલીરૂપે ન કળી શકે કેમક કેવલીપણુ કે જિનપણ જાહેર કરી શકે એવુ વિશિષ્ટ બાહ્ય ચિહ્ન એમને હોતુ નથી, કે અર્હત્ જિન થતા પ્રગટતુ નથી. જ્યારે એમની પાસેથી વિશિષ્ટ જ્ઞાનસમ્પત્તિનો પરિચય થાય ત્યારે જ્ઞાનદૃષ્ટિવાળા સન્ત એમને અર્હત્ કે જિન તરીકે પિછાનવા લાગે છે સામાન્ય જનતામા તો "શહેરમા બે જિન-સર્વજ્ઞ આવ્યા છે" એ પ્રકારની પણ વાતો ઊડે,-જેમ 'સાવત્થી' નગરીમા ભગવાન્ મહાવીરદેવ અને આજીવિક મતનો ધર્માચાર્ય અને પોતાને જિન તીર્થંકર કહેવરાવનાર ગોશાલક-બન્નેનો નિવાસ હતો તે વખતે ત્યાની જનતામા ઊડી હતી ભગવાન્ પાર્શ્વનાથની પરંપરાના સ્થવિર શ્રમણો ભગવાન્ મહાવીર દેવની પાસે આવે છે, પણ ભગવાનને વન્દના કર્યા વગર જરા દૂર રહી તે સાધુઓ પ્રશ્નો કરે છે, જ્યારે તે સ્થવિરોને પોતાના પ્રશ્નોના ઉત્તરો સન્તોષકારક મળે છે ત્યારે તેઓ ભગવાન્ મહાવીરને

લેશ્યા અર્થાત્ માનસિક અધ્યવસાયને સમજાવવા શાસ્ત્રમા આપેલુ એક દૃષ્ટાન્ત આ પ્રમાણે છે.

છ મિત્રો જાબૂ ખાવા જાબૂના વૃક્ષ પાસે ગયા તેમાના એક જણે કહ્યુ "અરે યાર! મૂળ સાથે જ વૃક્ષને તોડી પાડો, પછી નિરાંતે જાબૂ ખાવાની મજા પડશે" [આ અધ્યવસાય કૃષ્ણલેશ્યા] બીજાએ કહ્યુ "ના ભાઈ, વૃક્ષને શુ કામ કાપવુ? મોટી મોટી ડાળો જ કાપી નાખોને!" [આ અધ્યવસાય નીલલેશ્યા] ત્રીજો બોલ્યો "મોટી ડાળો શુ કાપવી? જાબૂ તો આ નાની ડાળો ઉપર છે, તે જ કાપોને!" [આ અધ્યવસાય કાપોતલેશ્યા] ચોથો કહે "તમારી આ રીત ખોટી છે, માત્ર ફળના ગુચ્છાઓને તોડી લો! એટલે આપણુ કામ સરી જશે" [આ અધ્યવસાય તેજોલેશ્યા] પાચમાએ કહ્યુ "તમે ખોટી વાત કરો છો, આપણે જાબૂ ખાવા છે, તો જાબૂ જ ઝાડ પરથી તોડી લો!" [આ અધ્યવસાય પદ્મલેશ્યા] ત્યારે છઠ્ઠો મિત્ર બોલ્યો.

સર્વજ્ઞ તરીકે ઓળખવા પામે છે અને એમ ઓળખ્યા પછી એમને યથાવિધિ ભક્તિપૂર્ણ વન્દન કરે છે આ હકીકત શ્રી ભગવતીસૂત્રના+ પાચમા શતકના નવમા ઉદ્દેશામા છે એ જ પ્રમાણે, એ સૂત્રના નવમા શતકના ૩૨ મા ઉદ્દેશમા પ્રભુપાર્શ્વનાથસન્તાનીય 'ગાગેય" નામા સ્થવિર શ્રમણની વાત આવે છે

+"तेण कालेणं तेण समपणं पासावच्चिज्जा थेरा भगवतो जेणेच समणे भगव महावीरे तेणेय उवागच्छन्ति, समणस्स भगवओ महावीरस्स अदूरसामंते ठिच्चा पवं वयामी×××। तप्पभिति ते पासावच्चिज्जा थेरा भगवतो समण भगवं महावीरं पच्चभिजाणंति-सव्वन्नू सव्वदरिसी,××वंदंति नमंसंति।"

"ભાઈઓ! આ બધી લપ મૂકીને, આ જમીન પર પાકા જાંબૂ પડયાં છે એ જ ઉઠાવોને!" [આ અધ્યવસાય શુક્લલેશ્યા]

કાર્ય તો એક જ છે જાંબૂ ખાવાનું, પણ તેની રીતિ-નીતિ અંગેની ભાવનાઓમાં જે ભિન્નતા છે અથવા જે ભિન્ન ભિન્ન અધ્યવસાય છે એ જ ભિન્ન ભિન્ન લેશ્યા

ખરેખર સમારવર્તી જીવને અતિનિબિડ બન્ધન રાગ-દ્વેષના છે તેમાય રાગ મુખ્યપદે છે દ્વેષના મૂળમાં રાગ છે દરેક દોષના મૂળમા રાગનુ બળ કામ કરે છે વળી રાગ જડ અને ચેતન બન્ને પ્રકારના પદાર્થો વિષે હોય છે જેમ મનુષ્યાદિ ચેતન પ્રાણીઓ ઉપર, તેમ ઘડીઆળ, ફાઉન્ટેન પેન, સ્ટેશનરિ, ફર્નીચર, વસ્ત્ર-આભૂષણ વગેરે સારી સારી ગમતી જડ ચીજો ઉપર પણ રાગ પથરાયો પડયો છે, જ્યારે દ્વેષ તો સામાન્ય રીતે સચેતનપ્રાણિવિષયક હોય છે, જડ વસ્તુ એનો વિષય×નથી થાભલા સાથે અફળાતા વાગે તો થાભલા તરફ દ્વેષ જેવો વિકાર થાય છે ખરો, પણ એ ખરી રીતે દ્વેષ નથી, કિન્તુ એ મોહનો (અજ્ઞાનનો) ગાડો આવેશ છે અસ્તુ રાગ એ મોહનું પ્રબલતમ રૂપ છે અને સસાર ચક્રમા એનુ એકચ્છત્ર સામ્રાજ્ય પ્રવર્તે છે બધા દોષો એને વળગી રહેલા છે એ ખસતા બધા દોષો વીખરાઈ જાય છે એટલા જ માટે 'વીતરાગ' શબ્દમા ફક્ત એક

---

× આ બાબત માટે હરિભદ્રાચાર્યના અષ્ટક ગ્રન્થના પ્રથમ અષ્ટકના પ્રથમ શ્લોકના "न च द्वेषोऽपि सत्त्वेषु" એ ત્રીજા ચરણ ઉપરની શ્રી જિનેશ્વરસૂરિકૃત ટીકા જુઓ

'રાગ' શબ્દ રજૂ કરીને રાગનો અભાવ સૂચવવાના બળ ઉપર જ બીજા બધા દોષોનો પણ અભાવ સૂચવાઇ જાય છે

સચેતનપ્રાણિવિષયક રાગ પણ ધાર્મિક, સામ્પ્રદાયિક અને લૌકિક એમ ત્રણ પ્રકારનો છે જ્ઞાની સત્પુરુષ મહાત્મા સન્ત સદ્ગુરુ ઉપર અને ધર્મ ઉપર રાગ તેમજ સદ્ગુણોને અંગે ઊપજનાર રાગ તે ધાર્મિક રાગ છે, જે ભક્તિરૂપ હોઇ આદરણીય છે પોતાના સમ્પ્રદાય ઉપરનો સંકુચિત ભાવનો રાગ તે સામ્પ્રદાયિક+રાગ છે, જે ત્યાજ્ય છે અને સ્વજન-કુટુંબ તથા મિત્રાદિ તરફનો રાગ તે લૌકિક રાગ છે આ લૌકિક રાગના પણ બે ભેદો પડી શકેઃ સ્નેહરૂપ અને સ્મર વાસનારૂપ સ્મરવાસનારૂપ રાગ પણ નિષિદ્ધ અને અનિષિદ્ધ એમ બે પ્રકારે ગણાવી શકાય સ્વપત્ની કે સ્વપતિ વિષેનો ઔચિત્યયુક્ત તે અનિષિદ્ધ અને નિષિદ્ધ સ્થાન વિષેનો તે નિષિદ્ધ

તપના વિષયને વિવેચતા પ્રાસંગિક અન્યાન્ય વિવેચનથી ઘણું લંબાણ થઇ ગયું અસ્તુ હવે ષટ્કર્મો પૈકી છેલ્લું દાન જોઇ લઇએ

---

\+ कामरागस्नेहरागावीषत्करनिवारणौ ।
दृष्टिरागस्तु पापीयान् दुरुच्छेदः सतामपि ॥
(હેમચન્દ્ર વીતરાગસ્તોત્ર)

અર્થાત્-કામરાગ અને સ્નેહરાગનું નિવારણ સુકર છે, બહુ કઠિન નથી, પણ પાપી એવા દૃષ્ટિરાગને ઉચ્છેદવો એ પંડિતો અને સાધુસંતોને પણ કઠિન થઇ પડે છે. દૃષ્ટિરાગ એટલે સંકુચિત સામ્પ્રદાયિક રાગ

## દાન

દાન ન્યાયપૂત દ્રવ્યનુ ચોગ્ય સ્થળે ચોગ્ય પાત્રમા કર્તવ્ય છે દાન જેટલા પ્રમાણમા કરવામાં આવે તેટલા પ્રમાણમા એમા ત્યાગ રહેલો છે ત્યાગી બની શુદ્ધ પરોપકારપરાયણ બનવું એ દાનની પરાકાષ્ઠા છે ત્યાગી માણસ પોતાના નિર્વાહ માટે જરૂરપુરતુ મેળવી, કઇ પણ ' સગ્રહ ' કરવાની બુદ્ધિ વિના, પોતાની બધી શક્તિઓ જીવનના ઉચ્ચ આશય પાછળ ખર્ચી સ્વ-પરહિતના કાર્યમા મશગૂલ રહે છે તે ઓછામા ઓછુ સમાજ પાસેથી લઇ વધારેમા વધારે સમાજને એક યા બીજા રૂપમા આપે છે આવો ત્યાગી માણસ જે તેની પાસે નથી હોતું તેનું દાન કરવાની ફરજમાથી મુક્ત રહે છે એ પોતાની સાધના અને પોતાની વિકાસ પામતી શક્તિઓનો લાભ જ્યારે જનતાને નિર્મલ વાત્સલ્ય ભાવે આપ્યે જાય છે ત્યારે કોઇ ધનિકના અસખ્ય ધનના દાન કરતાં એ ત્યાગીનું દાન કયાય ચડી જાય છે મહાવીર, બુદ્ધ અને એવા બીજા તેજસ્વી ત્યાગીઓ એવા દાનીઓ છે કે મોટામા મોટા, ભારેમા ભારે ધનદાન કરનાર દુનિયાના શ્રીપતિઓ કરતા કયાય ઉચે છે

સમજુ ધનિક પોતાના ધનનુ દાન પ્રાયશ્ચિત્તરૂપે આપે છે વાહવાહ માટે અપાતુ દાન વાહવાહમા હવા થઇ જાય છે ધન કે વસ્તુનું દાન થાય છે, તેમ વાણીથી કોઇને સારો માર્ગ બતાવવો, સારી સલાહ આપવી, અથવા વાણી દ્વારા કોઇનું હિત સાધી આપવું એ પણ દાન છે શિષ્ટ-મિષ્ટ વાણીવ્યાપાર એ મિષ્ટ દાન છે એ જ પ્રમાણે

પોતાની જાતથી–પોતાના શરીરથી કોઇનું ભલું કરવું એ પણ દાન છે આમ દાનધર્મ અનેકધા બજાવી શકાય છે.

દાનધર્મનો વિકાસ એ પારમાર્થિક દૃષ્ટિએ અન્ય સદ્‌ગુણોના ઉત્કર્ષનો આધાર છે અને વ્યવહારદૃષ્ટિએ માનવી વ્યવસ્થાના સામંજસ્યનો આધાર છે. દાન અર્થાત્ અર્પણ એના કરનારને અને એના સ્વીકારનારને ઉપકારક થવું જોઇએ. અર્પણ કરનારનો મુખ્ય ઉપકાર એ છે કે એ વસ્તુ ઉપરની એની મમતા ટળે અને એ રીતે એનો સન્તોષ તથા સમભાવ કેળવાય સ્વીકારનારનો ઉપકાર એ છે કે એ વસ્તુથી એની જીવનયાત્રામાં મદદ મળે અને પરિણામે એના સદ્‌ગુણો ખિલે

શક્તિનો ઉપયોગ પૈસો કમાવામાં કરવો અને પછી પૈસા દાન કરવા એના કરતાં સીધી શક્તિનું દાન કેવું? સીધી શક્તિનું દાન એટલે સેવાભાવી જીવન ધારણ કરવું. એ પ્રકારનું જીવન ત્યાગી જીવન બની જાય છે. નીતિના માર્ગે ચાલી અને શ્રમયુક્ત જીવન જીવી સદ્‌વિચારનું દાન કરવું, બીજાઓને યોગ્ય પ્રવૃત્તિશીલ અને સત્કાર્યપરાયણ થવા યથાશક્તિ પ્રેરક બનવું એ અર્થદાન કરતાં વધી જાય છે ધન કરતાં વિદ્યા તથા સંસ્કારનું સ્થાન ઘણું ઉંચું છે, જેમનું દાન ધનદાન કરતાં ઘણું ચઢિયાતું છે એ શ્રેષ્ટ દાનનો લાભ પહોંચાડવાના કામમાં ઉપયોગી થવામાં જ ધનયોગની પ્રશસ્યતા છે. આ તારતમ્ય તરફ ધ્યાન આપવું જરૂરનું છે.

સેવા * એ દાનની શ્રેષ્ઠ સ્થિતિ છે **अद्वेषः सर्वभूतानां मैत्रः करुण एव च**—દ્વેષવૃત્તિ વગરનું અને સર્વ ભૂતો પ્રત્યે મૈત્રી ધારણ કરનારું, તેમજ કરુણાવાન્ એવું માનસ સ્વયમેવ દાનભાવનાનું વહેતું ઝરણુ છે, જે વાણી અને શરીર દ્વારા યથાશક્તિ દાનધર્મને સતત વહેતો રાખે છે

દાન–ચાહે તો શરીરશ્રમથી કરેલું હોય યા માનસિક શ્રમથી કરેલું હોય, શિક્ષણ અથવા સહાનુભૂતિના રૂપમાં કરેલું હોય અથવા ધન યા અન્ય ઉપયોગી ચીજનું કરેલું હોય–એમાં ત્યાગ રહેલો છે એ ઉપર જણાવ્યું છે. ત્યાગના ત્રણ ઉદ્દેશ હોવા સંભવે છેઃ–

---

* "The service of the poor is the service of God."
અર્થાત્–ગરીબ દુખીઓની સેવા એ ઇશ્વરની સેવા છે

જૈનાગમ શ્રી ભગવતી સૂત્રમા ભગવાન્ મહાવીરદેવ પોતાના મુખ્ય શિષ્ય ગૌતમ ઇન્દ્રભૂતિને સબોધીને કહે છે કે

**गोयमा! जे गिलाणं पडिचरइ से मं दंसणेणं पडिवज्जइ जे मं दंसणेणं पडिवज्जइ से गिलाणं पडिचरइ।**
અર્થાત્–હે ગૌતમ! જે માંદા દુખીઆની સેવા કરે છે તે મારા દર્શનને પ્રાપ્ત કરે છે; જે મારા દર્શનને પ્રાપ્ત કરે છે તે માંદા દુખીઆની સેવા કરે છે

"They asked a great one: How many ways are there to God? He said There are as many ways as there are atoms in the universe, but the best and shortest is Service "
અર્થાત્ –લોકોએ એક સન્તને પૂછ્યુ ઇશ્વરને પામવાના કેટલા માર્ગ છે? સન્તે કહ્યું: જગતમા જેટલા અણુઓ છે તેટલા; પણ સહુથી સારો અને સહુથી ટૂંકો માર્ગ **સેવા** છે.

(૧) સંયમમૂલક ત્યાગ એટલે જે સંયમમાં સમાવિષ્ટ થતા પાંચ વ્રતોના પાલનને ઉપકારક હોય નકામા મોજશોખની ચીજ વસ્તુઓ જે સાત્વિક અથવા નિર્દોષ આનન્દ આપવાને બદલે શરીર, મન અથવા ધનની નિરર્થક બરબાદી કરનાર હોય અને તૃષ્ણા–આસક્તિને વધારનાર હોય તેમનો ત્યાગ એ સંયમમૂલક ત્યાગ છે

(૨) પ્રેમમૂલક ત્યાગ પોતાને અપ્રાપ્ત હોય છતાં પ્રાપ્ત થઇ શકે એવી ચીજ વસ્તુઓ–અછતના પ્રસંગે બીજાની ખરેખરી જરૂરીઆતો પૂરી પાડવાને માટે પોતે સંકોચ કે અગવડ વેઠી બીજાની સગવડ ખાતર–લેવાની ના પાડવી અને તેમનો ઉપયોગ અથવા ઉપભોગ છોડી દેવો એ પ્રેમમૂલક ત્યાગ છે દાખલા તરીકે, ચોખા ખાનારી પ્રજાની સગવડ ખાતર બીજા અનાજ ઉપર જીવનાર લોકો ચોખાનું રેશન છોડી દે એ પ્રેમમૂલક ત્યાગ છે

(૩) જ્ઞાનમૂલક ત્યાગમાં અગાઉ બતાવેલું 'પૂનિયા' શ્રાવકનું ઉદાહરણ આપી શકાય કે જે બે માણસ પુરતું કમાતો હોવા છતા પોતે અને પોતાની પત્ની વારાફરતી ભુખ્યા રહી એક અતિથિને પોતાને ત્યાં રોજ જમાડતો હતો.

પરન્તુ કોઇ માણસ પાંચ રૂપીયાની નોટ ત્યાગ કરવા અર્થે ફાડી નાખે તો તે ત્યાગ ગણાશે? નહિ જ, એ તો કેવળ સ્વચ્છન્દ અને મૂર્ખાઇ જ ગણાશે કારણ કે એથી કોઇને–એટલા પૈસાનો–લાભ ન મળતાં કેવળ એનો નાશ થાય છે ત્યાગ એ એક જાતનું તપ છે સ્વાદજયના કારણે

કે અન્ય કારણે અનશનાદિ તપ કરનારા મનુષ્યો પોત-પોતાની શક્તિ અનુસાર 'પૂનિયા' શ્રાવકના દાખલાને અનુસરશે ત્યારે, અન્ય કોઇ પણ ઉપાયથી નહિ થઇ શકે એવી **પ્રભાવના શાસનની** થશે. કોઇ પણ ધર્મની કલ્યાણકારકતાનું માપ તે ધર્મના અનુયાયીઓનાં વર્તન ઉપરથી સામાન્યત: કાઢવામાં આવે છે, ખાસ કરીને ધર્મના હાર્દથી અનભિજ્ઞ જનસમૂહ તો હમેશાં એમ જ કરે છે

ઉપર જણાવ્યું તેમ, પરોપકારને માટે પોતાના પ્રાપ્ત ધનનો ખર્ચ કરવો કે પોતાનું દ્રવ્ય આપવું તે દાન છે, અને સ્વપરકલ્યાણ માટે પ્રાપ્ત અથવા અપ્રાપ્ત સુખ-સગવડ કે સમ્પત્તિ છોડવાં એ ત્યાગ છે દાનનાં ચાર પ્રયોજન ગણાવી શકાય:—

૧ દુરર્જન (અન્યાયની કમાણી) આદિના પાપનું થોડું પ્રાયશ્ચિત્ત થાય છે

૨ ભોગ કરતાં બચેલી સમ્પત્તિનો સદુપયોગ થાય છે.

૩ જનસેવાનાં કાર્યો-શિક્ષણાલય, દવાખાના, જીર્ણોદ્ધાર વગેરે સાધી શકાય છે

૪ ખરી સાધુતાને અવલંબન અથવા મદદ આપી શકાય છે

જે ન્યાયયુક્ત વેપારધંધા કરી કમાય છે અને ઉદારતાથી દાનપરાયણ રહે છે તે ભાગ્યશાલી દાની છે, અને જે ત્યાગી થઇને સંયમપૂત જીવન જીવવા સાથે પોતાની ભૂમિકા મુજબ પરોપકારપરાયણ રહે છે તે મહાભાગ્યશાલી ત્યાગી છે

જૈન આચારગ્રન્થોમાં ભક્ષ્યાભક્ષ્યનો વિચાર ઘણો કરવામાં આવ્યો છે તેમનો રાત્રિભોજનનિષેધ પણ પ્રસિદ્ધ છે.

## રાત્રિભોજનનિષેધ

આ બાબતમાં વિચાર કરતાં જોઇ શકાય છે કે સન્ધ્યા પડતાની સાથે અનેક જીવો, જથ્થાબંધ સૂક્ષ્મ જીવો ઊડવા માંડે છે રાત્રિએ દીવાની આગળ બેશુમાર જીવો ઊડતા-ફરતા જોવામાં આવે છે ખુલ્લા રાખેલા દીવાના પાત્રમાં પુષ્કળ જીવડાં પડેલા દેખાય છે એ સિવાય, આપણા શરીર ઉપર પણ, રાત્રિ પડતાં અનેક જીવો બેસવા માંડે છે અને મોઢા ઉપર ફરતા ઉપાધિરૂપ બને છે. આવી સ્થિતિમાં ભોજન ઉપર પણ જીવજન્તુ બેસતા હોવા જોઇએ એ અસંભવિત નથી. આથી રાત્રિભોજનમાં જીવવિરાધના થવાનો દોષ લાગે કેટલાંક ઝેરી જીવડાં ભોજનની સાથે પેટમાં આવતાં વહેલામોડા રોગને ઉત્પન્ન કરનાર થાય છે ભોજનમાં જૂ×આવી હોય તો જલોદર પેદા થાય, કરોળિયો આવવાથી કોઢ ઉત્પન્ન થાય, કીડી આવવાથી બુદ્ધિહ્રાસ થાય, માખી આવવાથી વમન થાય અને કાંટો

---

×मेधां पिपीलिका हन्ति यूका कुर्याज्जलोदरम् ।
कुरुते मक्षिका वान्तिं कुष्ठरोगं च कोलिकः ॥५०॥
कण्टको दारुखण्डं च वितनोति गलव्यथाम् ।
व्यञ्जनान्तर्निपतितस्तालु विध्यति वृश्चिकः ॥५१॥
विलग्नश्च गले वालः स्वरभंगाय जायते ।
इत्यादयो दृष्टदोषाः सर्वेषां निशि भोजने ॥५२॥
(હેમચન્દ્ર, યોગશાસ્ત્ર, ત્રીજો પ્રકાશ)

કે લાકડાની કકડી જેવું આવવાથી ગળામાં પીડા પેદા થાય; અને વખતે કોઇ ઝેરી જીવ ખાવામાં આવી જાય તો મોત જ આવી બને. રાત્રિએ રસોઇ અને જમવાના અનેક બનાવો એવા આપણા સાંભળવામાં આવ્યા છે કે એમાં માણસોનું મોત નીપજ્યું છે.

સાયંકાલે (સૂર્યાસ્ત થવા પહેલાં) કરેલું ભોજન રાત્રિએ સૂઇ જવાના વખત સુધીમાં ઘણું ખરું જઠરાગ્નિની જ્વાલા પર ચડી જવાથી નિદ્રામાં અસ્વાસ્થ્યકારક બનતું નથી, પણ રાત્રિએ ખાઇને થોડીવારમાં સૂઇ જવાથી જોઇતા પ્રમાણમાં હરફર ન થવાને લીધે પેટમાં તરતનું ભરેલું અન્ન નિદ્રામાં વખતે માઠી અસર ઉત્પન્ન કરનાર થઇ પડે છે ભોજન કર્યા પછી થોડું થોડું પાણી પીવાનો વૈદ્યકીય નિયમ (**मुहुर्मुहुर्वारि पिबेदभूरि**) છે, જે, રાત્રિએ જમતા હોઇએ તો જોઇતા પ્રમાણમાં પાણી પીવાનો વખત ન મળવાને લીધે સચવાઇ શકે નહિ, જેના પરિણામે અજીર્ણ પેદા થવાનું સંભવે, જે, રોગોનું મૂળ ગણાય છે–"**अजीर्णप्रभवा रोगाः**".

ટૂંકમાં, વીજળી કે ચન્દ્રનો પ્રકાશ ગમે તેટલો સારો હોય, પણ સૂર્યપ્રકાશને ન પહોંચી શકે, એટલે ભોજન માટે બધા પ્રકાશ કરતાં સૂર્યપ્રકાશ વધુ પસન્દ કરવા લાયક છે, આરોગ્યની દૃષ્ટિએ એ પ્રથમ નંબરે સ્વીકારવા યોગ્ય છે. શાન્તિ–લાભની દૃષ્ટિએ પણ દિવસની સર્વ પ્રવૃત્તિઓ સાથે ભોજનની પ્રવૃત્તિ સહેલી લઇ સૂર્યની સાથે રાત્રિએ જઠરને વિશ્રાન્તિ આપવી એ યોગ્ય છે

એથી નિદ્રા સારી આવે છે અને બ્રહ્મચર્ય સાચવવામાં મદદ પણ મળે છે. આ આરોગ્યલાભની સ્પષ્ટ વાત છે દિવસભોજન અને રાત્રિભોજન એ બન્નેમાંથી સન્તોષ ખાતર એકની જ પસન્દગી કરવાની હોય તો જાગતી કુશલ બુદ્ધિ દિવસભોજન તરફ જ વલણ લે એમ આજ સુધીના મહાન્ સન્તોના જીવન-ઇતિહાસ પરથી જણાય છે.

રાત્રિભોજનત્યાગના ફાયદા સાદી બુદ્ધિથી પણ જે સમજી શકાય છે તે રાત્રિભોજનનો ત્યાગ નહિ કરી શકનાર ગુમાવે છે એ વાત ખરી છે; પરન્તુ જીવનકલહના આ જમાનામાં જે લોકો આજીવિકા મેળવવાના અર્થે એવી વ્યવસાયી પ્રવૃત્તિમાં મુકાયેલા હોય કે રાત્રિભોજનનો ત્યાગ ન કરી શકતા હોય તેઓની તે પ્રકારની પ્રવૃત્તિ સંજોગો જોતાં અણછૂટકે કરવામાં આવતી હોઇ ક્ષન્તવ્ય છે. કારણ કે તેમાં સાંકલ્પિક હિંસાનો તેમ જ અનર્થદંડનો દોષ પ્રવેશી શકતો નથી.

આજ સુધીના જમાનામાં શરીરશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, ચિકિત્સા(વૈદ્યક)શાસ્ત્ર અને ખોરાકશાસ્ત્રના સંબંધમાં વિજ્ઞાને પુષ્કળ શોધખોળ અને પ્રયોગો કરી જે પ્રકાશ નાખ્યો છે તે પ્રકાશની ઉપકારક બાજુ તરફ આંખો મીંચી રાખવી કે દુર્લક્ષ કરવું એ જૈન ધર્મ જેવા વૈજ્ઞાનિક ગણાતા ધર્મને પાલવી શકે તેમ નથી. શરીર આત્મવિકાસનું અને છેવટે મોક્ષનું પ્રથમ સાધન હોઇ તેની કાર્યક્ષમતા જળવાઇ રહે અને તે દુરસ્ત હાલતમાં રહે એ અનિવાર્યપણે આવશ્યક છે. શરીર કોઇ પણ રીતે રુગ્ણ સ્થિતિમાં આવ્યા પછી તેની

ચિકિત્સા અને ઉપચારક્રિયા કરાવવા બેસવું એના કરતાં રોગનું આક્રમણ ન થવા પામે અને આરોગ્ય જળવાઇ રહે એવા પ્રકારની ખાનપાનાદિવિષયક દિનચર્યા રાખવી એ ઘણું સારું છે આને માટે પથ્યાપથ્યનો વિચાર કરી, શરીરની અન્દર રોજ રોજ જે ઘસારો લાગે છે તે ઘસારાની જે ખાનપાનથી ક્ષતિપૂર્તિ થાય અને શરીરસ્વાસ્થ્યને માટે જરૂરી રસો પૂરા પડે તેવા ખાનપાનની વિવેકપૂર્વક પસન્દગી કરવી જોઇએ. સામાન્ય રીતે એમ કહી શકાય કે જે ખાનપાનમાં હાલતાચાલતા પ્રાણીનો વધ કરવામાં આવ્યો હોય, જે નશો ઉત્પન્ન કરી બેભાન અથવા કર્તવ્યચ્યુત બનાવે, જે આરોગ્યને હાનિકારક હોય, જેના ગુણદોષથી આપણે અજાણ્યા હોઇએ, જે જીભને રસાસ્વાદ આપવા ઉપરાંત અન્ય કંઇ ફાયદો કરનાર ન હોય, જે બીનજરૂરી હોવા છતાં એનો ઉપયોગ કરવા જતાં વ્યસનરૂપ બની જતું હોય, જે શરીરમાં રસસમૃદ્ધિ વધારવાને બદલે માત્ર જ્ઞાનતન્તુઓ અને તેની સાથે સમ્બન્ધ રાખનારી માનસિક વૃત્તિઓને ઉશ્કેરી છેવટે થાક, નિર્બલતા યા શરીરની પાયમાલી આણે, એવા ખાનપાનનો ત્યાગ જ ઇષ્ટ છે. તેમજ હાલતાચાલતા પ્રાણીઓનો વધ કરી તેમાંથી બનાવવામાં આવતી દવાઓનો શરીર–પુષ્ટિ માટે અથવા રોગનિવારણ સારુ ઉપયોગ કરવો એ ધાર્મિક દૃષ્ટિએ ત્યાજ્ય છે. કારણ કે તેથી પ્રાણિવધની પ્રવૃત્તિને ઉત્તેજન મળે છે.

બીજું, જૈન ઉપદેશમાં સ્વચ્છતા, સુઘડતા, શુદ્ધતા અને સમુચિત શૌચનુ ફરમાન છે એઠા-જૂઠાની જે ગડબડ ચલાવાય છે તેમાં ધર્મદૃષ્ટિએ દોષ છે અને આરોગ્ય-દૃષ્ટિએ હાનિ છે લાંબો વખત મળ-મૂત્ર રહેવાથી તેમાંથી ફેલાતા રોગમય જન્તુઓના સંક્રમણને લીધે અનેક રોગો પેદા થાય છે એમ રસાયણશાસ્ત્ર જણાવે છે; ત્યારે છુટી જગ્યામાં કોઇને અડચણકર્તા ન થાય તેમ મળ-મૂત્ર આદિ કરવા બાબતનો જૈન ઉપદેશ બહુ પ્રાચીન સમયનો છે. ચોખ્ખાઇ અને સ્વચ્છ અગત્યની છે, આરોગ્યને હિતકારક અને માનસિક ઉલ્લાસમાં સહાયભૂત બને છે.

અન્તમાં, સર્વ શાસ્ત્રાર્થના નિષ્કર્ષરૂપે ધ્યાનમાં રાખવું ઘટે કે, સદ્વર્ત્તન અને સદાચરણ, સંયમ અને સભ્યતા, દયા અને પ્રેમ, સેવા અને પરોપકાર, સત્ય અને ન્યાય, ભ્રાતૃભાવ અને મૈત્રીભાવ, સહિષ્ણુતા અને નમ્રતા, ગમ્ભીરતા અને ધીરતા, વીરતા અને ક્ષમા, ઉદારતા અને ત્યાગ એ મનુષ્યજીવનની સર્વશ્રેષ્ઠ સમ્પત્તિ છે. આ સદ્ગુણોની વિકાસ-ક્રિયામાં મનુષ્યનું ચારિત્ર સમ્પન્ન થાય છે. એમાં પુરુષાર્થ-સિદ્ધિ છે. શારીરિક, માનસિક અને આત્મિક ઉત્કર્ષ સાધવાનો એ સન્માર્ગ છે. એ કલ્યાણમય જીવન છે. એ મોક્ષ-માર્ગ છે.



# પ્રકીર્ણક

આ તૃતીય ખંડમા કેટલાક છૂટક છૂટક ઉપયોગી જણાતા વિચારો રજૂ કરવા ઇચ્છુ છુ

(૧)

## કલ્યાણનાં દ્વાર સહુને માટે ખુલ્લાં છે

જિનેન્દ્રદેવો સર્વ જીવોની **તત્ત્વદૃષ્ટિએ** સમાનતા પ્રરૂપે છે અને એ સત્યનું જરા પણ વિસ્મરણ કર્યા વગર સંસારી અવસ્થામાં યોગ્ય વ્યવહાર ચલાવવાનું ફરમાવે છે સંસારી જીવોમાં શરીરાકૃતિની, રૂપની, બળની, ધનની, કુળની, સત્તાની, સમૃદ્ધિની તેમજ જ્ઞાન–બુદ્ધિની વિષમતાઓ જોવામાં આવે છે, પરન્તુ તે સર્વ વિષમતાઓ આગન્તુક કારણોને લઇને, અર્થાત્ શુભાશુભ કર્મના પ્રભાવને લઇને હોય છે; જીવોના શુદ્ધ સ્વભાવમાં તેવી વિષમતાઓને સ્થાન નથી; અને તેથી આગન્તુક કારણોને લીધે થયેલી તેવી વિષમતાઓ અંગે ઉંચ–નીચભાવના કેળવી સારા ભાગ્યવાળાઓએ અહંકાર કે ગર્વ કરીને કમભાગ્યવાળાઓ પ્રત્યે તિરસ્કાર કરવો એ જીવમાં રહેલા પરમાત્મતત્ત્વનું અપમાન કરવા બરાબર છે

હિન્દુધર્મમાં પ્રચલિત વર્ણાશ્રમધર્મ, જે સમાજવ્યવસ્થા સારી રીતે ચાલે અને જીવનકલહ તથા અન્દર અન્દર ઘાતક હરિફાઇ ન પ્રવેશે તેટલા માટે ગુણકર્મના વિભાગના આધારે પ્રરૂપવામાં આવ્યો હતો, તેમાં જ્યારે ઉંચનીચ–

ભાવના પેઠી, ગુણકર્મને બદલે જન્મને પ્રાધાન્ય આપવામાં આવ્યું અને સત્તાશાલી વર્ગ દલિતવર્ગનું શોષણ કરવા માંડયો ત્યારે જિનેન્દ્રદેવે વર્ણના અંગે પાડવામાં આવેલા ભેદો અવગણીને સર્વ મનુષ્યો માટે–પછી તે ગમે તે યોનિમાં જન્મ્યો હોય, જન્મથી તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર યા ચાંડાલ હોય, પતિત હોય, દુરાચારી હોય કે ગમે તેવો હોય તેને માટે કશો પણ ભેદભાવ વગર વિશ્વવ્યાપક પ્રેમ અને અનન્ત કારુણ્યભાવથી ધર્મનાં દ્વાર ખુલ્લાં કરી મૂકયાં છે. આમ છતાં ધર્મ પામવામાં અથવા ધર્મ પામવાનાં નિમિત્તોનો આશ્રય લેવામાં કોઇને પ્રતિબન્ધ અથવા અડચણ કરવામાં આવે તો તે પરમકૃપાલુ જિનેશ્વરદેવના શાસનના ઉદ્દેશથી વિરુદ્ધ છે જિનેન્દ્ર ભગવાન્‌ના ઉપદેશના શ્રોતાઓની બાબતનું વર્ણન કરતાં હેમચન્દ્રાચાર્ય ત્રિષષ્ટિ××ના પ્રથમ પર્વના ત્રીજા સર્ગમાં કહે છેઃ–

**नियन्त्रणा तत्र नैव विकथा न च कांचन××× ॥४७७॥**

અર્થાત્ ભગવાન્‌ની વ્યાખ્યાન–સભામાં કોઇ પ્રકારની નિયન્ત્રણા નથી

જૈનદર્શન મુજબ, કોઈ પણ મનુષ્ય, પછી તે ગૃહસ્થ હોય કે સાધુ–સંન્યાસી હોય; તેમજ જૈન સમ્પ્રદાય પ્રમાણે કે અન્ય કોઈ સમ્પ્રદાય પ્રમાણે દાર્શનિક માન્યતા ધરાવતો હોય અને ક્રિયાકાંડ કરતો હોય, તો પણ મુક્તિ પામી શકે છે–શરત માત્ર એટલી જ કે તેમાં વીતરાગતા હોવી જોઇએ. એટલા જ માટે કહ્યું છેઃ—

**सेयम्बरो य आसम्बरो य बुद्धो य अहव अन्नो वा ।**
**समभावभाविअप्पा लहई मुक्खं न सन्देहो ॥२॥**

(સમ્બોધસપ્તતિ)

અર્થાત—શ્વેતામ્બર હોય કે દિગમ્બર હોય, અથવા બૌદ્ધ હોય કે કોઈ (કોઇ સમ્પ્રદાયનો) હોય, જો તે સમભાવથી ભાવિત હોય તો અવશ્ય મોક્ષને પ્રાપ્ત કરે છે.

જૈનાગમ કૈવલ્યપ્રાપ્તિ માટે કોઇ વેષવિશેષને નિયત ᐟઠરાવતું નથી તેનો સ્પષ્ટ ઉદ્‌ઘોષ છે કે માણસ ગૃહસ્થ-સ્થિતિમાં (ગૃહસ્થલિંગે) હોય કે સાધુસંન્યાસીની સ્થિતિમાં (સાધુલિંગે), પુરુષ હોય કે સ્ત્રી, સ્વસમ્પ્રદાયના વેષમાં (સ્વલિંગે) હોય કે અન્યધર્મસમ્પ્રદાયના વેષમાં (અન્યલિંગે),–કોઇ હાલતમાં હોય, જો વીતરાગતાને પ્રાપ્ત કરે તો અવશ્ય મોક્ષને પ્રાપ્ત કરેછે ×

---

ᐟ"मोक्षप्राप्तिं प्रति न वेषप्राधान्यम्, किन्तु समभाव एव निर्वृतिहेतुः।"

(ગુણવિનય વાચકની 'સમ્બોધસપ્તતિ' ની બીજી ગાથા ઉપરની ટીકા)

अह भवे पइण्णा उ मोक्खसब्भूअसाहणो।
नाणं च दंसणं चेव चरित्तं चेव निच्छए ॥३३॥

(ઉત્તરાધ્યયન, ૨૩ મું અધ્યયન)

આ ગાથાની ભાવવિજયગણિકૃત ટીકામાં ટીકાકાર લખે છે કે:—

"ज्ञानाद्येव मुक्तिसाधनम्, न तु लिंगम्। श्रूयते हि भरतादीनां लिंगं विनापि केवलोत्पत्तिः, इति तत्त्वतो लिंगस्य अकिञ्चित्करत्वान्न तद्भेदो विदुषां विप्रत्ययहेतुः।"

×इत्थीलिंगसिद्धा, पुरिसलिंगसिद्धा, सलिंगसिद्धा, अन्नलिंगसिद्धा, गिहिलिंगसिद्धा।

(પન્નવણાસૂત્ર, પહેલું પ્રજ્ઞાપનાપદ, સિદ્ધપ્રજ્ઞાપનાપદ)

કેવલજ્ઞાનની પ્રાપ્તિ એજ મોક્ષ છે. દેહધારીનો એ મોક્ષ જીવન્મુક્તિ કહેવાય છે.

વીતરાગતા એ માનસિક ધર્મ છે અને જ્યારે સાચી વીતરાગતા* પ્રકટે છે ત્યારે તેનો પ્રભાવ વિચાર, વાણી અને વર્તનમાં પડે છે વીતરાગતા માટે સંન્યાસ-માર્ગ સરળ કે ધોરી માર્ગ ગણીએ તોયે એવો એકાન્ત નથી કે એ વગર વીતરાગતા સાધી શકાય જ નહિ કે પ્રાપ્ત થઇ શકે જ નહિ. એ ગયા પૃષ્ઠમાં જણાવેલ આગમપાઠથી ( ગૃહસ્થલિંગે સિદ્ધ થઇ શકવાના ઉલ્લેખથી ) સિદ્ધ છે. તેમજ, જૈનદર્શનસમ્મત દાર્શનિક માન્યતાઓ ધરાવ્યા સિવાય તથા તે સમ્પ્રદાયમાં પ્રમાણિત ગણેલાં ક્રિયાકાંડ કર્યા સિવાય વીતરાગતા આવી શકે જ નહિ એવું પણ નથી એ પણ એ આગમપાઠથી ( અન્યલિંગે સિદ્ધ થઇ શકવાના ઉલ્લેખથી ) સિદ્ધ છે અહીં એટલું કહી લેવું જરૂરનુ છે કે જૈન ધર્મની દાર્શનિક

---

*વીતરાગતા એટલે રાગ અને દ્વેષનો આત્યન્તિક અભાવ. આમાં રાગજનિત તેમજ દ્વેષજનિત બધી વૃત્તિઓનો અભાવ સૂચવાઇ જાય છે વીતરાગતા એ વિશ્વબન્ધુત્વ, વિશ્વપ્રેમ અથવા વિશ્વવાત્સલ્યની વિરોધી નથી. જેટલે અંશે રાગ-દ્વેષ ઓછા થાય છે તેટલે અંશે પ્રાણિવાત્સલ્ય વિકાસ પામતુ જાય છે, અને જ્યારે વીતરાગતા પૂર્ણતયા પ્રાકટ્યમાં આવે છે ત્યારે એ વાત્સલ્યભાવ પૂર્ણપણે વિકસિત થઇ સમગ્ર લોકના પ્રાણીઓને પોતાનામાં આવરી લે છે. જ્યાં નિર્ભ્રાન્ત જ્ઞાન જળહળી રહ્યુ હોય, જ્યા સંકુચિત સ્વાર્થ અને પૌદ્ગલિક સુખોપભોગમાં આસક્તિ નથી, જ્યાં કષાયાદિ દોષો નથી, જ્યાં શુભકર્મપ્રાપ્ત વિશેષતા અંગે ગર્વ કે અહંકાર નથી, જ્યાં પક્ષપાત કે અન્યાયવૃત્તિ નથી, જ્યાં દીનતાભાવ નથી, જ્યાં સર્વપ્રાણિહિતપરાયણતા છે ત્યાં વીતરાગતા છે, જે વિશુદ્ધવિશ્વપ્રેમમય પૂર્ણપવિત્ર પૂર્ણજ્યોતિ જીવનનું નામ છે.

માન્યતાઓ અને એના ક્રિયાકાંડોમા એવું કશું નથી કે જે વીતરાગતાને પ્રાપ્ત કરવામા બાધક નીવડે ઉલટું, એનાં દાર્શનિક મન્તવ્યો તથા યોજેલા ક્રિયાકાંડો વાસ્તવિક ધર્માચરણમા પુષ્ટપણે ઉપકારક તથા સહાયક થાય તેવા છે,–જો તે માન્યતાઓનો સદુપયોગ કરવામાં આવે અને ક્રિયાકાંડો, જે સદાચારપ્રેરક ઉદ્દેશથી રચવામા આવેલાં છે તે ઉદ્દેશ સફલ થાય એવી રીતે સમજપૂર્વક કરવામાં આવે. સદાચરણ એ જ પાયારૂપ ધર્મ છે એ વિના કોઇ પણ દાર્શનિક માન્યતાઓ અથવા બાહ્ય ક્રિયાકાંડો તારવા સમર્થ નથી એ લક્ષમા રાખવા યોગ્ય છે

---

જે રાગને પડખે દ્વેષ સ્વાર્થ આદિ દોષો હોય છે અથવા જે રાગ સાક્ષાત્ કે પરંપરાએ દ્વેષાદિ દોષોથી સબન્ધિત હોય છે તે રાગ કલુષિત રાગ છે જગત્ આ કલુષિત રાગના જુલ્મી આક્રમણથી હેરાન છે પણ એ રાગ જ્યારે દ્વેષ, સ્વાર્થ અને મદતા આદિ કચરાથી જેટલો દૂર થતો જાય છે ત્યારે તેટલો તે નિર્મલ બનવા લાગે છે આ નિર્મલતાને લીધે એ (રાગ) શુદ્ધ વાત્સલ્ય કે શુદ્ધ પ્રેમભાવ એવા સુ–નામથી વ્યવહૃત થાય છે અહિંસાના નિધિરૂપ આ વાત્સલ્યભાવ પ્રાણિવર્ગમા જેટલો વ્યાપક બને છે, આત્મા તેટલો મહાન્ બને છે "સમ્યક્ત્વ"ના નિર્મલ પુદ્ગલો વીખરાતા જેમ શ્રેષ્ઠતર કે શ્રેષ્ઠતમ (આત્મિક) સમ્યક્ત્વ પ્રગટે છે, તેમ રાગના નિર્મલ પુદ્ગલો વીખરાતા, અર્થાત્ વીતરાગ દશા પ્રાપ્ત થતા આત્મિક વાત્સલ્યરૂપ વિશુદ્ધપ્રેમ (Divine or spiritual love), જે, અહિંસાની પરમ જ્યોત છે, સર્વભૂતવ્યાપી બને છે, અને તેનો સદ્વ્યવહાર વીતરાગ પ્રભુ જ્યા સુધી જગત્મા (શરીરધારી અવસ્થામા) હોય છે ત્યા સુધી કરે છે એટલા માટે જ એ વિશ્વબન્ધુ, જગન્મિત્ર, વિશ્વવત્સલ કહેવાય છે, એ રીતે ગવાય છે, સ્તવાય છે

સમ્પ્રદાયો દુનિયામાં રહેવાના છે, તેમનો નાશ થવાનો નથી અને નાશ થાય એમ ઇચ્છવાની પણ જરૂર નથી જે તે સમ્પ્રદાયનો માણસ પોતાના સમ્પ્રદાયમાં રહી સન્માર્ગે ચાલી પોતાનો ઉદ્ધાર કરી શકે છે સમ્પ્રદાયમાં રહેવું એ ખોટું નથી, પણ સામ્પ્રદાયિકતા (સામ્પ્રદાયિક સંકુચિતતા) ખોટી છે. પોતાના સમ્પ્રદાય ઉપરના વ્યામોહ, કદાગ્રહ કે અભિનિવેશને લીધે બીજા સમ્પ્રદાયને ખોટો માનવો એ ધર્માન્ધતા વૈયક્તિક અને સામાજિક સ્વાસ્થ્યને ખૂબ બાધાકારક બની જાય છે એટલે કહેવાની મતલબ એ છે કે કોઇ પણ સમ્પ્રદાયના માણસ પોતાના સમ્પ્રદાયમાં રહી બીજાઓ સાથે બન્ધુભાવ અને મૈત્રીને કેળવતો રહી સદાચારના વિશદ માર્ગે ચાલે તો એનુ કલ્યાણ નિશ્ચિત છે

(૨)

## દેવ-ગુરુ-ધર્મ અને આત્મવિકાસદિગ્દર્શન

શરીરમાં રહેલો આત્મા તત્ત્વદૃષ્ટિએ એના મૂળ સ્વરૂપમા સત્તાએ પરમાત્મા છે-દેવ છે, પણ કર્માવરણોથી આવૃત હોવાને લીધે અશુદ્ધ ભાવમા વર્ત્તમાન હોવાથી ભવચક્રમાં ભમે છે એ પોતાની અશુદ્ધતા ટાળી પોતાના સ્વાભાવિક સ્વરૂપમા પ્રકાશમાન થઇ શકે છે, અર્થાત્ વીતરાગતા સાધી દેવત્વને પ્રાપ્ત કરી શકે છે એવી રીતે જે કોઇ મનુષ્ય દેવત્વને પ્રાપ્ત કરે છે તે દેવ છે જે વીતરાગ છે તે દેવ છે.

આ દેવત્વને પ્રગટાવવું એ આપણો આદર્શ છે એ દેવત્વને પ્રગટાવવાની સાધનામાં જે સુયોગ્ય પ્રયત્નશીલ છે

તે ત્યાગી સયમી અપરિગ્રહી સન્ત ગુરુ છે, જે આદર્શની ઓળખાણ કરાવે છે, વીતરાગતા શુ છે એ સમજાવે છે અને એ સ્થિતિએ પહોચવા માટે સસારી જીવનમા કયો માર્ગ વિધેય — આચરવા યોગ્ય છે એ યોગ્ય રીતે બતાવે છે અશુદ્ધ દશા દૂર કરી શુદ્ધ દશા (વીતરાગતા) જે માર્ગે પમાય તે માર્ગનુ નામ **ધર્મ** ધર્મ એટલે કર્તવ્ય (વિકાસગામી કર્તવ્યસાધર્મો) આ દેવ–ગુરુ–ધર્મને (એ ત્રણ તત્ત્વોને) સાચા અર્થમા ઓળખવા, સદ્દહવા એ 'સમકીત' (સમ્યક્ત્વ), પણ એ 'વ્યવહાર–સમકીત' છે, જ્યારે, આત્મા જ અના મૂળ સ્વરૂપમા સત્તાએ દેવ છે અને કર્માવરણોને વીંખી નાખી પોતાના મૂળ સ્વરૂપમા પૂર્ણ પ્રગટ થઇ શકે છે એવી વિમલશ્રદ્ધાપૂત આત્મપરિણામ તે 'નિશ્ચય–સમકીત' છે વ્યવહાર–સમકીતમાથી પ્રગતિ કરતા પ્રાણી નિશ્ચય–સમકીત પ્રાપ્ત કરે છે, જે પ્રાપ્ત થતા આત્માની દૃષ્ટિ શુદ્ધ બને છે, ત્યાર અણે ઘણી પ્રગતિ કરેલી હોય છ, અને ધર્મમાર્ગ એટલે ક કર્તવ્યસાધનના ઉચ્ચ વિકસ્વર માર્ગે પ્રયાણ કરવુ એ જ એને માટે બાકી રહે છ, કે જેથી એ ભવિષ્યમા વીતરાગતા પ્રાપ્ત કરી શકે, અટલે કે પોતે જ દેવ બની શકે

સાચુ સમજવુ અને સાચુ કરવુ એ બે જ ઉપર કલ્યાણસિદ્ધિનો દારમદાર છે એ બે ભૂમિકાઓમા પહેલીને "સમકીત" (સમ્યક્ત્વ) યા સમ્યગ્દૃષ્ટિ અને બીજીને ચારિત્ર (સમ્યક્ચારિત્ર) કહેવામા આવે છે આમા પહેલી વસ્તુ મોહનીય કર્મનો જે વિભાગ વીખાવાથી પ્રગટે છે તે

'દર્શનમોહ' છે. અને મોહનીય કર્મનો બે વિભાગ ચીંથાતાંથી બીજી વસ્તુ પ્રગટે છે તે 'ચારિત્રમોહ' છે. આમ સાચું સમજવું અને સાચું કરવું એ જીવનનાં મૂલભૂત ઉભય તત્ત્વો મોહનીય કર્મના પરાભવ થવા ઉપર આધાર રાખે છે. અર્થાત્ મોહનીય કર્મનો દૃષ્ટિને-દર્શનને આવરનારો જે પહેલો 'દર્શનમોહ' નામનો વિભાગ છે તે જેટલા પ્રમાણમાં ચીંથાય છે તેના પ્રમાણમાં દૃષ્ટિ ખુલે છે અને જ્યારે એ વિભાગ પૂર્ણપણે તૂટે છે ત્યારે દૃષ્ટિ પૂર્ણપણે પ્રગટે છે દૃષ્ટિ ખુલ્યા કે પ્રગટયા પછીયે ચારિત્રના અવરોધોને હટાવવાનું અતિકઠિન અને પ્રખરપ્રયત્નસાધ્ય કામ બાકી રહે છે. પણ દૃષ્ટિ ખુલ્યા પછી એ કામ વહેલું-મોડું જરૂર સધાઈ જાય છે. મોહનીય કર્મનો ચારિત્રને આવરનારો બીજો 'ચારિત્રમોહ' નામનો વિભાગ જેટલા પ્રમાણમાં ચીંથાય છે તેના પ્રમાણમાં ચારિત્ર પ્રગટે છે, અને જ્યારે એ વિભાગ પૂર્ણપણે નષ્ટ થાય છે ત્યારે પૂર્ણપણે ચારિત્ર પ્રગટે છે આમ દર્શનમોહ તૂટયા પછી ચારિત્રમોહ તૂટતાં આખું મોહનીય કર્મ ખતમ થઈ જાય છે અને એ ખતમ થતાંની સાથે જ એનાં સહયોગિભૂત બીજાં સઘળાં ઘાતી ( આત્મગુણોનો ઘાત કરનારાં ) કર્મો નષ્ટ થઈ જાય છે અને આત્મા મુક્ત બને છે-શારીરિક જીવિતવ્ય વર્તમાન હોય તો જીવન્મુક્ત, નહિ તો વિદેહમુક્ત.

ટૂંકમાં, આત્મા સંબંધી ખરી સમજણ પ્રગટે છે ત્યારે 'દર્શનમોહ'નું આવરણ ખસે છે, અને 'સમકીત' અર્થાત્ સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત થાય છે; અને આગળ વધતાં જ્યારે વર્તનમાંથી અસંયમ, આસક્તિ અને કષાયનો નાશ

થાય છે ત્યારે એ ચારિત્રમોહનો નાશ હોઇ એના ફલરૂપ સમ્યક્ચારિત્ર પ્રગટે છે. આ પ્રમાણે સમ્યગ્દૃષ્ટિ અને તદનુરૂપ સમ્યક્ચારિત્ર એ બે વડે મુક્તિ પમાય છે.

(૩)

## ભગવાનૂની મૂર્તિ

ભગવાનૂના નામ દ્વારા ભગવત્સ્મરણ થાય છે, તેમ ભગવાનૂની મૂર્તિ કે તસ્બીર દ્વારા પણ ભગવત્સ્મરણ થાય છે. સામાન્યતઃ મૂર્તિ કે તસ્બીર, **નામથી** પણ વધારે સ્મૃતિપ્રેરક થઇ શકે છે. જેમને પોતાને માટે મૂર્તિની ઉપયોગિતા ન લાગતી હોય તેમણે, જેમને ભગવત્સ્મરણ કે ભગવદ્‌ભક્તિમાં ભગવાનૂની મૂર્તિનો સહારો ઉપયોગી થતો કે લાગતો હોય તેમને તે સહારો સહર્ષ લેવા દેવો જોઇએ અને સારા હેતુ માટે લેવાતો એ સહારો પ્રશંસનીય માનવો જોઇએ. એ જ પ્રમાણે, જેઓ મૂર્તિના સહારા વગર ભગવદ્‌ભક્તિ કરી શકતા હોય કે કરી શકવાનું માનતા હોય અને એથી એ સહારો ન લેતા હોય તેમની **ટીકામાં** ન પડવું જોઇએ પોતાના કષાયના ઉપશમન માટે ભગવાનૂની મૂર્તિનો સહારો લેનારા મૂર્તિનો સહારો ન લેવાના કારણે બીજાને નિન્દે કે બીજાઓ સાથે કષાયમાં ઊતરે તો તેઓ પોતાનું ધ્યેય ચૂકી જતા ગણાય. આમ કોઇ સાધનનું અવલંબન લેવા ન લેવાની બાબતને પકડી સંકુચિત વાડાબન્દી સર્જવી કે પોષવી યોગ્ય ન ગણાય. મૂર્તિનો સહારો પોતાને માટે જરૂરી ન લાગતાં ન લેનારાઓએ પણ મનુષ્યસમૂહની-મૂર્તિનો સહારો લેવાની-રુચિને ખ્યાલમાં

લઈને, તે રુચિને સંતોષવા માટે કલ્યાણ-સાધનના હેતુએ બંધાયલાં ઐતિહાસિક પવિત્ર દેવાલયો, જેઓ એક વિશિષ્ટ સંસ્કૃતિનાં ધામ છે, તેમની તરફ સમ્માન-વૃત્તિ રાખવી જોઈએ અને મહાત્મા પુરુષોના ચિત્ર, મૂર્તિ કે તસ્બીર તરફ જેમ સહજ સન્માનવૃત્તિ હોય છે તેમ ભગવાન્‌ની મૂર્તિ તરફ સહજ સમ્માનવૃત્તિ તેમને હોવી જોઈએ

હા. એટલું ખરું કે વીતરાગ ભગવાન્‌ની મૂર્તિમાં વીતરાગતાનો દેખાવ હોવો જોઈએ. રાગદ્વેષરહિત, અહિંસા-સંયમ-તપ-ત્યાગના સદ્‌ગુણોના પૂર્ણ ઉત્કર્ષથી પ્રકાશિત એવા વીતરાગ ભગવાન્‌ની ધ્યાનસ્થ વીતરાગ યોગીની આકૃતિવાળી મૂર્તિમાં વીતરાગતાને બાધકરૂપ થાય, વીતરાગ મુનિને ન છાજે એવો દેખાવ ન લાવવો જોઈએ.

(૪)

## જીવનનિર્વાહ માટે હિંસાની તરતમતાનો વિચાર

હિંસા વિના જીવન અશક્ય છે એ વાતનો સ્વીકાર કર્યે જ છુટકો છે. પરન્તુ તે સાથે, ઓછીમાં ઓછી હિંસાથી શ્રેષ્ઠ રીતે જીવવું એ જીવનનો નિયમ અથવા કાયદો મનુષ્યે પાળવાનો છે. પણ ઓછીમાં ઓછી હિંસા કોને કહેવી એ પ્રશ્ન ઘણાને ઉઠે છે. કોઈ મતવાળા એવું માનતા હોય છે કે મોટા સ્થૂલકાય પ્રાણીનો નાશ કરવાથી ઘણા માણસોનો ઘણા દિવસ સુધી નિર્વાહ થાય છે, જ્યારે વનસ્પતિમાં રહેલા ઘણા જીવોને માર્યા છતાં એક માણસનો એક દિવસ માટે પણ પૂરતો નિર્વાહ થઈ શકતો નથી, માટે ઘણા જીવોને મારવા કરતાં એક મોટા પ્રાણીને મારવો એમાં

ઓછી હિંસા છે. આવા મતવાળા માણસો જીવોની સંખ્યાના નાશ ઉપરથી હિંસાની તરતમતાનો આંકડો લગાવે છે. પણ આ વાત બરાબર નથી જૈન મન્તવ્ય જીવોની સંખ્યા ઉપરથી નહિ, પણ હિંસ્ય જીવના ચૈતન્યવિકાસ ઉપરથી હિંસાની તરતમતા ઠરાવે છે. ઓછાવિકાસવાળા ઘણા જીવોની હિંસા કરતાં વધુવિકાસવાળા એક જીવની હિંસામાં વધુ દોષ રહેલો છે એમ જૈન ધર્મનું મન્તવ્ય છે, અને એટલા જ માટે એ વનસ્પતિકાયને ખોરાક માટે યોગ્ય ગણે છે, કેમકે વનસ્પતિ-જીવો×ઓછામાં ઓછી ઇન્દ્રિયવાળા, એટલે કે એકજઇન્દ્રિયવાળા ગણાય છે, અને એનાથી આગળના ઉત્તરોત્તર વધુઇન્દ્રિયોવાળા જીવોને ખોરાક તરીકે એ નિષિદ્ધ ઠરાવે છે. એ જ કારણ છે કે પાણીમાં જલકાય જીવો ઘણા હોવા છતાં તેમની-એટલા બધા જીવોની-વિરાધના [હિંસા] કરીને પણ એક તરસ્યા માણસને કે પશુને પાણી પાવામાં અનુકમ્પા છે, દયા છે, પુણ્ય છે, ધર્મ છે એમ સહુ કોઇ કબૂલ રાખે છે, કેમકે જલકાય જીવો એક માણસ કે પશુની અપેક્ષાએ બહુ અલ્પ ચૈતન્યવિકાસવાળા જીવો છે.

---

×सूक्ष्मासुमत्त्वेऽपि वनस्पतीनां न तान् विना जीवति देहधारी।
नैसर्गिकं भोजनमाचरंस्तत्, जनो न दुष्येदमलीमसत्वम् ॥
(લેખકના 'વીરવિભૂતિ'નો ૬૮ મો શ્લોક)

અર્થાત્-વનસ્પતિમાં યદ્યપિ સૂક્ષ્મ પ્રાણિતત્ત્વ છે, તથાપિ તેના આધાર વગર દેહધારી જીવી શકે નહિ. વળી એ પ્રાકૃતિક આહાર છે, જેમાં કોઇ પ્રકારની મલિન ચીજ (લોહી વગેરે) બિલકુલ નથી. માટે એ સ્વાભાવિક પવિત્ર આહાર કરતો માણસ લિપ્ત થતો નથી-ગુનેહગાર ઠરતો નથી.

વનસ્પતિ જીવોમાં બે ભેદ છે: પ્રત્યેક અને સાધારણ એક શરીરમાં એક જીવ હોય તે 'પ્રત્યેક' અને એક શરીરમાં અનન્ત જીવો હોય તે 'સાધારણ' કન્દમૂળ વગેરે 'સાધારણ' [સ્થૂલસાધારણ*] છે. એમને 'અનન્તકાય' પણ કહેવામાં આવે છે **ચૈતન્યમાત્રાને ગણનામા લેતાં 'પ્રત્યેક' વનસ્પતિની અપેક્ષાએ 'સાધારણ'ની ( કન્દમૂળ વગેરેની ) ચૈતન્યમાત્રા અનન્તમા ભાગે અલ્પ છે.**

(૫)

## શરીરનો ઉપયોગ

શરીર હાડ, માંસ, લોહી વગેરેનું બનેલું "પૂતળું" છે અને મલ, મૂત્ર આદિ અશુચિઓથી ભરેલું છે એ પ્રમાણે શરીર પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે વિવેચન કરવામાં આવે છે વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોતા શરીર તો જેનું બનતું હોય તેનું બને બીજી વસ્તુઓથી બનાવવા જતા બની શકે નહિ આપણા કરતા કુદરત વધુ ડાહી છે શરીરમા જે અશુચિ ઉત્પન્ન થાય છે તે શરીરને ટકાવવા માટે ખાનપાન લેવાની આવશ્યકતા હોઇ ખોરાક વગેરેમા શરીરને ઉપયોગી તેમજ નિરુપયોગી વસ્તુઓ જે મળેલી છે તેને લીધે છે. શરીર એક એવું અદ્ભુત યન્ત્ર છે કે સારભૂત વસ્તુઓને

*'સૂક્ષ્મસાધારણ' જીવો અને સૂક્ષ્મ પૃથ્વી–જલ–તેજ–વાયુ જીવોથી સમગ્ર લોકાકાશ ઠાંગી ઠાંસીને ભરેલુ છે એ પરમસૂક્ષ્મ જીવો બિલકુલ સપર્ક–વ્યવહારમા આવતા નથી. 'સાધારણ'ને 'નિગોદ' પણ કહે છે માટે 'સૂક્ષ્મસાધારણ'ને સૂક્ષ્મનિગોદ અને 'સ્થૂલ સાધારણ'ને સ્થૂલનિગોદ (બાદરનિગોદ) કહે છે

પોતાના ઉપયોગમાં લઇ નિરૂપયોગી વસ્તુઓ, જે અશુચિ કહેવાય છે તેમને બહાર ફેંકી દઇ શરીરને કાર્યક્ષમ રાખવાનો આપમેળે સતત યત્ન કરતું રહે છે શરીર એ પરાણે ત્યાગ કરવા જેવી ચીજ નથી, અથવા તો તેનો જેમ બને તેમ જલ્દી નાશ કરવા જેવી ચીજ નથી; શરીરને કાર્યક્ષમ અને આરોગ્ય-સ્થિતિમાં રાખવાની જરૂર છે, કે જેથી તેનો પ્રભાવ મન ઉપર પડી મન શરીરવિષયક દુશ્ચિન્તનમાંથી મુક્ત રહે બેશક શરીરના ભોગોપભોગ માટે બીનજરૂરી હિંસા થવી ન જોઇએ, તેમજ જૂઠ-અનીતિ-અન્યાયનું આચરણ થવું ન જોઇએ એટલી જ વાત પ્રસ્તુત વિષયમાં મુદ્દાની છે અને ખાસ ધ્યાનમાં રાખવા લાયક તેમજ અમલ કરવા લાયક છે. સમજી શકાય એવું છે કે આત્મા પોતાના શરીરમાં જ રહીને પોતાની જ્ઞાનશક્તિ અને કાર્યશક્તિનો ઉપયોગ કરી મોક્ષ-સાધન કરી શકે છે. આત્મા જ્યાં સુધી છેવટનું શરીર છોડી મોક્ષ પ્રાપ્ત ન કરે ત્યાં સુધી તેને શરીરનો ઉપયોગ છે અને ત્યાં સુધી તેને શરીર વળગેલું જ છે. છતાં અણસમજથી શરીરનો ત્યાગ કરવા જેવી પ્રવૃત્તિ કરવામાં આવે તો તે આપઘાતની પ્રવૃત્તિ+ગણાય, જે પાપ મનાયું છે. ત્યાગ શરીરનો નહિ, પણ દુર્વૃત્તિ તેમજ દુષ્પ્રવૃત્તિનો કરવાનો છે.

---

+આપઘાત અને 'સંલેખના'માં ફરક છે આપઘાત કષાયના આવેગનું પરિણામ છે, જ્યારે 'સંલેખના' ત્યાગ અને દયાનું પરિણામ છે જ્યાં પોતાના જીવનની કંઇ પણ ઉપયોગિતા રહી ન હોય અને પોતાને માટે બીજાઓને વ્યર્થ કષ્ટ ઉઠાવવું પડતું હોય ત્યાં શરીર-ત્યાગમાં બીજાઓ ઉપર દયા છે કેટલાક કોઇ પાણીમાં ડૂબી

મરવાનુ, કોઈ પર્વત ઉપરથી પડીને મરવાનુ યા બીજી રીતે પ્રાણોત્સર્ગ કરવાનુ આદરે છે પણ એ અન્ધશ્રદ્ધાની વાત છે હા, કર્તવ્યની વેદી ઉપર બલિદાન કરવુ એ સાચુ બલિદાન છે જનરક્ષા માટે પોતાના પ્રાણ કુરબાન કરવા અથવા બીજાઓની સેવામા પોતાનુ શરીર આપવુ પડે તો આપવુ એ સાચુ બલિદાન છે અમુક જગાએ મરવાથી કે અમુકનુ નામ લઈ મરવાથી સ્વર્ગ યા મોક્ષ મળે છે એ પ્રકારની અન્ધશ્રદ્ધાથી પ્રાણત્યાગ કરવો એ ખોટુ છે જૈનધર્મે ઉપવાસને છોડી મૃત્યુના બીજા બધા ઉપાયોની મનાઇ કરી દીધી છે આ પ્રશસ્ય સશોધન ગણાય જ્યારે કોઇ અસાધ્ય બીમારી આવે કે જેનુ કષ્ટ સહવુ કઠિન થઇ પડે અને બીજાઓ પાસેથી ખૂબ સેવા લેવી પડે એવા સમયમા ઉપવાસ કરી શરીરને છોડવુ યોગ્ય ગણાય છે ઉપવાસચર્યા પણ એકદમ નહિ પણ શરૂઆતમા નીરસ ભોજન પછી છાશ વગેરે કોઇ પેય વસ્તુ ઉપર અને પછી શુદ્ધ જળ પર એમ ચડતા ઉપવાસ પર આવવુ જોઇએ આ પ્રક્રિયામા દિવસો મહીનાઓ અને કદાચિત્ વર્ષોનો વખત પણ લાગી જવા સભવ છે એકદમ પ્રાણત્યાગ કરવામા જે સક્લેશ સ્વ-પરને થાય છે તે આ પ્રક્રિયામા થતો નથી વળી આ પ્રક્રિયા મરણનો જ નહિ જીવનના પણ ઉપાય બની જઈ શકે છે અર્થાત્ આ પ્રકારની પ્રક્રિયાથી કયારેક બીમારીમાથી સાજા થવાનુ પણ બની જાય છે આ પ્રકારની પ્રક્રિયાથી બીમારી શાન્ત થઈ જાય તો સલેખનાનુ કારણ ન રહેતા સલેખના બધ કરી દેવી જોઇએ ઉપવાસચિકિત્સામા અને સલેખનામા અન્તર છે ચિકિત્સામા જીવનની પૂરી આશા

(૬)

### અનુકમ્પા-દાન

દયા એ ધર્મનું મૂળ છે યોગ્ય દાન એ દયાધર્મનું ક્રિયાત્મક પાલન છે–ચાહે એ દાન આપણી શારીરિક, માનસિક, વાચિક અથવા સામ્પત્તિક શક્તિનું હોય કોઇ પણ વ્યક્તિ જો આપણી દયાથી જીવિત રહેશે તો તે જીવિત રહેશે ત્યાં સુધી જે જે હિંસા આદિ દોષવાળાં કાર્યો અથવા જે જે અપકૃત્યો કરશે તેની જવાબદારી આપણા ઉપર આવશે એવો લોકોમાં ભ્રમ ઉત્પન્ન કરવો અને દયા તથા દાનના શુભ પ્રવાહને સૂકવી નાખવાનો પ્રયત્ન કરવો એ ઘોર પાપ છે અમુક વ્યક્તિ ભવિષ્યમાં કેમ વર્તશે એ આપણે જાણતા નથી, અને એવા જ્ઞાનના અભાવે, તે સારી રીતે નહિ, પણ ખોટી રીતે જ વર્તશે એવો પૂર્વગ્રહ ધારણ કરી દયા કરવાથી વંચિત થવું એમાં ઘણુ અજ્ઞાન રહેલુ છે દરેક વ્યક્તિ પોતે સામાન્ય રીતે કેમ વર્તવું એમા સ્વતન્ત્ર છે, અને તે જો ખોટી રીતે વર્તે અર્થાત્

---

અને એ માટે પ્રવૃત્તિ હોય છે, પરન્તુ સલેખના ત્યારે કરાય છે, જ્યારે જીવવાની ન તો કોઈ આશા રહી હોય છે, ન એ માટે પ્રયત્ન હોય છે અકસ્માત્ ઉપરની સલેખનાની પ્રક્રિયાથી શરીરને સારુ થઈ જાય તો પછી જબરદસ્તી પ્રાણત્યાગ કરવાની જરૂર નથી કેમકે સલેખના આત્મહત્યા નથી, કિન્તુ આવેલ મોતની સામે વીરતાથી આત્મસમર્પણની ક્રિયા છે એથી મનુષ્ય શાન્તિ અને આનન્દથી પોતાનો પ્રાણત્યાગ કરે છે મોતની પહેલા એણે જે કરવુ જોઇએ તે તે કરી જાય છે. પણ મોત જો ટળી જાય તો એને જબરદસ્તી ન બોલાવવુ જોઇએ.

આપણા ઉપચારના સાહાય્યયોગે મરવામાંથી બચવા પામેલો માણસ દુષ્ટ રીતે વર્તે તો તેણે પોતાની સ્વતન્ત્રતાનો દુરુપયોગ કર્યો એટલું જ કહી શકાય, પણ, તેનો દોષ એ માણસને દુખમાં સાહાય્ય કરી એનું જીવન લંબાવવામાં સહાયભૂત થનાર, તેને બચાવનાર કે તેને રાહત આપનારના ઉપર હોઇ શકે નહિ શુદ્ધ અનુકમ્પાથી કરેલી દયા કે આપેલી શાન્તિનો લાભ પામી સ્વસ્થ થનાર માણસ પછી ગમે તે રીતે વર્તે તેની સાથે એ દયા બતાવનારને કંઇ લેવાદેવા નથી, એને તો ફક્ત પોતાની શુદ્ધ અનુકમ્પાનું પુણ્ય ફળ જ મળે છે પરન્તુ જો કોઇ લુટારો લૂટવા માટે જતો હોય અને એ વાત આપણા જાણવામાં હોવા છતાં એને રસ્તામાં આપણે ત્યાં આશ્રય આપી જમાડીએ તો તે લૂટ કરવામાં જે પાપ કરે તેના ભાગી આપણે થઇએ

(૭)

## મૈત્રી આદિ ચાર ભાવનાઓ

"समानशीलव्यसनेषु सख्यम्" અર્થાત્ સરખા આચાર અને સરખી આદતવાળાઓમાં પરસ્પર મિત્રતા હોય છે, થાય છે આ ઉક્તિ મુજબ વિચાર કરવામાં આવે તો બધા આત્માઓ—નિકૃષ્ટ શ્રેણીના શરીરધારકોથી લઇ ઉંચીઉંચી કક્ષાના શરીરધારકો સુધીના બધા સંસારવર્તી જીવો સ્વરૂપે અર્થાત્ પોતાના સત્તાગત મૂળરૂપમાં બિલકુલ એક સરખા હોઇ, અર્થાત્ એ પ્રકારની મૌલિક પૂર્ણ સમાનતાને લઇને બધા પ્રાણીઓમાં પરસ્પર મૈત્રી થવાનું સંભાવ્ય જણાય છે,

બીજાનું સુખ જોઇ યા બીજાને અધિક સુખી જોઇ માણસને ઇર્ષ્યા અને અસૂયા પેદા થાય છે, પરન્તુ વ્યાપક **મૈત્રી**ભાવ માણસના દિલમાં જો ઊગે તો તે બીજાના સુખિત્વને જોઇ તેને એટલે કે તેના સુખિત્વને પોતાના મિત્રનું કે પોતાના આત્મીયનું સમજે અને એથી એ તરફ એના મનમાં ઇર્ષ્યા કે અસૂયા પેદા ન થતાં માનસિક સ્વસ્થતા અનુભવે. એ માટે મૈત્રીભાવનાનો વિષય સુખી જન પણ બતાવવામાં આવ્યો×છે. બધા સુખી થાઓ ! કે સુખી રહો ! એવી સદ્ભાવના તો કલ્યાણસાધનના માર્ગમાં પહેલી જ હોવી જોઇએ. પણ કોઇ માણસ ધનવાન્, બલવાન્ કે સત્તાવાન્ હોય યા ભૌતિક રીતે સુખી મનાતો હોય તો તેટલા જ ઉપરથી તેના પ્રત્યે પ્રમુદિત થવું એમ કહેવાનો

---

× मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् । (પાતંજલયોગદર્શન ૧પાદ ૩૩મું સૂત્ર)

અર્થાત્—મૈત્રીનો વિષય સુખિત્વ, કરૂણાનો વિષય દુઃખિત્વ, મુદિતાનો (પ્રમોદનો) વિષય પુણ્યવત્તા અને ઉપેક્ષાનો વિષય નિષ્પુણ્યત્વ છે. આવી એ (મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા) ભાવનાઓના અનુશીલનથી ચિત્તનો પ્રસાદ સંપાદન કરી શકાય છે. મહર્ષિ શ્રીઉમાસ્વાતિજીના 'તત્ત્વાર્થસૂત્ર'નું સાતમા અધ્યાયનં

ભાવનાને વિકસાવવા માટે મૈત્રીઆદિ ચાર ભાવનાઓ બતાવે છે, જેમના અનુશીલનના આધાર પર જીવનની ઉત્તરોત્તર વિકાસભૂમિ ઉપર આરોહણ કરવાનું સુગમ બનતું જાય છે. એ ચાર ભાવનાઓ આ પ્રમાણેઃ—

પ્રાણીમાત્રમાં મૈત્રીવૃત્તિ કેળવવી એ **મૈત્રીભાવના** છે. આવી વૃત્તિ કેળવી હોય તો જ દરેક પ્રાણી પ્રત્યે સત્યવાદી અને અહિંસક રહી વર્તી શકાય મૈત્રી એટલે પરમાં પોતાપણાની બુદ્ધિ–આત્મીયપણાની ભાવના આ ભાવના હોતાં બીજાને દુઃખ ઉપજાવવાની કે બીજાનું અહિત કરવાની વૃત્તિ ઉદ્‌ભવવા પામતી નથી, પણ બીજાનું ભલું કરવાની વૃત્તિ પ્રવર્તતી રહે છે. આ ભાવનાનો વિષય પ્રાણીમાત્ર છે.

મનુષ્યને પોતાથી ચડિયાતાને જોઇ અદેખાઇ આવે છે. એ દોષ દૂર ન થાય ત્યાં સુધી સત્ય, અહિંસાનું પાલન થઇ શકે નહિ. માટે અદેખાઇ જેવા દોષોની વિરુદ્ધ પ્રમોદ ગુણની ભાવના કેળવવી આવશ્યક છે. ગુણાધિક પર પ્રમુદિત થવું અને એનો આદર કરવો એ **પ્રમોદભાવના** છે. આ ભાવનાનો વિષય ગુણાધિક જન છે. પોતાના ઇષ્ટ જનની ચડતી જોઇને જેમ આનન્દ થાય છે, તેમ પ્રાણીમાત્ર પ્રત્યે આત્મીયતા કેળવી હોય તો જ જે કોઇ ગુણાધિક હોય તેને જોઇ પ્રમોદ ઉપજી શકે. એટલે આ ભાવનાના મૂળમાં આત્મીયતાની બુદ્ધિ છે.

સામાન્યતઃ કોઇ પણ ગુણીના ગુણ તરફ પ્રમોદ થવો એ પ્રમોદભાવના છે. ગુણરાગી થવું એ ગુણી થવાનો માર્ગ છે.

પરન્તુ તિર્યગ્યોનિના પ્રાણીઓમાં અજ્ઞાનતા અને વિવેકાભાવને લીધે એ (વ્યાપક મૈત્રીભાવ) ન હોવાનું કે ન સધાવાનું સમજી શકાય છે, કિન્તુ મનુષ્યોમાં તો સમજદારી અને વિશેષ સંજ્ઞાવત્તા હોવાને કારણે એ સધાવાનું સંભાવ્ય છે, છતાં એ ન હોતાં એને બદલે જ્યારે પશુસૃષ્ટિને યોગ્ય ઇર્ષ્યા, દ્વષ, ક્રૂરતા, વૈરવિરોધ અને સ્વાર્થાન્ધતાનો પ્રગાઢ વંટોળ માણસોમાં પથરાયેલો જોવામાં આવે છે ત્યારે એવા માણસો પશુસૃષ્ટિને યોગ્ય વાસનામય આવરણના ભિન્નભિન્ન પ્રકારના પડદાઓ ચીરી ઉંચે આવ્યા નથી એમ ફલિત થાય છે કિન્તુ વિવેકબુદ્ધિ મનુષ્યના ચિત્તની નિકટ હોવાથી માણસ જો શાન્ત અને સ્થિર થઇ વિવેકયુક્ત વિચાર કરે તો બધા પ્રાણીઓ **સરખા** છે એ વાત એને ઝટ સમજાઇ જાય તેમ છે, અને એના જ અનુસન્ધાનમાં બધા પ્રાણીઓ તરફ એના ચિત્તમાં મૈત્રીભાવ પેદા થવાની ખૂબ જ શકયતા છે. વેદાન્તદર્શન બધા જીવોને બ્રહ્મની ચિનગારી તરીકે માને છે અને જૈન, વૈશેષિક, યોગ વગેરે દર્શનકારો બધા જીવો પૃથક્પૃથક્ સ્વતન્ત્ર અખંડ દ્રવ્યો છે એમ માનવાની સાથે જ સાથે એ બધા મૂળે એક સરખા છે એમ માને છે. આ પ્રમાણે બધા આર્ય દર્શનકારો બધા જીવો મૂળે એક સરખા તેજઃસ્વરૂપ છે એમ પ્રતિપાદન કરી તેના ફલિતાર્થરૂપે **अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च**–કોઇ તરફ દ્વેષવૃત્તિ ન રાખતાં પ્રાણીમાત્ર તરફ મૈત્રી રાખવાની અને દુઃખી તરફ દયાલુ બનવાની ઘોષણા કરે છે. જૈનદર્શન અને પાતંજલદર્શન વગેરે આત્મૌપમ્યની ભાવનાના આધાર પર અને એ

ભાવનાને વિકસાવવા માટે મૈત્રીઆદિ ચાર ભાવનાઓ બતાવે છે, જેમના અનુશીલનના આધાર પર જીવનની ઉત્તરોત્તર વિકાસભૂમિ ઉપર આરોહણ કરવાનું સુગમ બનતું જાય છે. એ ચાર ભાવનાઓ આ પ્રમાણે:—

પ્રાણીમાત્રમાં મૈત્રીવૃત્તિ કેળવવી એ **મૈત્રીભાવના** છે. આવી વૃત્તિ કેળવી હોય તો જ દરેક પ્રાણી પ્રત્યે સત્યવાદી અને અહિંસક રહી વર્તી શકાય મૈત્રી એટલે પરમાં પોતાપણાની બુદ્ધિ–આત્મીયપણાની ભાવના આ ભાવના હોતાં બીજાને દુઃખ ઉપજાવવાની કે બીજાનું અહિત કરવાની વૃત્તિ ઉદ્‌ભવવા પામતી નથી, પણ બીજાનું ભલું કરવાની વૃત્તિ પ્રવર્તતી રહે છે આ ભાવનાનો વિષય પ્રાણીમાત્ર છે.

મનુષ્યને પોતાથી ચડિયાતાને જોઇ અદેખાઇ આવે છે. એ દોષ દૂર ન થાય ત્યાં સુધી સત્ય, અહિંસાનું પાલન થઇ શકે નહિ. માટે અદેખાઇ જેવા દોષોની વિરુદ્ધ પ્રમોદ ગુણની ભાવના કેળવવી આવશ્યક છે. ગુણાધિક પર પ્રમુદિત થવું અને એનો આદર કરવો એ **પ્રમોદભાવના** છે. આ ભાવનાનો વિષય ગુણાધિક જન છે. પોતાના ઇષ્ટ જનની ચડતી જોઇને જેમ આનન્દ થાય છે, તેમ પ્રાણીમાત્ર પ્રત્યે આત્મીયતા કેળવી હોય તો જ જે કોઇ ગુણાધિક હોય તેને જોઇ પ્રમોદ ઊપજી શકે એટલે આ ભાવનાના મૂળમાં આત્મીયતાની બુદ્ધિ છે.

સામાન્યતઃ કોઇ પણ ગુણીના ગુણ તરફ પ્રમોદ થવો એ પ્રમોદભાવના છે. ગુણરાગી થવું એ ગુણી થવાનો માર્ગ છે.

બીજાનું સુખ જોઇ યા બીજાને અધિક સુખી જોઇ માણસને ઇર્ષ્યા અને અસૂયા પેદા થાય છે, પરન્તુ વ્યાપક **મૈત્રી**ભાવ માણસના દિલમાં જો ઊગે તો તે બીજાના સુખિત્વને જોઇ તેને એટલે કે તેના સુખિત્વને પોતાના મિત્રનું કે પોતાના આત્મીયનું સમજે અને એથી એ તરફ એના મનમાં ઇર્ષ્યા કે અસૂયા પેદા ન થતાં માનસિક સ્વસ્થતા અનુભવે એ માટે મૈત્રીભાવનાનો વિષય સુખી જન પણ બતાવવામાં આવ્યો×છે. બધા સુખી થાઓ! કે સુખી રહો! એવી સદ્ભાવના તો કલ્યાણસાધનના માર્ગમાં પહેલી જ હોવી જોઇએ પણ કોઇ માણસ ધનવાન્, બલવાન્ કે સત્તાવાન્ હોય યા ભૌતિક રીતે સુખી મનાતો હોય તો તેટલા જ ઉપરથી તેના પ્રત્યે પ્રમુદિત થવું એમ કહેવાનો

---

× मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम्। (પાતંજલયોગદર્શન ૧પાદ ૩૩મુ સૂત્ર)

અર્થાત્—મૈત્રીનો વિષય સુખિત્વ, કરુણાનો વિષય દુ:ખિત્વ, મુદિતાનો (પ્રમોદનો) વિષય પુણ્યવત્તા અને ઉપેક્ષાનો વિષય નિ:પુણ્યત્વ છે. આવી એ (મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા) ભાવનાઓના અનુશીલનથી ચિત્તનો પ્રસાદ સંપાદન કરી શકાય છે

મહર્ષિ શ્રીઉમાસ્વાતિજીના 'તત્ત્વાર્થસૂત્ર'નું સાતમા અધ્યાયનું ૬ઠું સૂત્ર છે:—

मैत्रीप्रमोद कारुण्यमाध्यस्थ्यानि सत्त्व-
गुणाधिकक्लिश्यमानाविनेयेषु।

અર્થાત્—પ્રાણીમાત્રમાં મૈત્રી, ગુણથી મોટાઓમાં પ્રમોદ, દુ:ખ પામતાઓમાં કરુણા અને જડ જેવાં અપાત્રોમાં માધ્યસ્થ્ય ભાવના કેળવવી.

આશય નથી; પરન્તુ જો તે પોતાના ધનનો, બળનો કે સત્તાનો ઉપયોગ દીન દુઃખી જનોને સારી હાલતમાં લાવવા કે તેમનાં દુઃખ નિવારવામાં કરતો હોય તો તેના સદુપયોગ માટે તેને ગુણી સમજી તેના ગુણ પ્રત્યે પ્રમુદિત થવું યોગ્ય છે. માણસ ચાહે નિર્ધન હોય, પણ પ્રામાણિકપણે ઉદ્યમ કે શ્રમ કરી પોતાની આજીવિકા ચલાવતો હોય અને એમાં સન્તોષ માનતો હોય તો તેના તેવા સદ્ગુણ માટે પ્રમુદિત થવું યોગ્ય છે.

પીડાતાને જોઈને અનુકમ્પા ન ઉભરાય તો અહિંસા આદિ વ્રતો નભી ન શકે, તેથી કરુણા-ભાવનાની આવશ્યકતા છે. આ ભાવનાનો વિષય દુઃખ પામતા પ્રાણી છે. કારણ કે અનુગ્રહ કે મદદની અપેક્ષા દુઃખી દીન અનાથને જ રહે છે. પ્રાણીમાત્ર પ્રત્યે આત્મીયતાબુદ્ધિ હોય તો જ, સ્વજનને પીડાતો જોઈને જેમ એક પ્રકારની ગૂઢ લાગણીથી ઘેરાઈ જવાય છે તેમ, કોઈને પણ પીડાતો જોઈ કરુણા ઉભરાવા માંડે. આમ આ ભાવનાના મૂળમાં આત્મીયતા-બુદ્ધિ રહેલી છે. ભવચક્રના દુઃખમાં પડેલાને તેમાંથી ઉદ્ધરવાની ભાવના જે કોઈ સન્તના હૃદયમાં જાગતી એ પણ કરુણાભાવના છે. જ્ઞાની મહાત્મા તથા કેવલી ભગવાન્ સર્વાનુગ્રહપરાયણ કરુણાવાળા હોય છે. એજ માટે એમને પરમ કારુણિક એવા વિશેષણથી ઉલ્લેખાય છે.

ક્યારેક અહિંસા આદિ ગુણોના રક્ષણ માટે તટસ્થપણું જ ધારણ કરવું ઉપયોગી થાય છે તેથી માધ્યસ્થ્ય-**ભાવનાની** આવશ્યકતા છે. 'માધ્યસ્થ્ય' એટલે તટસ્થતા.

જ્યારે જડબુદ્ધિના અને ઉપયોગી સારી શિખામણ ગ્રહણ કરવાની યોગ્યતા ન હોય એવાં પાત્ર મળે અને તેવાને સુધારવાની પ્રવૃત્તિનુ પરિણામ છેવટે તદ્દન શૂન્ય જ દેખાય તો તેવા પ્રત્યે તટસ્થપણુ યા ઉપેક્ષાવૃત્તિ રાખવામા જ શ્રેય છે તેથી આ ભાવનાનો વિષય અવિનેય (અયોગ્ય) પાત્ર છે પ્રાણીમાત્રમા આત્મીયતા–બુદ્ધિ હોય તો જ, અવિનેય (દુર્મતિ જણાતા) માણુસ તરફ ક્રૂરતા, દ્વેષ કે ક્લિષ્ટવૃત્તિ પેદા ન થતા તેની તરફ શુદ્ધ તટસ્થભાવ જ રહી શકે–જેમ એવા પોતાના ઇષ્ટજન તરફ એવો ભાવ રહે છે તેમ

આ ભાવનાઓમા જેમ દુ ખીજન કરુણાનો વિષય છે, તેમ દુર્મતિ માણુસ પણ દયાનો–ભાવદયાનો વિષય છે એવાની તરફ ઉપજતી કે રખાતી માધ્યસ્થ્ય-ભાવના ભાવદયાગર્ભિત છે વળી બીજી વાત એ પણ ખ્યાલમા આવી શકે છે કે, જેમ નાના બાળકે કરેલ અથવા આત્મીય સ્નેહી સ્વજન કે પ્રેમીજન તરફથી થયેલ અનાદર કે અપમાનથી સ્વમાનભ ગ થયાનુ આપણને લાગતું નથી, તેમ આ મૈત્રી આદિ ભાવનાઓના સબળ મ સ્કારથી પ્રકાશતા જ્ઞાની જનને બીજાએ કરેલ અનાદર કે અપમાનથી સ્વમાન-ભ ગ થયાની કલ્પના ઉદ્દભવતી નથી વિશ્વબન્ધુત્વની ભાવનામા રમમાણ એવા એ સજ્જનને ગુણી માણુસ પ્રમોદનો વિષય છે, તો દુર્મતિ દુષ્ટ માણુસ ભાવદયાગર્ભિત માધ્યસ્થ્યભાવનાનો વિષય છે. આચાર્ય હેમચન્દ્ર (પોતાના યોગશાસ્ત્રના પ્રારંભના મ ગલાચરણમાં) કહે છેઃ—

જ્યારે જડબુદ્ધિના અને ઉપયોગી સારી શિખામણ, ગ્રહણ કરવાની યોગ્યતા ન હોય એવાં પાત્ર મળે અને તેવાને સુધારવાની પ્રવૃત્તિનુ પરિણામ છેવટે તદ્દન શૂન્ય જ દેખાય તો તેવા પ્રત્યે તટસ્થપણુ યા ઉપેક્ષાવૃત્તિ રાખવામાં જ શ્રેય છે, તેથી આ ભાવનાંના વિષય અવિનેય (અયોગ્ય) પાત્ર છે પ્રાણીમાત્રમા આત્મીયતા–બુદ્ધિ હોય તો જ, અવિનેય (દુર્મતિ જણાતા) માણસ તરફ ક્રૂરતા, દ્વેષ કે ક્લિષ્ટવૃત્તિ પેદા ન થતા તેની તરફ શુદ્ધ તટસ્થભાવ જ રહી શકે–જેમ એવા પોતાના ઇષ્ટજન તરફ એવો ભાવ રહે છે તેમ.

આ ભાવનાઓમા, જેમ દુ.ખીજન કરુણાનો વિષય તેમ દુર્મતિ માણસ પણ દયાનો–ભાવદયાનો વિષય એવાની તરફ ઉપજતી કે રખાતી માધ્યસ્થ્ય-ભાવ ભાવદયાગર્ભિત છે વળી બીજી વાત એ પણ, જ્યારે આવી શકે છે કે, જેમ નાના બાળકે કરેલ અથવા આત સ્નેહી સ્વજન કે પ્રેમીજન તરફથી થયેલ અનાદર અપમાનથી સ્વમાનભગ થયાનુ આપણને લાગતું નથી આ મૈત્રી આદિ ભાવનાઓના સબળ સંસ્કારથી પ્ર જ્ઞાની જનને બીજાએ કરેલ અનાદર કે અપમાનથી સ્વ ભંગ થયાની કલ્પના ઉદ્ભવતી નથી વિશ્વ ભાવનામાં રમમાણ એવા એ સજ્જનને ગુણી પ્રમોદનો વિષય છે, તો દુર્મતિ દુષ્ટ માણસ ભાવદયા માધ્યસ્થ્યભાવનાનો વિષય છે. આચાર્ય હેમચન્દ્ર (પો યોગશાસ્ત્રના પ્રારંભના મંગલાચરણમાં) કહે છે:—

પ્રસન્નતા છે અનુકૂલ કે પ્રતિકૂલ પ્રસંગો આવતાં મન ક્ષુબ્ધ થાય નહિ અને પોતાનું સમતોલપણું ગુમાવે નહિ, રાગ-દ્વેષ-મોહને વશ થાય નહિ ત્યારે એ ચિત્તની નિર્મલીકરણની સાધના ગણાય પ્રલોભક કે ક્ષોભક ઘટનાના પ્રસંગે દુન્યવી બનાવો તથા વિષયભોગોના ચમકારાની ક્ષણભંગુરતાનો વિચાર કરી તેમજ મોહથી ઉત્પન્ન થનાર રસ પરિણામે સન્તાપરૂપ છે એ ધ્યાનમા લઇ અને સયોગ-વિયોગ તથા જન્મમૃત્યુ, સુખ-દુઃખ વગેરે પ્રસંગો સંસારી જીવનને અનિવાર્યપણે વળગેલા છે એમ સમજી મનની સ્વસ્થતા જાળવવી એજ કર્તવ્ય બને છે

મનની શુદ્ધિ એટલે આસક્તિ અને કષાયોનો અભાવ, અથવા એમનું પાતળાપણું કે પાતળાપણું થતું જવું મનશુદ્ધિ ધીમે ધીમે સધાય છે ઇન્દ્રિયોના સમુચિત સંયમનથી મનશુદ્ધિનો માર્ગ સરળ થતો જાય છે મનની ચચલ સ્થિતિ તો પ્રાયઃ લાંબે કાળે લાંબા "પ્રવાસ" પછી દૂર થાય છે, એટલે એના ચાંચલ્યના ચમકારાથી ગભરાઇ ન જતાં એના ઉપર યોગ્ય સતર્ક રહેવા સાથે ઇન્દ્રિયો ઉપર અખંડ કાબૂ રાખવો જોઇએ× જિતેન્દ્રિયત્વ પ્રતિષ્ઠિત થતાં

×ભગવદ્ગીતા બીજા અધ્યાયમા કહે છે કેઃ—

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।**
**वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥**

અર્થાત્—બધી ઇન્દ્રિયોને સયમમાં રાખી સમાહિત બની મનુષ્ય ભગવત્પરાયણ રહે જેણે પોતાની ઇન્દ્રિયોને વશમા કરી છે તે સ્થિતપ્રજ્ઞ બને છે અર્થાત્ જિતેન્દ્રિય થવાથી સ્થિતપ્રજ્ઞ થવાય.

મન સયમ પૂર્ણકલાએ ઝગમગશે અને એમાથી જ શુદ્ધિ તેમજ પ્રસાદનો દિવ્ય પ્રકાશ પ્રગટશે

(૯)

## સમાજહિતની ભાવના

માણસ સામાજિક પ્રાણી છે, સમુદાયમા એક બીજાના સાહચર્ય કે સહયોગ ઉપર રહેનારુ, જીવનારુ પ્રાણી છે એક વ્યક્તિના જીવન અને વર્ધન પાછળ અસખ્ય પ્રાણીઓની પ્રવૃત્તિ, પરિશ્રમ અને બલિદાન હોય છે આમ પ્રત્યેક વ્યક્તિ ઉપર પ્રાણિસમાજનુ ઋણ પેદા થાય છે માટે એણે કેવળ પોતાના જ હિતની દૃષ્ટિએ નહિ, પણ બધાના હિતની દૃષ્ટિએ પોતાના ધ્યેયનો વિચાર કરવો જોઇએ એની કાર્યપ્રવૃત્તિ કોઇને અહિતાવહ ન થાય એનો એણે ખ્યાલ રાખવો જોઇએ એનું માનસ લોકબન્ધુતાના વિશદ ભાવથી રગાવુ જોઇએ પોતે સમાજથી જુદી અને અલગ વ્યક્તિ છે એવી રીતે વર્તવુ એ સમાજના ઋણનો ઇન્કાર કરી દેવાળુ કાઢવા જેવુ છે પોતે સમાજના એક અશ યા ઘટક તરીકે છે એમ વિચારી તથા સમાજહિતથી વિરુદ્ધ હોય એવુ પોતાનુ એકલાનુ હિત હોઇ અસભવિત છે એમ સમજી એણે પોતાના હૈયે સમાજહિતની ભાવના વહેતી રાખવી જોઇએ.

ધર્મ અને જીવનને અલગ પાડી શકાય નહિ, ધર્મ જીવનમા, બીજાઓ સાથેના વ્યવહારમા ઓતપ્રોત થવો જોઇએ જો ધર્મને જીવનથી અલગ પાડવામા આવે તો તે

ખરો ઉપયોગ કોઇપણ કાર્યનો આરંભ કરવા વખતે કરવાનો છે સારા કામનુ સારૂં ફળ અને બુરાનુ બુરૂં એ નિયમ જો ધ્યાનમા રખાય તો માણુસ અશુભ કાર્ય કરતાં કંપે, અચકાય અને સત્કાર્ય કરવા તરફ જ પ્રોત્સાહિત રહે પૂર્વે કરેલા દુષ્કર્મોના કટુ ફળ ભોગવવા વખતે તત્સંબંધી વિચાર કરવા કે રોવા બેસવું એનો કંઇ અર્થ નથી. એ તો દૂધ ઢળી ગયા પછી આંસુ સારવા જેવું છે. છતાંયે એ કટુ અનુભવના અશ્રુસારણ પાછળ પશ્ચાત્તાપ હોય અને ભવિષ્યને માટે સારશ્લક્ષણ કરી તદનુસાર વર્તવા તત્પર થવાય તો જરૂર કલ્યાણકારી વાત છે.

ખરી વાત એ છે કે સર્પ, વિષ વગેરેની ભયાનકતા તથા દુઃખકારકતામાં જે વિશ્વાસ છે એવો વિશ્વાસ-દુષ્કર્મોની ભયાનકતા તથા દુઃખકારકતામાં જ્યારે પેદા થાય ત્યારે કર્મવાદમા શ્રદ્ધા પેદા થઇ ગણાય પૂર્વ જન્મનાં કરેલ કર્મ આ જન્મમાં ફળે છે, તેમ આ જન્મમા કરેલાં કર્મ પણ આ જન્મમાં ફળે છે એ વાત જણાવતો શ્રી ભગવતી સૂત્રનો આ પ્રમાણે ઉલ્લેખ છે:-

"परलोअकडा कम्मा इहलोए वेइज्जंति,
इहलोअकडा कम्मा इहलोए वेइज्जंति।"

યોગદર્શનના क्लेशमूलः कर्माशयो दृष्टादृष्टजन्मवेदनीयः એ (૨, ૧૨) સૂત્રમા પણ આ જ વાત પ્રકટ છે.

કર્મવાદનો નિયમ ખરો છે-એમ મોઢેથી બોલવું અને તેમ છતાં કાર્ય કરતી વખતે એ નિયમનો ઇરાદાપૂર્વક અનાદર કરવો એ કર્મવાદ ઉપરની અશ્રદ્ધા સૂચવે છે

અથવા ભવિષ્યમાં આવી પડનારાં કટુ ફળ કરતાં તાત્કાલિક ભૌતિક લાભ વિશેષ ગમે છે એમ જાહેર કરે છે. કોઇ વખતે પરિસ્થિતિવશાત્ અણછૂટકે કે કોઇના અનિવાર્ય દબાણથી કર્મવાદના નિયમની ઉપેક્ષા કરવા વિવશ થવું પડે છે ત્યારે પણ કર્મબન્ધ થાય છે અવશ્ય, પણ સ્થિતિ અને રસ એનાં થોડાં હોય છે

(૧૨)

## કર્મવિચાર—૨

કર્મ ઉદયમાં આવે ત્યારે તેને સમતાથી—શમભાવથી ભોગવી લેવામાં ડહાપણ છે. એમ ભોગવી લેવાથી એ કર્મ ખતમ થતાં નવાં કર્મો મૂકી જતું નથી પણ જ્યારે કર્મનાં સુખભોગરૂપ ફળ આસક્તિથી અને દુઃખભોગરૂપ ફળ આર્તધ્યાનથી (દુર્ધ્યાનથી) ભોગવવામાં આવે ત્યારે એ પ્રકારે ભોગવવાના પરિણામે બીજા નવા કર્મબન્ધો જડાઇ જાય છે અતઃ સુખભોગના ઉદયકાળે સુખભોગમાં નહિ રંગાતાં એટલે કે અનાસક્તપણે સમભાવથી એ ઉદિત કર્મને ભોગવી લેવાથી અને દુઃખની હાલતમાં હિમ્મતથી મનને શાન્તિમાં રાખી દુઃખને (એ ઉદિત અસાત-કર્મને) ભોગવી લેવાથી એ (ઉદયાગત) કર્મ નિઃશેષ ક્ષીણ થઇ જાય છે; અર્થાત્ એના અનુસન્ધાનમાં નવાં કર્મો બંધાવા પામતાં નથી.

કર્મયોગથી ભોગસામગ્રી ઉપસ્થિત થઇ, પણ એમાં મોહવિકારને વશ થવું કે ન થવું એ આત્માની પોતાની સત્તાની વાત છે. "विकारहेतौ सति विक्रियन्ते येषां न

ચેતાંસિ ત એવ ધીરાઃ"×અર્થાત્ જેઓ વિકારસામગ્રી ઉપસ્થિત થતાં વિકારને વશ થતા નથી તેઓ જ ધીર છે ષડ્રસભોજન કંઇ જીભ પર બળાત્કાર કરી તેમાં પરાણે પ્રવેશ કરતાં નથી; શ્રુતિમનોહર રાગ આપણા કાનમાં પેસી બળાત્કારે આપણને લુબ્ધ કરતા નથી; તે જ પ્રમાણે ઇન્દ્રિયોના બધા વિષયો આત્માની અનિચ્છા છતાં બળાત્કારે તેને ભોગમા જોડતા નથી સ્થૂલભોગમાં વિલાસની ઇચ્છાનો ઉદય, આત્મા એમાં રસિયો ન થાય ત્યા સુધી, બળવાન્ થઇ શકતો નથી, અને એમાં રસિયા થવું કે ન થવું (એમાં રસનું સિંચન કરવુ કે ન કરવું) એ આત્માની પોતાની સત્તાની વાત છે મતલબ કે ઉદયમાં ન જોડાવું, તેમાં રસવૃતિ ન કરવી, રસવૃત્તિને જ્ઞાનબળ વડે ક્ષીણ કરી નાખવી એ જ કર્મોદયજન્ય વિકારનો પરાજય કરવાનો ઉપાય છે

ભોગસામગ્રી પાસે ઉપસ્થિત હોય, પણ માણસ પોતાના અન્તર્ બળથી "હઠીલો" બની પોતાના આસન ઉપરથી ખસે નહિ, તો ઉપસ્થિત ભોગસામગ્રી તેને વળગવાની હતી કે? મતલબ કે મનુષ્ય પોતાના દૃઢ મનોબળનો ઉપયોગ કરી ભોગમાં જોડાવાથી દૂર રહી શકે છે; પણ જો તે ધીરજ ગુમાવી બેસે તો ભોગમાં લપસેલો જ પડયો છે; અને પછી એનો દોષ "કર્મ"ને માથે મૂકવો એના કરતાં એની પોતાની આત્મિક નિર્બલતા ઉપર મૂકવો એ વધારે અર્થવાળું અને ઔચિત્યયુક્ત છે.

×કાલિદાસના 'કુમારસંભવ' કાવ્યનું ઉત્તરાર્ધ.

અનેક જ્ઞાની જનોનાં ઉદાહરણો પરથી જણાય છે કે જ્ઞાની જન ખાન–પાનાદિ ભોગ કરે છે છતાં એમાં **અનાસક્તપણે** વર્તતો હોઇ કર્મબન્ધોના બાધાકારક સંસર્ગથી મુક્ત રહે છે ન્યાયયુક્ત, ઔચિત્યયુક્ત ઉપયોગી ભોગ સમતાથી થાય, જાગ્રત્ રહીને થાય તો એમાં કંઇ ડરવાપણું રહેતું નથી

(૧૩)

## કર્મવિચાર—૩

સંસારવર્તી જીવની કોઇ પણ જીવનઘટના પાછળ સાધારણ રીતે પૂર્વકર્મનું બળ રહેલું જ છે. એટલે કોઇ ભૌતિક, શારીરિક કે આર્થિક આપત્તિ આવી પડે ત્યારે એની પાછળ એ બળનું કામ હોય જ એમ છતાં એ આપત્તિને ઇરાદાપૂર્વક આણનાર માણસ એ આપત્તિ આણવાના ગુનાહમાંથી છૂટી શકતો નથી. એ ગુનાહ માટે એને આ દુન્યવી શાસનની સજા મળે કે ન મળે, પ્રાકૃતિક શાસનની (કાર્મિક શાસનની) સજા તો મળે જ છે

કોઇ માણસનું ખૂન થવામાં એ મરનાર માણસના, અથવા કોઇ માણસના લુંટાવામાં એ લુંટાનાર માણસના પૂર્વકર્મનુ કારણ પણ ભેગું ભળ્યું હોય છતાં ખૂન કરનાર ખૂની અને લુંટનાર લુંટારો ખૂન કરવાના કે લુંટવાના અપરાધ માટે નિઃશંક ગુનેહગાર છે, અને દુન્યવી ન્યાયશાસનમાં જેમ તેઓ યોગ્ય સજાને પાત્ર છે તેમ તેમને કુદરત ('કર્મ')ની સજા પણ મળે છે એ ખૂની કે લુંટારો મરનાર કે લુંટાનારના નસીબનુ કારણ બતાવી પોતાનો બચાવ કરી

શકતા જ નથી; ધાર્મિક કાયદાની રૂએ પણ એ રીતે એમનો બચાવ થઇ શકતો જ નથી. એ પ્રકારનું (મરનાર કે લુંટાનારના નસીબનું) કારણ બતાવવું એ હકીકતે ગમે તેટલું બરોબર હોય છતા એમના (ખૂની કે લુંટનારના) પક્ષે તો **હડહડતી ડાંડાઈ** જ ગણાય એ ડાંડાઇ કંઇ ખપ લાગતી નથી અને પોતાના કૃત્યનું ફળ એમને મળે જ છે.

પરન્તુ ગુનાહ ગુનાહમાં ફરક અને તફાવત હોય છે; જે ગુન્હો સામાન્ય પ્રકારનો હોય અથવા જેની સામે યોગ્ય પ્રતીકારની શકયતા ન હોય એવી હાલતમાં એ ગુન્હાને અંગે મનમાં ડંખ રાખવો અને વ્યર્થ વૈરવૃત્તિ સેવવી એનો કશો અર્થ નથી; એટલે વિવેકબુદ્ધિને આગળ કરી એના (એ ગુનેહગાર) પ્રત્યે વૈરવૃત્તિ ન રાખતાં એ વખતે કર્મસંસ્કારના બળને (કર્મવાદના સિદ્ધાન્તને) વિચારવું ઉપયુક્ત થાય છે; એ વખતે એ પ્રકારના વિચારનો આશ્રય લઇ શમભાવ ધારણ કરવો ઉપયોગી અને હિતાવહ છે.

પરન્તુ તમને કોઇ મારવા આવે અને તેનો તમે પ્રતીકાર કરો તો તમે વૈર રાખો છો એમ કોઇ કહેશે નહિ. તમે ધીરેલા રૂપીયા કોઇ તમને પાછા ન આપે અને તે મેળવવા તમે દાવો કરો તો તમે વૈર રાખ્યું એમ કોઇ ગણશે નહિ કોઇ તમારી ચીજ-વસ્તુ લઇ જતો હોય અને તે ચીજવસ્તુનું રક્ષણ કરવા તમે પ્રયાસ કરો તો તમે વૈર રાખ્યું એમ કોઇથી બોલી શકાય નહિ. આવા પ્રસંગોએ તમે શઠ, ચોર, ઠગ, લબાડ કે ગુંડાનો યોગ્ય સામનો કરો એમાં કશુંય ખોટું નથી-ધર્મશા[illegible] શાસનની રૂએ પણ

કર્મશાસ્ત્ર પણ કર્મનો ઉદય થવામાં સમુચિત ઉદ્યમનો અવકાશ માને છે, તેમજ કર્મના ઉદયને દુર્બલ બનાવવામાં પણ યોગ્ય ઉદ્યમને આવકારે છે. જીવનયાત્રામાં યોગ્ય ઉદ્યમ, પ્રયત્ન, પુરુષાર્થને મહત્ત્વપૂર્ણ સ્થાન છે એમ એ બરાબર સ્વીકારે છે. ગયેલું-ગુમાવેલું મેળવવામાં ઉદ્યમ ઉપયોગી થઇ શકે છે. માંદા પડયા પછી દવા કરીએ જ છીએ ને! સ્વરક્ષા પરરક્ષા માટે કે ન્યાયની પ્રતિષ્ઠા ખાતર કરાતાં યોગ્ય પ્રતીકારનાં કાર્યો વૈરવૃત્તિથી થાય છે એમ કહી શકાય નહિ. રામચન્દ્રજીનો રાવણની સામેનો સામનો ન્યાય્ય હતો. લુંટારો તમારું કંઇ ઉઠાવી જાય અને તમે કાયર બની બેઠાબેઠા ટગરટગર જોયા કરો-અને મનમાં તો બળી રહ્યા હો-એ નામર્દાઇ છે અલબત્ત તત્કાલીન પરિસ્થિતિનું માપ કાઢવું જરૂરી છે અને તદનુસાર પ્રયત્ન કરવો વાજબી ગણાય કેમકે **अल्पस्य हेतोर्बहु हातुमिच्छन् विचारमूढः प्रतिभाति लोके***

અર્થાત્—થોડા માટે બહુ ગુમાવવા ઇચ્છતો માણસ વિચારમૂઢ ગણાય છે એમ ન થવું જોઇએ.

(૧૪)

## કર્મવિચાર—૪

સમાજમાં દરેક વ્યક્તિને પોતાનું ભૌતિક, માનસિક અને આધ્યાત્મિક હિત સાધવાને છૂટ હોવી જોઇએ. પરન્તુ

---

*કાલિદાસના રઘુવંશની ઉત્તરાર્ધઉક્તિ-અર્થના ફેરફાર વગર, જગ્યા પૂરવા ખાતર છેલ્લા બે અક્ષરો બીજા પૂરીને, અને सि ને બદલે ति મૂકીને.

તેણે સાથે સાથે સામાજિક નીતિ—ન્યાયના નિયમોનું બન્ધન સ્વીકારવું જોઇએ જે સામાજિક રૂઢિઓ ન્યાય અને નીતિને સંગત હોય તેવી રૂઢિઓનું પાલન સામાજિક સુવ્યવસ્થા માટે આવશ્યક છે પરન્તુ જે સામાજિક રૂઢિઓ અજ્ઞાનજનિત કે વિવેકહીન હોય, પોતાની ઉત્પત્તિના જમાનામાં ગમે તેવા સંજોગોમાં ઉત્પન્ન થઇ હોય પણ વર્તમાન કાળમાં અસંગત અને હાનિકારક હોય, કુરૂઢિઓમાં ગણાવા પાત્ર હોય અને જે રૂઢિઓને કાઢી નાખવાથી સામાજિક વ્યક્તિઓના સુખમાં વૃદ્ધિ થતી હોય અથવા દુઃખમાં કમી થતી હોય—છતાં—એવી રૂઢિઓને ભ્રમવશ વિચાર વિના દુરાગ્રહથી સમાજ વળગી રહે અને એથી એ સમાજની વ્યક્તિઓને દુઃખાપત્તિ થતી હોય એવા પ્રસંગે, તે દુઃખાપત્તિ જેમને સહન કરવી પડતી હોય તેમને એમ કહેવું કે તે દુઃખાપત્તિ તે કુરૂઢિઓના લીધે નહિ, પણ પૂર્વકર્મના લીધે છે અને તેમણે તે નીચી મૂડીએ સહન કરી લેવી જોઇએ, તે તેમને અફીણ આપી તેનો નશો કરાવી ઉઘાડી દેવા જેવું છે આવા પ્રસંગે પ્રત્યક્ષ દોષ તે કુરૂઢિનો છે જેમ કાંટો ભોંકાવાથી થતી વેદના કાંટાથી છે, તેમ કુરૂઢિના આક્રમણથી થતાં દુઃખ કુરૂઢિને આભારી છે, અને એના જવાબદાર એ કુરૂઢિના પ્રચારકો અને પોષકો છે, જેમનો સંગઠનશક્તિના ન્યાયપૂત આન્દોલનથી સામનો કરી કુરૂઢિના દુઃખદ અને અવનતિકારક વાતાવરણને મિટાવી દેવું જોઇએ તેમ થવાથી પૂર્વકર્મનું એ (કુરૂઢિરૂપ હથિયારનું) બળ હણાઇ જશે. જે વાત કુરૂઢિઓને લાગૂ પડે છે તે વાત, ગરીબોનું શોષણ

કરનારા મૂડીવાદને તેમજ નબળી પ્રજાઓને ગુલામ બનાવી ચૂસી ખાનારા સામ્રાજ્યવાદને પણ લાગૂ પડે છે.

(૧૫)

## કર્મવિચાર—૫

નસીબ અજ્ઞેય હોઇ માણસના હાથમાં તો ઉદ્યમ જ કરવાનો રહે છે ખોદીએ તો જમીનમાં પાણી હોય તો નિકળે, તેમ ઉદ્યમ દ્વારા, ભાગ્ય હોય તો પ્રકાશમાન થાય છે સદ્બુદ્ધિની પવિત્ર રોશની સાથેની પ્રયત્નશીલતા માણુસની વર્તમાન દુર્દશાને પણ ભેદી નાખી સુખનાં દ્વાર તેને માટે ખુલ્લાં કરી દે છે, તેમજ અશુભ કર્મોનાં ભાવી આક્રમણો ઉપર પણ ફટકો લગાવી શકે છે. મતલબ કે કર્મવાદના નામે નિર્બલ કે નિરાશ ન થતા માણસે આત્માના બળની સર્વોપરિ મહત્તાને ધ્યાનમાં લઇ શકય તેટલા પુરુષાર્થી બનવું જોઇએ ઉપસ્થિત કષ્ટ દૂર થતું ન હોઇ ભોગવવું પડે તેમ હોય તો કાયરતાથી ભોગવી નવાં અશુભ કર્મો ઉપાર્જવાને બદલે પ્રશસ્ય સમભાવથી ભોગવવામાં માણસની ખરી સમજદારી અને મર્દાનગી છે; અને એ વખતે મનને સ્વસ્થ રાખવાનુ બળ આપનાર કર્મવાદ છે, જે સૂચવે છે કે અવશ્યભાવી કર્મ કોઇને છોડતું નથી, મોટામોટા પણ એના ફળ-વિપાકમાંથી છૂટી શકયા નથી જાણુવું જોઇએ કે તકલીફ કે કષ્ટ એની મેળે નથી આવતાં, આપણાં વાવેલાં જ ઊગે છે, માટે એમને નિવારવાના યોગ્ય ઉપાય લેતા રહીને પણ, જેટલા પ્રમાણમાં ભોગવવાં પડે, શૂરા બનીને ( આધ્યાત્મિક વીરતાથી ) ભોગવીએ, ભોગવી લઇએ એ રીતે

તેણે સાથે સાથે સામાજિક નીતિ–ન્યાયના નિયમોનું બન્ધન સ્વીકારવું જોઇએ જે સામાજિક રૂઢિઓ ન્યાય અને નીતિને સંગત હોય તેવી રૂઢિઓનું પાલન સામાજિક સુવ્યવસ્થા માટે આવશ્યક છે પરન્તુ જે સામાજિક રૂઢિઓ અજ્ઞાનજનિત કે વિવેકહીન હોય, પોતાની ઉત્પત્તિના જમાનામાં ગમે તેવા સંજોગોમા ઉત્પન્ન થઇ હોય પણ વર્તમાન કાળમાં અસંગત અને હાનિકારક હોય, કુરૂઢિઓમાં ગણાવા પાત્ર હોય અને જે રૂઢિઓને કાઢી નાખવાથી સામાજિક વ્યક્તિઓના સુખમાં વૃદ્ધિ થતી હોય અથવા દુઃખમાં કમી થતી હોય–છતાં–એવી રૂઢિઓને ભ્રમવશ વિચાર વિના દુરાગ્રહથી સમાજ વળગી રહે અને એથી એ સમાજની વ્યક્તિઓને દુઃખાપત્તિ થતી હોય એવા પ્રસંગે, તે દુઃખાપત્તિ જેમને સહન કરવી પડતી હોય તેમને એમ કહેવું કે તે દુઃખાપત્તિ તે કુરૂઢિઓના લીધે નહિ, પણ પૂર્વકર્મના લીધે છે અને તેમણે તે નીચી મૂંડીએ સહન કરી લેવી જોઇએ, તે તેમને અફીણ આપી તેનો નશો કરાવી ઉંઘાડી દેવા જેવું છે આવા પ્રસંગે પ્રત્યક્ષ દોષ તે કુરૂઢિનો છે. જેમ કાંટો ભોંકાવાથી થતી વેદના કાંટાથી છે, તેમ કુરૂઢિના આક્રમણથી થતાં દુઃખ કુરૂઢિને આભારી છે, અને એના જવાબદાર એ કુરૂઢિના પ્રચારકો અને પોષકો છે, જેમનો સંગઠનશક્તિના ન્યાયપૂત આન્દોલનથી સામનો કરી કુરૂઢિના દુઃખદ અને અવનતિકારક વાતાવરણને મિટાવી દેવું જોઇએ તેમ થવાથી પૂર્વકર્મનું એ (કુરૂઢિરૂપ હથિયારનું) બળ હણાઇ જશે.

જે વાત કુરૂઢિઓને લાગૂ પડે છે તે વાત, ગરીબોનું શોષણ

કરનારા મૂડીવાદને તેમજ નબળી પ્રજાઓને ગુલામ બનાવી ચૂસી ખાનારા સામ્રાજ્યવાદને પણ લાગૂ પડે છે.

(૧૫)

## કર્મવિચાર—૫

નસીબ અજ્ઞેય હોઇ માણસના હાથમાં તો ઉદ્યમ જ કરવાનો રહે છે ખોદીએ તો જમીનમાં પાણી હોય તો નિકળે, તેમ ઉદ્યમ દ્વારા, ભાગ્ય હોય તો પ્રકાશમાન થાય છે સદ્‌બુદ્ધિની પવિત્ર રોશની સાથેની પ્રયત્નશીલતા માણસની વર્તમાન દુર્દશાને પણ ભેદી નાખી સુખનાં દ્વાર તેને માટે ખુલ્લાં કરી દે છે, તેમજ અશુભ કર્મોનાં ભાવી આક્રમણો ઉપર પણ ફટકો લગાવી શકે છે. મતલબ કે કર્મવાદના નામે નિર્બલ કે નિરાશ ન થતા માણસે આત્માના બળની સર્વોપરિ મહત્તાને ધ્યાનમાં લઇ શક્ય તેટલા પુરુષાર્થી બનવું જોઇએ ઉપસ્થિત કષ્ટ દૂર થતું ન હોઇ ભોગવવું પડે તેમ હોય તો કાયરતાથી ભોગવી નવાં અશુભ કર્મો ઉપાર્જવાને બદલે પ્રશસ્ય સમભાવથી ભોગવવામાં માણસની ખરી સમજદારી અને મર્દાનગી છે; અને એ વખતે મનને સ્વસ્થ રાખવાનુ બળ આપનાર કર્મવાદ છે, જે સૂચવે છે કે અવશ્યભાવી કર્મ કોઇને છોડતુ નથી, મોટામોટા પણ એના ફળ-વિપાકમાંથી છૂટી શક્યા નથી જાણવું જોઇએ કે તકલીફ કે કષ્ટ એની મેળે નથી આવતાં, આપણાં વાવેલાં જ ઊગે છે, માટે એમને નિવારવાના યોગ્ય ઉપાય લેતા રહીને પણ, જેટલા પ્રમાણમાં ભોગવવાં પડે, શૂરા બનીને (આધ્યાત્મિક વીરતાથી) ભોગવીએ, ભોગવી લઇએ એ રીતે

ભરેલા વર્તન ઉપર કે પોતાની નિર્વિચારતા ઉપર નાખવા જોઇએ, અને એમાથી યોગ્ય બોધ લેવો જોઇએ કોઇ માણસ કે ગરીબ જનો ઉપર અન્યાય થતો જોઇ તે લોકોના પૂર્વભવનો વાક કાઢવા ન રોકાતા તેમની મદદે સત્વર દોડી જવુ એ કર્તવ્ય છે કોઇ દુખાક્રાન્તને જોઇ તેના ઉદ્ધાર માટે પ્રયત્ન ન કરતા તેને તેના કર્મ ઉપર છોડી દેવો એ પાપ છે ધર્મશાસ્ત્ર કે કર્મશાસ્ત્ર કર્મવાદના આધાર પર લમણે હાથ દઇ નિષ્ક્રિય બેસી ન રહેતા કર્મને-કર્મની અમરને તોડવા પ્રયત્ન કરવાનુ જણાવે છે

કર્મના સુક્ષ્મ યા અગોચર 'કારખાના'ની સુગૂઢ ક્રિયાની આપણને કશી જ ખબર નથી, એટલે આપણા હાથમા તો વિવેકયુક્ત ઉદ્યમ જ કરવાનો રહે છે જન્માન્તરવાદ કે કર્મવાદ એ નિરુદ્યમવાદ કે આલસ્યવાદ નથી, પણ યોગ્ય ઉદ્યમ અને પ્રગતિગામી પ્રયત્ન કરવાનો નિર્દેશ કરતા ઉપયોગી વાદ છે, જે કહે છે કે યોગ્ય પુરુષાર્થ કરી કર્મના આવરણોને ભેદી માણસે આગળ પ્રગતિ કરવી જોઇએ અને પ્રગતિમા આગળ વધી પૂર્ણ મોક્ષ મેળવવો જોઇએ જન્માન્તરનું અનુસન્ધાન કરવું એ કર્મવાદના કર્મનું કાર્યક્ષેત્ર છે, પણ એ અણસુધરેલ હોય તો એને સુધારવાનું કાર્ય કરવાનો, તેમજ અનિષ્ટ કર્મના કે કર્મોદયમા પલટો આણવાનો માણસના હાથમા અવકાશ પણ છે એમ કર્મશાસ્ત્રનું નિવેદન છે.

જીવ પોતાની ક્રિયાથી કર્મ બાધે છે અને પોતાની ક્રિયાથી તોડી પણ શકે છે જન્માન્તરના કર્મ બધાયે અભેદ્ય નથી હોતા, ઘણાં ઘણા કર્મ યોગ્ય પ્રયત્નબળથી ભેદી

શકાય તેવાં હોય છે. અરે! "નિકાચિત" કર્મ પણ ભેદાઇ જઇ શકે છે–પાવિત્ર્યપૂર્ણ પરમ શ્રેષ્ઠ આત્મસાધનાથીx. મતલબ કે કર્મના ભરોંસે અકર્મણ્ય બનવું યોગ્ય નથી. યોગ્ય પ્રયત્ન–પ્રવાહ પણ જ્યારે સફલતાને ન વરે અથવા પ્રયત્ન કરવાની યોગ્ય ભૂમિકા જ ન સાંપડે ત્યારે તે હાલતમાં કર્મને અભેદ્ય પ્રકારનું સમજી શકાય અને એમ સમજી ચિત્તને પ્રશાન્ત સ્થિતિમાં રાખવા જેટલું ધૈર્ય ધારણ કરી અનનુકૂલ કે પ્રતિકૂલ પરિસ્થિતિને સહન કરી લેવી જોઇએ.

ટૂંકમાં, પોતાના કૃત્યનું શું પરિણામ પોતાના શરીર કે મન ઉપર અથવા પોતાના ઇષ્ટ જન ઉપર આવશે એનો વિચાર કર્યા વગર–એટલે કે પરીક્ષિત કે સંભાવ્ય કાર્યકારણ–ભાવસમ્બન્ધને અવગણીને–અન્ધશ્રદ્ધા કે અજ્ઞાનતાથી અથવા લોભલાલચથી કરેલ પ્રવૃત્તિનું કંઇ અનિચ્છનીય દુષ્પરિણામ આવે તો તેને માટે તેણે પોતાના અજ્ઞાન કે અવિવેકીપણાને અથવા પોતાના લોભિયાપણાને દોષ દેવો જોઇએ. સારા–નરસા અથવા સંભાવ્ય–અસંભાવ્ય પરિણામને સમજવાની બુદ્ધિરૂપ

---

x"નિકાચિત" (અભેદ્ય) ગણાતું પણ કર્મ કઈ રીતે ટૂટી શકે છે તે બાબતમાં ઉપાધ્યાય શ્રીવિજયજી પોતાની ૨૬ મી દ્વાત્રિંશિકામા નીચેના શ્લોકથી જણાવે છે:—

निकाचितानामपि यः कर्मणां तपसा क्षयः ।
सोऽभिप्रेत्योत्तमं योगमपूर्वकरणोदयम् ॥२४॥

અર્થાત્—"નિકાચિત" કર્મનો પણ ક્ષય તપથી થવાનું જે જણાવવામાં આવ્યું છે તે ઉચ્ચ શ્રેણી-ભૂમિના યોગને આશ્રીને સમજવું, બાહ્ય તપને કે જે તે તપને આશ્રીને એ સમજવાનું નથી.

વિવેક કાર્યકારણના સમ્બન્ધને વિચાર્યા વગર કશું કાર્ય કરતો નથી, અને જ્યાં વિવેકનો અભાવ હોય છે ત્યાં અન્ધશ્રદ્ધા કે અજ્ઞાનતા કામ કરતાં હોય છે; સમજવા છતાંય લોભાદિ દોષને વશ થઇ ઉધું વર્તવાનાં પરિણામ બુરાં આવે છે એ પણ ખુલ્લું જ છે.

## કર્મવિચાર—૭

માણુસો કહે છે કે દાન, પૂજા, સેવા વગેરે કાર્યો કરવાથી શુભ કર્મ (પુણ્ય) બંધાય છે અને કોઇને કષ્ટ પહોંચાડવાથી કે એની ઇચ્છાવિરુદ્ધ કામ કરવાથી અશુભ કર્મ (પાપ) બંધાય છે. પરન્તુ પુણ્ય–પાપનો નિર્ણય કરવાની મુખ્ય કસોટી આ (બાહ્ય ક્રિયા) નથી કારણ કે કોઇને કષ્ટ પહોંચાડવા છતાં અથવા કોઇની ઇચ્છાવિરુદ્ધ કામ કરવા છતાં માણુસ પુણ્યનું ઉપાર્જન કરી શકે છે. એ જ પ્રમાણે દાન, પૂજન વગેરે કરવા છતાં માણુસ પુણ્યોપાર્જન ન કરતાં પાપોપાર્જન કરી લે છે. એક પરોપકારી ચિકિત્સક જ્યારે કોઇ પર શસ્ત્રક્રિયા કરે છે ત્યારે તે રોગીને જરૂર કષ્ટ પહોંચે છે; હિતૈષી માબાપ અણુસમજુ છોકરાને જ્યારે એની ઇચ્છાવિરુદ્ધ ભણાવવા માટે પ્રયાસ કરે છે ત્યારે એ છોકરાને દુઃખ જેવું લાગે છે. પણ એટલા જ માત્રથી એ ચિકિત્સક અનુચિત કાર્ય કરનાર ગણાતો નથી, અને એ માબાપ દોષી ગણાતાં નથી. આથી ઉલટું, જ્યારે કોઇ, ભોળા માણુસોને ઠગવાના ઇરાદે અથવા કોઇ તુચ્છ આશયથી

દાન, પૂજન વગેરે ક્રિયા કરે છે ત્યારે તે પુણ્યને બદલે પાપ બાંધે છે. માટે પુણ્ય-પાપના બન્ધની સાચી કસોટી કેવલ ઉપર ઉપરની ક્રિયા નથી, પણ એની યથાર્થ કસોટી કર્તાનો આશય જ છે શુભ આશયથી જે કામ કરવામાં આવે છે તે પુણ્યનું નિમિત્ત અને બુરા આશયથી જે કામ કરવામાં આવે છે તે પાપનું નિમિત્ત થાય છે પુણ્ય-પાપની આ કસોટી બધાને કબૂલ છે. કેમકે "**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी**" એ સિદ્ધાન્ત સર્વમાન્ય છે પરન્તુ શુભ આશયથી કરાતા કાર્યમાં પણ સાવધાની અને વિવેકની ખાસ જરૂર છે ઉપયોગમાં ધર્મ મનાયો છે અને **विवेको दशमो निधिः** છે એમાં ખામી હોય તો લાભને બદલે હાનિ સંભાવ્ય છે

(૧૮)

## કર્મવિચાર—૮

સાધારણ માણસો એમ સમજી બેઠા છે કે અમુક કામ ન કરવાથી આપણને પુણ્ય-પાપનો લેપ નહિ લાગે. આથી તેઓ એ કામને તો છોડી દે છે, પણ બહુધા માનસિક રાગ અથવા માનસિક ક્રિયા એમના છૂટતાં નથી આથી તેઓ કર્મના લેપથી પોતાને મુક્ત કરી શકતા નથી. અતએવ વિચારવું જોઇએ કે સાચી નિર્લેપતા શું છે? લેપ (બન્ધ), માનસિક ક્ષોભને અર્થાત્ કષાયભાવને કહેવામાં આવે છે. જો રાગદ્વેષ નથી, જો ચિત્ત નિષ્કષાય-શુદ્ધ છે, તો ઉપરની કોઈ પણ ક્રિયા આત્માને બન્ધનમાં નાખવા–રાખવા સમર્થ

નથી. એથી ઉલટું, જો કષાય-વિકાર પોતાની મનોભૂમિ પર પથરાયલા છે તો ઉપરના હજાર પ્રયત્નો કરવા છતાં કોઇ પોતાને બન્ધનોમાંથી છોડાવી શકતો નથી

કષાયરહિત વીતરાગ સર્વત્ર જલમાં કમલની જેમ નિર્લેપ રહે છે, પણ કષાયવાન્ આત્મા યોગનો-સંન્યાસનો સ્વાંગ રચીને પણ તલમાત્ર પણ શુદ્ધિ કરી શકતો નથી. સાચી નિર્લેપતા આસક્તિને ત્યાગવામાં છે. આસક્તિને છોડી સ્વપરહિતકારક કામ કરાય તે અશુભ બન્ધક થતું નથી. માનસિક ક્ષોભ જેટલો છુટે, જેટલો સમભાવ અર્થાત્ રાગદ્વેષાભાવ સધાય તેટલું નિર્લેપપણું સધાતું જાય છે. કહ્યું છે:—

**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।**
**बन्धाय विषयाऽऽसंगि मोक्षे निर्विषयं स्मृतम् ॥**

(મૈત્ર્યુપનિષદ્)

અર્થાત્—માણસનું મન જ બન્ધ અને મોક્ષનું કારણ છે. વિષયાસક્ત મન બન્ધનું કારણ છે અને અનાસક્ત મન મોક્ષનું.

(૧૯)

## કર્મવિચાર—૯

કર્મના સામાન્યતયા બે અર્થ થાય છે એક અર્થ તો કોઇ કામ [कर्म=कम्म=કામ], ક્રિયા કે પ્રવૃત્તિ એને કર્મ કહેવામાં આવે છે; અને બીજો અર્થ જીવની ક્રિયા-પ્રવૃત્તિ દ્વારા "કર્મવર્ગણા"નાં જે પુદ્ગલો જીવ તરફ ખેંચાઇ એને ચોટે છે તે પુદ્ગલોને "કર્મ" કહેવામાં આવે છે જે કરાય તે કર્મ એ 'કર્મ' શબ્દની વ્યુત્પત્તિ કર્મના આ બન્ને અર્થોમાં ઘટે છે. "કર્મવર્ગણા"નાં પુદ્ગલો એમ તો લોકા-

કાશમાં સર્વત્ર ભર્યાં પડયાં છે, પણ એ પુદ્ગલો જીવની ક્રિયા-પ્રવૃત્તિ દ્વારા ખેંચાઇ જીવને ચોટે છે-જીવ સાથે બંધાય છે ત્યારે "કર્મ" સંજ્ઞાથી અભિહિત થાય છે આમ, જીવબદ્ધ કાર્મિક પુદ્ગલોને "કર્મ" કહેવામાં આવે છે વિશેષ સમજુતી એવી છે કે જીવબદ્ધ કાર્મિક ( કર્મરૂપે પરિણત ) પુદ્ગલોને 'દ્રવ્યકર્મ' કહેવામાં આવે છે અને જીવના રાગદ્વેષાત્મક પરિણામને 'ભાવકર્મ'. જીવ ( વિભાવ દશામાં ) ભાવકર્મનો કર્તા છે અને દ્રવ્યકર્મનો પણ કર્તા છે ભાવકર્મથી દ્રવ્યકર્મ અને દ્રવ્યકર્મથી ભાવકર્મ એમ એ બન્નેનો પરસ્પર બીજાંકુરની જેમ કાર્યકારણભાવસંબંધ છે×

---

×જૈનેતર દર્શન-સમ્પ્રદાયોમા માયા, અવિદ્યા, પ્રકૃતિ, અપૂર્વ, વાસના, આશય, ધર્માધર્મ, અદૃષ્ટ, સંસ્કાર, દૈવ, ભાગ્ય વગેરે શબ્દો "કર્મ" માટે વ્યવહૃત છે માયા, અવિદ્યા, પ્રકૃતિ એ ત્રણ શબ્દો વેદાન્ત દર્શનમા મળે છે 'અપૂર્વ' શબ્દ મીમાસાદર્શનનો છે 'વાસના' શબ્દ બૌદ્ધ દર્શનમા પ્રસિદ્ધ છે. ( યોગદર્શનમા પણ એ શબ્દ વપરાયેલો છે ) 'આશય' શબ્દ યોગ તથા સાંખ્ય દર્શનમાં અને ધર્માધર્મ, અદૃષ્ટ, સંસ્કાર એ શબ્દો નૈયાયિક તથા વૈશેષિક દર્શનમા પ્રચલિત છે દૈવ, ભાગ્ય, પુણ્ય-પાપ વિગેરે અનેક શબ્દો એવા છે જે બધા દર્શનસમ્પ્રદાયોમાં, આમ જનતામા સાધારણ રીતે વ્યવહૃત છે. જેટલા દર્શન આત્મવાદી છે અને પુનર્જન્મને સ્વીકારે છે તે બધાં કર્મને માને છે, અને પુનર્જન્મની ઉપપત્તિ માટે માનવુ જ પડે

(૨૦)

## કર્મવિચાર (શાસ્ત્રીય વિવેચન)—૧૦

જૈનદર્શનમાં 'કર્મ' એ ક્રિયા પ્રવૃત્તિનો સંસ્કારમાત્ર નથી, કિન્તુ કર્મ એક વસ્તુ છે-દ્રવ્યભૂત વસ્તુ છે જીવની ક્રિયા-પ્રવૃત્તિ [ માનસિક, વાચિક, કાયિક ], જેને "યોગ" કહેવામાં આવે છે તેનાથી કર્મનાં*પુદ્ગલો આત્મા તરફ ખેંચાય છે-આત્માને સ્પર્શે છે-લાગે છે અને કષાય-(રાગ-દ્વેષ)ના બળે આત્માને ચોટે છે. જીવને રાગ-દ્વેષની વાસના અનાદિકાલથી છે, શરીરધારણ અનાદિકાલથી છે, એટલે અનાદિકાલથી કર્મનાં ખેંચાણ અને બન્ધનના ચક્રમાં એ પડેલો છે એ ચક્રનું જ નામ સંસાર કે સંસારચક્ર. આમ કર્મના સમ્બન્ધના યોગે જીવ સંસારની વિવિધ યોનિઓ (ગતિઓ)માં ભ્રમણ કરી રહ્યો છે કર્મના સમગ્ર સમ્બન્ધથી જ્યારે એ મુક્ત થાય ત્યારે **મુક્ત** થયો કહેવાય. આ પ્રકારની મુક્તિ એ અન્તિમ અને પૂર્ણ **મુક્તિ** છે. કર્મદલના અનન્ત વિસ્તારમાં મોહનું, અર્થાત્ રાગદ્વેષનું-કામ, ક્રોધ, મદ, માયા, લોભ એ ટોળકીનું પ્રમુખ અને અગ્રિમ વર્ચસ્ છે. ભવચક્રનો મુખ્ય આધાર એમના ઉપર છે. એઓ સમગ્ર દોષોના ઉપરિ છે. સકલ કર્મતન્ત્ર પર એમનું અગ્રગામી પ્રભુત્વ અને નેતૃત્વ છે. એમનાથી મુકિત થઇ

*સમગ્ર સંસાર ( સમગ્ર લોકાકાશ ) તરહ તરહની પુદ્ગલ-વર્ગણાઓથી ઠસોઠસ ભરપૂર છે એ વર્ગણાઓ પૈકી એક "કર્મ"ના પ્રકારની વર્ગણા છે, એ વર્ગણાનાં-જથ્થાનાં પુદ્ગલો જીવ સાથે બંધાય છે ત્યારે તે "કર્મ" કહેવાય છે.

જાય તો સમગ્ર કર્મચક્રથી મુક્તિ થયેલી જ છે. એટલા જ માટે કહ્યું છે: "कषायमुक्तिः किल मुक्तिरेव" [ 'કષાયો-(રાગદ્વેષ) થી મુક્ત થવામાં જ મુક્તિ છે ]

સંસારના નાનાવિધ પ્રાણીઓમાં મનુષ્ય સર્વશ્રેષ્ઠ છે વિવેક, બુદ્ધિ એને મળેલાં છે. એ જ્યારે પોતાની વિવેક-બુદ્ધિનો સદુપયોગ કરે છે અને સદાચરણના સન્માર્ગે ચાલે છે ત્યારે એના કર્મબન્ધોનાં બળોની કટુતા ઓછી થાય છે અને મિષ્ટતા વૃદ્ધિગામી બને છે. જીવનું પોતાનું ચૈતન્યબળ જ્યારે વિશિષ્ટ પ્રમાણમાં પુરુષાર્થ ફોરવતું થાય છે ત્યારે એનાં જૂનાં બંધાયલાં કર્મો ખંખેરાતાં જવા સાથે નવા કર્મબન્ધો થવાનું ઉત્તરોત્તર ઘટતું જાય છે જીવની આ પરિસ્થિતિ એ એની મોક્ષ તરફની પ્રગતિ કહેવાય

જીવની ક્રિયામાત્રથી (કોઇ પણ ક્રિયાથી) કર્મબન્ધ થાય છે. જીવન્ત પ્રાણી ક્રિયારહિત હોતો નથી, છેવટે એની માનસિક ક્રિયા પણ હોય છે, એટલે કોઇ પણ પ્રવૃત્તિ કે ક્રિયાના યોગે એને કર્મ બંધાવાનાં ખરાં જ. પણ જે વિવેક-બુદ્ધિપુરસ્સર સદાચરણના ઉજ્જવલ માર્ગ પર ચાલે છે તેને ક્રિયાસુલભ કર્મબન્ધથી ડરવાનું હોય જ નહિ. કેમકે એનાં એવી વિકાસગામી જીવનચર્યા દરમ્યાન જે કર્મ બંધાવાનાં તે કટુફલદાયક હોવાનાં જ નહિ શુભ જીવનચર્યા દરમ્યાન અધિકાંશ સત્કર્મોનો (પુણ્ય કર્મોનો) જ સંભાર ભરાવાનો, જેમાં સુખદાયક અંશો હોવા સાથે આત્મકલ્યાણસાધનમાં ઉપયોગી થાય એવા અંશો પણ હોવાના.

માણુસનું કામ છે પોતાની બુદ્ધિને શુદ્ધ રાખવી અને સત્કર્મપરાયણ રહી આત્મકલ્યાણના સન્માર્ગથી ચલિત ન થવું. એટલું એ ધ્યાનમાં રાખે એટલે બસ. એમાં તમામ દુ:ખો અને તજ્જનક કર્મોનાં ઓષધ સમગ્રપણે સમાયેલાં છે

જેમ હવાથી ધૂલિરજ ઊડીઊડી કોઇ સ્થાને પડે અને ત્યાં ચીકણી-ચિકાસવાળી ચીજ હોય તો તે ચોટી જાય, તેમ જીવની મનોવાક્કાયપ્રવૃત્તિરૂપ 'યોગ'રૂપી હવાથી કાર્મિક પુદ્ગલો જીવ પર પડે છે અને કષાયના યોગે એની સાથે ચોટી જાય છે-બંધાઇ જાય છે કષાયનો નાશ થઇ ગયો હોય તોયે "યોગ" જ્યાં સુધી રહે ત્યાં સુધી કર્મ-પુદ્ગલો (યોગથી ખેંચાઇ) જીવને લાગે ખરાં, પણ ટકે નહિ, જીવને અડીને તરત જ ખરી પડે. જીવ અમૂર્ત છે તો એની સાથે મૂર્ત પુદ્ગલો શી રીતે ચોટી જાય? એવો પ્રશ્ન થવો સ્વાભાવિક છે પણ જીવ સ્વરૂપે (પોતાના મૂળ સ્વરૂપમાં) અમૂર્ત હોવા છતાં હમેશાંથી (અનાદિકાળથી) એક પ્રકારની વાસના [મોહવાસના અથવા રાગદ્વેષવાસના], જે એના વાસ્તવિક શુદ્ધરૂપ સાથે સર્વથા અસંગત છે, તે વાળો હોઇ અને તેને લીધે કાર્મિક પુદ્ગલો એને નિરન્તર વળગતાં હોઇ, એ અમૂર્ત છતાં મૂર્ત જેવો બનેલો છે-હમેશાંથી મૂર્ત જેવી સ્થિતિ ધરાવતો છે. આ શરીરધારણ, ભવભ્રમણ અને સુખ-દુ:ખ તથા વાસનામય જીવનપ્રવાહ એ બધાં જીવનાં છે શરીરધારક જીવ છે, ભવભ્રમણકર્તા જીવ છે, સુખ-દુ:ખનો વેદક જીવ છે, વાસનાવાસિત જીવ છે. આ બધું-આ બધો વળગાડ-આ બધી ખટખટ એને અકારણ

તો કેમ હોઇ શકે ? એટલે એની આ પરિસ્થિતિ અંગેનું કારણ પણ એની સાથે જ સંબંધિત હોય એ સમજવું સુગમ છે અને આ પરિસ્થિતિ એની અનાદિકાલની હોઇ એને અંગેનો કારણયોગ પણ એને અનાદિકાલથી વળગેલો હોવો જોઇએ એ પણ સમજી શકાય છે એ કારણયોગ–મોહ, અવિદ્યા, માયા, વાસના, કર્મ જે કહો તે–એની સાથે અનાદિકાળથી વળગેલો હોઇ એ, ઉપર કહ્યું તેમ અમૂર્ત છતાં હમેશાંથી મૂર્ત જેવો છે, અને એને લીધે નિરન્તર કર્મબન્ધોદયાદિની જંજાળમાં ફસાયલો રહે છે તેમ જ ભવચક્રમાં ભમે છે

જેમ વાવેલ બીજ તરત ન ઊગતાં એના વખત પર ઊગે છે, પીધેલ શરાબ તરત જ નશો ઉત્પન્ન ન કરતાં પરિણમ્યા બાદ ઉત્પન્ન કરે છે, તેમ જીવની ક્રિયા–પ્રવૃત્તિ દ્વારા [જીવ જ્યારે જ્યારે કોઇ ક્રિયા–પ્રવૃત્તિ કરે છે ત્યારે] એને જે કર્મ બંધાય છે તે બંધાયા પછી અમુક વખત વીત્યા બાદ પોતાનુ ફળ બતાવે છે ફળ બતાવવાનો વખત ન આવે ત્યાં સુધી તે કર્મ જીવ સાથે સત્તામાં અન્તર્નિહિત રહે છે કર્મ ઉદયમાં આવ્યુ એનો અર્થ પોતાનું ફળ બતાવવા [જીવને ભોગવવા] ટટાર થયું. દરેક કર્મ (જીવ સાથે) બંધાવાથી કર્મ કહેવાય છે, અને બંધાયું એટલે એણે ગમે ત્યારે પણ ખસવું જ જોઇએ એ નિશ્ચિત વાત છે. વિપાકોદયમાં આવીને અર્થાત્ ઉદયમાં આવી પોતાનુ ફળ (જીવને) ભોગવાવીને કોઇ પણ કર્મ નષ્ટ થઇ જાય છે–જીવથી ખરી પડે છે. પરન્તુ કર્મની એવી પણ અવસ્થા

હોય છે કે તે ઉદયમાં આવીને પણ ફળ બતાવ્યા વગર જ નષ્ટ થાય છે આવા (ફલદાનરહિત) ઉદયને 'પ્રદેશોદય' કહેવામાં આવે છે ફળ બતાવવા માટે નહિ, પણ નષ્ટ થવા માટે કર્મ ઉદયમા ('સત્તા'માંથી બહાર) આવે તે 'પ્રદેશોદય'. કર્મોના મહાન્ વિસ્તારના વિપાકોદય જીવ ભોગવવા બેસે તો મોક્ષની પ્રાપ્તિ અશક્ય જ બની જાય. સાધકના સાધનબલના પ્રતાપે ઘણાઘણા કર્મપુંજો એ રીતે (પ્રદેશોદયથી) નષ્ટ થાય છે. છેલ્લે, આ રીતે કર્મનું મહાન્ **ગોદામ** ખલાસ થઇ મોક્ષસિદ્ધિ મેળવાય છે.

જીવ કર્મપુદ્ગલોને ગ્રહણ કરે છે તે જ વખતે તેમાં પ્રકૃતિ, સ્થિતિ, અનુભાવ (રસ) અને પ્રદેશ એ ચાર બાબતોનું નિર્માણ થઇ જાય છે. કર્મપુદ્ગલોમાં જ્ઞાનને આવૃત કરવાનો, દર્શનને અવરોધવાનો, સુખ-દુઃખ અનુભવાવવાનો વગેરે જે સ્વભાવ બંધાય છે તે પ્રકૃતિબન્ધ સ્વભાવ બંધાવા સાથે જ તે સ્વભાવથી અમુક વખત સુધી ચ્યુત ન થવાની મર્યાદા તે પુદ્ગલોમાં નિર્મિત થાય છે તે સ્થિતિબન્ધ; અર્થાત્ જીવની સાથે કર્મપુદ્ગલોના ચોટી રહેવાની મુદ્દત તે સ્થિતિબન્ધ. તે પુદ્ગલોમાં તીવ્રપણે યા મન્દપણે ફલાનુભવ કરાવનારી શક્તિઓ જે બંધાય છે તે અનુભાવબન્ધ. જીવથી ગ્રહણ કરાતાંની સાથે જ ભિન્નભિન્ન સ્વભાવમાં પરિણામ પામતો પુદ્ગલસમૂહ સ્વભાવ દીઠ અમુક અમુક પરિમાણમાં વ્હેંચાઇ જાય છે તે [પરિમાણવિભાગ] પ્રદેશબન્ધ.

આ બાબતમાં, અર્થાત્ આ ચાર પ્રકારના બન્ધોને સમજાવવા માટે મોદકનું દૃષ્ટાન્ત આપવામાં આવે છે. જેમ, વાયુનાશક વસ્તુઓથી બનેલો મોદક વાયુને શાન્ત કરે છે, પિત્તનાશક ચીજોથી બનેલો મોદક પિત્તને શાન્ત કરે છે અને કફનાશક પદાર્થોથી બનેલો મોદક કફને શાન્ત કરે છે; વળી કોઇ મોદક ચાર દિવસ સુધી, કોઇ મોદક આઠ દિવસ સુધી ખરાબ થતો નથી; વળી કોઇ મોદકમાં મીઠાશ વધુ હોય છે અને કોઇમાં ઓછી હોય છે; વળી કોઇ મોદક પાશેરનો, કોઇ, શેરનો હોય છે, અર્થાત્ જુદાજુદા મોદકોનું પૌદ્ગલિક પરિમાણ વધતું-ઓછું હોય છે આ પ્રમાણે કર્મોમાં પણ કોઇનો સ્વભાવ, ઉપર જણાવ્યું તેમ, જ્ઞાનને, કોઇનો દર્શનને આચ્છાદન કરવાનો હોય છે, તો કોઇનો સુખ યા દુઃખને અનુભવાવવાનો હોય છે એ પ્રમાણે કર્મોની જીવની સાથે ચોંટી રહેવાની મુદ્દત પણ અલગ અલગ હોય છે તીવ્ર યા મન્દ ફળ દેવાની શક્તિરૂપ રસ પણ કોઇ કર્મમાં તીવ્ર તો કોઇમાં મન્દ હોય છે એ પ્રમાણે ભિન્નભિન્ન કર્મોમાં પરમાણુસમૂહોનું પરિમાણ પણ ન્યૂનાધિક હોય છે.

આ ચાર પ્રકારના બન્ધોમાં પહેલો અને છેલ્લો "યોગ"ને આભારી છે. કારણ કે યોગના તરતમભાવ ઉપર પ્રકૃતિબન્ધ અને પ્રદેશબન્ધની તરતમતા અવલંબિત છે. મતલબ કે જીવની તરફ ખેંચાતાં કર્મપુદ્ગલોમાં ભિન્ન-ભિન્ન પ્રકારનો **સ્વભાવ** પડવો અને એ પુદ્ગલોની સંખ્યામાં ન્યૂનાધિકતા આવવી એ બે કામ (પહેલું

પ્રકૃતિબન્ધનું અને બીજું પ્રદેશબન્ધનું) "યોગ" પર નિર્ભર છે અને કર્મના સ્થિતિબન્ધ અને અનુભાવબન્ધ કષાય પર આશ્રિત છે એ વિષે સ્પષ્ટીકરણ આગળ કરવામા આવનાર છે

અનુભાવબન્ધને રસબન્ધ પણ કહે છે [અનુભાવની જગ્યાએ 'અનુભાગ' શબ્દ પણ પ્રચલિત છે] રસ તીવ્ર અને મન્દ એમ બે પ્રકારનો છે આ બન્ને પ્રકારના રસબન્ધ શુભ અને અશુભ બન્ને કર્મપ્રકૃતિઓમા નિષ્પન્ન થાય છે અશુભ પ્રકૃતિના અનુભાવ (રસ)ને લીમડા જેવા કડવા રસની ઉપમા અપાય છે અર્થાત્ જેમ લીમડાનો રસ કડવો હોય છે તેમ અશુભ પ્રકૃતિનો રસ બુરો હોય છે અને શુભ પ્રકૃતિના રસને શેલડી જેવા મીઠા રસની ઉપમા અપાય છે અર્થાત્ જેમ શેલડીનો રસ મીઠો હોય છે તેમ શુભ પ્રકૃતિનો રસ સુખદાયક હોય છે

ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયોમા રાગ-દ્વેષ આદિનો સમાવેશ થઇ જાય છે એ ચાર કષાયો પૈકી દરેકના ચાર ચાર ભેદ છે: ૧ અનન્તાનુબન્ધી, ૨ અપ્રત્યાખ્યાનાવરણ, ૩ પ્રત્યાખ્યાનાવરણ ૪ સંજ્વલન આમા પહેલો-મિથ્યાત્વનો સાથી-કષાય સમ્યગ્દૃષ્ટિને અવરોધનાર છે, બીજો દેશવિરતિ (આંશિક ચારિત્ર)ને, ત્રીજો સર્વવિરતિ ચારિત્રને, ચોથો વીતરાગ ચારિત્રને રુંધે છે×

×એ સંજ્વલન આદિ ચાર ચાર પ્રકારના ક્રોધ આદિ કષાયો—

घीतरागयतिश्राद्धसम्यग्दृष्टित्वघातका· ।
ते देवत्वमनुष्यत्वतिर्यक्त्वनरकप्रदा ॥८॥
(હેમચન્દ્ર, યોગશાસ્ત્ર, ચોથો પ્રકાશ)

પહેલો કષાય અત્યન્ત તીવ્ર, બીજો તીવ્ર, ત્રીજો મધ્યમ અને ચોથો મન્દ એમ સમજી શકાય.

કષાયની તીવ્રતાના સમયે જે કોઇ કર્મપ્રકૃતિ–શુભ કે અશુભ–બંધાય છે તેનો સ્થિતિબન્ધ અધિક હોય છે, અને કષાયની મન્દતાના સમયે જે કોઇ કર્મપ્રકૃતિ–શુભ કે અશુભ–બંધાય છે તેનો સ્થિતિબન્ધ કમ હોય છે; અર્થાત્ કર્મ માત્રના સ્થિતિબન્ધની ન્યૂનાધિકતા કષાયની ન્યૂનાધિક માત્રા પર અવલંબિત છે. કષાય જેટલો તીવ્ર, કોઇ પણ (શુભ યા અશુભ) કર્મપ્રકૃતિનો સ્થિતિબન્ધ તેટલો અધિક બંધાય અને કષાય જેટલો મન્દ, કોઇ પણ (શુભ યા અશુભ) કર્મપ્રકૃતિનો સ્થિતિબન્ધ તેટલો કમ બંધાય કર્મમાત્રનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અશુભ છે

પણ અનુભાવબન્ધની (રસની) બાબત જુદી રીતની છે તે આ પ્રમાણે: કષાયની તીવ્રતાના સમયે અશુભ પ્રકૃતિનો રસ અધિક બંધાય, પણ શુભ પ્રકૃતિનો રસ કમ બંધાય એ જ પ્રમાણે કષાયની મન્દતાના સમયે શુભ પ્રકૃતિનો રસ અધિક બંધાય, અને અશુભ પ્રકૃતિનો રસ મન્દ બંધાય કષાય જેટલો તીવ્ર, અશુભ પ્રકૃતિનો રસબન્ધ તેટલો અધિક બંધાય અને શુભ પ્રકૃતિનો રસબન્ધ તેટલો કમ બંધાય, અને કષાય જેટલો મન્દ, શુભ પ્રકૃતિનો રસબન્ધ તેટલો અધિક અને અશુભ પ્રકૃતિનો

—અનુક્રમે વીતરાગતા, યતિધર્મ, દેશવિરતિ અને સમ્યગ્દૃષ્ટિના ઘાતક છે, અને સ્વર્ગગતિ, મનુષ્યગતિ, તિર્યગ્ગતિ અને નરકગતિના પ્રયોજક છે.

રસબન્ધ તેટલો મન્દ બંધાય મતલબ કે તીવ્ર કષાયથી અશુભ પ્રકૃતિમાં તીવ્ર અને શુભ પ્રકૃતિમાં મન્દ રસ આવે છે, અને મન્દ કષાયથી શુભ પ્રકૃતિમાં તીવ્ર અને અશુભ પ્રકૃતિમા મન્દ રસ આવે છે શુભ કર્મનો ઉત્કૃષ્ટ રસ શુભ છે

એ વાત કહેવાઇ ગઇ છે કે કર્મ-વર્ગણાનાં પુદ્ગલો જીવ સાથે બધાયા પહેલાં "કર્મ" કહેવાતાં નથી, પણ જ્યારે એ જીવથી ગ્રહણ કરાય છે ત્યારે તે જ વખતે (ગ્રહણ થતાંની સાથે જ) **એમનામાં વિચિત્ર જોશ આવી જાય** છે, એટલે કે જીવના કષાયરૂપ પરિણામોનું નિમિત્ત પામી એમનામા અનન્તગુણો રસ પડી જાય છે, જે જીવના ગુણોનો ઘાત વગેરે કરે છે જીવને તરહતરહનાં ફળ બતાવવાનું-તરહતરહના વિપાક ભોગવાવવાનું કામ આ **રસ** જ કરે છે જીવની ભારેમાં ભારે ઉપાધિ આ **રસ** જ છે સુખદ રસથી સુખ મળે છે અને દુઃખદ રસથી દુઃખ×

---

×પણ સુખભોગમાં અનાસક્તપણું રહેવું, જાળવવું બહુ કઠિન જાણી વૈરાગી **ભર્તૃહરિ** પોતાના વૈરાગ્યશતકમાં બોલી ગયા કે:—

**"विपाकः पुण्यानां जनयति भयं मे विमृशतः"।**

અર્થાત્—પુણ્યોનો વિપાક, વિચાર કરતાં, મને ભય ઉત્પન્ન કરે છે આ બીજા ચરણ પછી શ્લોકના ઉત્તરાર્ધમાં એ ખૂબ જ કહી નાખે છે કે:—

**"महद्भिः पुण्यौघैश्चिरपरिगृहीताश्च विषया**
**महान्तो जायन्ते व्यसनमिव दातुं विषयिणाम्! ॥"**

અર્થાત્—મહાન્ પુણ્યસમૂહોથી મળેલા, લાંબા વખતથી ભોગવાતા વિષયભોગોનો પથારો વિષયી માણસોને દુઃખ આપવા માટે જાણે કે રચાતો જતો ન હોય!

જેમ સૂકાં તૃણ નીરસ હોય છે, પણ ભેંસ, ગાય, બકરીના પેટમાં જઇ તે દૂધરૂપ રસમાં પરિણમે છે, તેમજ એ રસમાં (દૂધમાં) ચીકણાઇની ન્યૂનાધિકતા માલૂમ પડે છે, અર્થાત્ એ સૂકાં તૃણ ખાઇ ભેંસ ગાઢું દૂધ આપે છે અને એ દૂધમાં ચીકણાઇ વધારે હોય છે, ગાયના દૂધમાં ઓછું ગાઢાપણું અને ઓછી ચીકણાઇ હોય છે અને બકરીના દૂધમાં એથી ઓછું ગાઢાપણું અને એથી ઓછી ચીકણાઇ હોય છે; આમ એક જ પ્રકારનાં તૃણ-ઘાસ વગેરે ભિન્ન-ભિન્ન પશુઓના પેટમાં જઇ ભિન્નભિન્ન દૂધરૂપ રસમાં પરિણમે છે, તે પ્રમાણે એક જ પ્રકારનાં કર્મવર્ગણાનાં પુદ્ગલો ભિન્નભિન્ન જીવોના ભિન્નભિન્ન કષાયરૂપ પરિણામોનું નિમિત્ત પામી ભિન્નભિન્ન રસવાળાં બને છે. આનું નામ રસબન્ધ અથવા અનુભાવબન્ધ કે અનુભાગબન્ધ. અને જેમ ભિન્નભિન્ન દૂધ પૈકી કોઇમાં અધિક શક્તિ હોય છે અને કોઇમાં કમ, તેમ શુભ કે અશુભ પ્રકૃતિઓનો અનુભાવ (રસ) તીવ્ર અને મન્દ ઉભયથા હોઇ શકે છે.

મહર્ષિ ઉમાસ્વાતિજીના તત્ત્વાર્થસૂત્રનું (છઠા અધ્યાયનું ત્રીજું-ચોથું) સૂત્ર છેઃ शुभः पुण्यस्य। अशुभः पापस्य। અર્થાત્ યોગ (માનસિક, વાચિક, કાયિક ક્રિયા) જો શુભ હોય તો શુભકર્મ અર્થાત પુણ્યકર્મ અને અશુભ હોય તો અશુભકર્મ અર્થાત પાપકર્મ બંધાય છે. પરન્તુ શુભયોગના સમયે પણ પાપ પ્રકૃતિઓ પણ બંધાય છે અને અશુભ યોગના સમયે પણ પુણ્ય પ્રકૃતિઓ પણ બંધાય છે એમ કર્મશાસ્ત્ર જણાવે છે, ત્યારે ઉપરનાં બે સૂત્રોની સંગતિ કેમ

બેસાડવી એના ખુલાસામાં સમજવું કે શુભયોગની તીવ્રતાના સમયે (જ્યારે સંક્લેશ-કષાયપરિણામ મન્દ હોય છે) પુણ્ય પ્રકૃતિઓના અનુભાવની (રસની) માત્રા અધિક બંધાય છે અને પાપ પ્રકૃતિઓના અનુભાવની માત્રા હીન બંધાય છે એનાથી ઉલટું, અશુભયોગની તીવ્રતાના સમયે (જ્યારે સંક્લેશ-કષાયપરિણામ તીવ્ર હોય છે) પાપ પ્રકૃતિઓનો અનુભાવબન્ધ અધિક અને પુણ્ય પ્રકૃતિઓનો અનુભાવબન્ધ અલ્પ હોય છે. આમ, શુભયોગને લીધે પુણ્યકર્મરસની જે અધિક માત્રા હોય છે અને અશુભયોગને લીધે પાપકર્મરસની જે અધિક માત્રા હોય છે એનું **પ્રાધાન્ય** માનીને ઉપરનાં બે સૂત્રોમા શુભયોગને પુણ્યનું અને અશુભયોગને પાપનું બન્ધકારણ કહ્યો×છે આ પ્રમાણે ઉક્ત સૂત્રોનું વિધાન મુખ્ય તથા અનુભાવબન્ધની અપેક્ષાએ સમજવાનું છે શુભયોગજન્ય પાપકર્મરસની હીનમાત્રા અને અશુભયોગજન્ય પુણ્યકર્મરસની હીનમાત્રા વિવક્ષિત નથી પ્રધાનતાને અનુસરીને આ કથન છે—**प्राधान्येन व्यपदेशा भवन्ति.**

---

×બૌદ્ધ ગ્રન્થ अभिधर्म व्याख्या પુણ્ય-પાપરૂપકર્મના ભેદો જણાવતા લખે છે.—

"कुशलं कर्म क्षेमम्, इष्टविपाकत्वात्। अकुशलं कर्म अक्षेमम्, अनिष्टविपाकत्वात्।" ××× "पुण्यं कर्म सुखवेदनीयम्, अपुण्यं कर्म दुःखवेदनीयम्।"

યોગદર્શનમાં "क्लेशमूलः कर्माशयो दृष्टादृष्टजन्मवेदनीयः" એ ૨-૧૨ સૂત્રથી પુણ્યપાપરૂપ કર્મો આ જન્મમાં કે પરજન્મમાં વેદાય છે એમ જણાવવામાં આવ્યું છે.

કર્મોની મુખ્ય દશ અવસ્થાઓ આ પ્રમાણે બતાવવામાં આવે છે:

(૧) **બન્ધ** કર્મયોગ્ય વર્ગણાનાં પુદ્દગલો સાથે આત્માનો ક્ષીર–નીરની જેમ અથવા લોહ અને તદ્દગત અગ્નિની જેમ પરસ્પર મળી જવા રૂપ સમ્બન્ધ થવો તે બન્ધ છે. એ સૂક્ષ્મ કર્મસ્કન્ધો ગ્રહણ કરાય છે તે આત્માના સમગ્ર પ્રદેશો વડે, નહિ કે કોઇ એક જ દિશામાં રહેલા આત્મપ્રદેશો વડે બધા સંસારી જીવોનો કર્મબન્ધ સરખો ન હોવાનું કારણ એ છે કે બધાનો માનસિક, વાચિક અને શારીરિક યોગ (વ્યાપાર) એક સરખો નથી હોતો. તેથી જ 'યોગ'ના તરતમભાવ પ્રમાણે પ્રદેશબન્ધમાં તરતમભાવ આવે છે. પ્રત્યેક કર્મના અનન્ત સ્કન્ધો આત્માના સઘળા પ્રદેશોમાં બંધાય છે. જીવપ્રદેશવાળા ક્ષેત્રમાં જ રહેલા કર્મવર્ગણાના પુદ્દગલસ્કન્ધો બંધાય છે, તેની બહારના ક્ષેત્રમાં રહેલા નહિ બન્ધ પામતા દરેક કર્મસ્કન્ધો અનન્તાનન્ત પરમાણુઓના જ બનેલા હોય છે

કર્મની પહેલી અવસ્થા બન્ધ છે. એ વગર બીજી કોઇ અવસ્થા બની જ શકતી નથી. બન્ધના પ્રકૃતિબન્ધ, સ્થિતિબન્ધ, અનુભાવબન્ધ અને પ્રદેશબન્ધ એમ ચાર ભેદો પાછળ જોવાઇ ગયા છે.

(૨–૩) **ઉદ્દવર્તના, અપવર્તના.** કર્મની સ્થિતિ અને એના અનુભાવનું વધવું એને 'ઉદ્દવર્તના' કહેવામાં આવે છે અને એમનું ઘટવું એને 'અપવર્તના' કહેવામાં

આવે છે બન્ધ પછી આ બે ક્રિયાઓ બને છે અશુભ કર્મ બાંધ્યા પછી જો જીવ સારાં–શુભ કામ કરે તો એણે અગાઉ બાંધેલ બુરા કર્મનાં સ્થિતિ અને રસ (ફલદાનશક્તિ) ઘટી જઇ શકે છે આ ઉપરથી બોધપાઠ મળે છે કે માણસે બુરી રીતે વર્તીને પોતાનું જીવન કલુષિત બનાવ્યું હોય, પણ સમજ્યા પછી ['જાગ્યા ત્યાંથી સ્હવાર'ના ન્યાયે] એ પોતાનાં વર્તનને સુધારી સદાચરણી અને સત્કર્મા બને તો એના સચ્ચરિતના પવિત્ર ભાવોલ્લાસ–બળથી એનાં અગાઉનાં બુરા કામથી બાંધેલાં બુરાં કર્મોની કટુફલદાયકતા અને સ્થિતિમાં ઘટાડો અવશ્ય થઇ જઇ શકે છે **પડેલો બરાબર ચડી જઈ શકે છે** ઘોર નરકમાં લઇ જનારાં કર્મ-દલિક જેમણે બાંધેલાં એવા મહાપાપી પણ જ્યારે **ફર્યા** છે (જાગ્યા છે) અને અડગ આત્મબળથી કલ્યાણયાત્રા પર ચડી ગયા છે ત્યારે તેમના એ તપોબળથી તેમનાં ઘોરાતિઘોર કર્મો વિધ્વસ્ત થઇ ગયા છે અને મહાત્મા બની પરમાત્મ-પદને પામવા સમર્થ બન્યા*છે આત્મા પ્રમાદ–નિદ્રામાં પડેલો પણ સૂતો સિંહ છે, એ જ્યારે જાગે છે–ખરેખર જાગે છે અને પોતાના આત્મવીર્યને ફેરવે છે ત્યારે ઉત્તરોત્તર પ્રખરતાને ધારણ કરતા એના મહાન્ આત્મબળ આગળ મોહ (એનું મોહાવરણ) પરાસ્ત થતો જાય છે અને આખરે પૂરેપૂરો હત–પ્રહત થઇ સંપૂર્ણ નાશ પામે

---

*ब्रह्म-स्त्री-भ्रूण-गो-घातपातकान्नरकातिथेः ।
'दृढप्रहारि' प्रभृतेर्योगो हस्तावलम्बनम् ॥१२॥
(હેમચન્દ્ર, યોગશાસ્ત્ર, પ્રથમ પ્રકાશ)

છે-એનો એ આત્મા સાથેનો અનાદિકાળનો તાદાત્મ્ય જેવો સમ્બન્ધ સમ્પૂર્ણપણે નષ્ટ થાય છે. અપવર્તનાનું જોયું તેમ ઉદ્વર્તનાનું જોઇ શકાય છે જેમ કે, જીવે અલ્પ સ્થિતિનું અશુભ કર્મ બાંધ્યા પછી એ વળી વધુ બુરાં કામ કરે અને એના આત્મપરિણામ વધુ કલુષિત બને તો આગળ બંધાયેલ એનાં અશુભ કર્મનાં સ્થિતિ, રસ એના બુરા ભાવોની અસર પામીને વધી જઇ શકે છે આ ઉદ્વર્તના-અપવર્તનાના કારણે કોઇ કર્મ મોડું અને કોઇ જલ્દી ફલ આપે છે. કોઇ કર્મ તીવ્રફલદાયક બને છે અને કોઇ મન્દફલદાયક.

(૪) **સત્તા** કર્મ બંધાયા પછી તરત ફળ ન આપતાં કેટલોક વખત સત્તા રૂપમાં રહે છે એ વાત અગાઉ જણાવી છે. જેટલો વખત સત્તારૂપમાં રહેવું એને 'અબાધાકાલ' કહેવામાં આવે છે એ કાળ પૂરો થતાં કર્મ પોતાનું ફળ આપવા તત્પર થાય એ કર્મનો-

(૫) **ઉદય** કહેવાય કર્મ નિયતકાળમાં ફળ આપવા તત્પર થાય એ ઉદય અને નિયતકાળની પહેલાં અર્થાત અનિયતકાળમાં ફળ આપવા તત્પર થાય એ

(૬) **ઉદીરણા** કહેવાય જેમ કેરીની મોસમમાં કેરીઓને જલ્દી પકવવા માટે ઝાડ ઉપરથી તોડી ઘાસ વગેરેમાં દબાવી દેવામાં આવે છે, જેથી તે ઝાડ ઉપર પાકે તે કરતાં શીઘ્ર પાકી જાય છે, તે પ્રમાણે કર્મનો વિપાક ક્યારેક ક્યારેક નિયત સમયની પહેલાં પણ થઇ જઇ શકે છે. આ 'વિપાક-

ઉદીરણા' કહેવાય છે, જેને માટે પ્રથમ 'અપવર્તના' ક્રિયા-દ્વારા કર્મની સ્થિતિને કમ કરી દેવામા આવે છે સ્થિતિ ઘટી જતા કર્મ નિયત સમયની પહેલા ઉદયમા આવી જાય છે જ્યારે કોઇ માણસ પૂરુ આયુષ્ય ભોગવ્યા વિના અસમયમા જ મરી જાય છે ત્યારે એ મૃત્યુને લોકમા 'અકાલમૃત્યુ' કહેવામા આવે છે આમ થવાનુ કારણ આયુષ્ય કર્મની ઉદીરણા થઇ ગઇ એ જ છે, અને ઉદીરણા અપવર્તનાથી બને છે

(૭) **સંક્રમણ** એક કર્મનુ બીજા–સજાતીયકર્મરૂપ થઇ જવુ એ 'સક્રમણ' ક્રિયા છે સક્રમણ કર્મના મૂળ ભેદોમા થતુ નથી, અર્થાત્ અગાઉ ગણાવેલ કર્મોના (જ્ઞાનાવરણ, દર્શનાવરણ આદિ) મૂળ આઠ ભેદોમાથી એક કર્મ અન્યકર્મરૂપ થઇ શકતુ નથી, કિન્તુ એક કર્મના અવાન્તર ભેદોમાથી એક ભેદ પોતાના–સજાતીય–અન્યભેદરૂપ બની શકે છે જેમકે, સાતવેદનીય અસાત-વેદનીયરૂપ અને અસાતવેદનીય સાતવેદનીયરૂપ બની જઇ શકે છે, યદ્યપિ સક્રમણ સજાતીય પ્રકૃતિઓમા જ થઇ શકે છે કિન્તુ એમા પણ અપવાદ છે જેમકે, આયુષ્યકર્મના ચાર પ્રકારોમા પરસ્પર સક્રમણ થતું નથી દાખલા તરીકે નરકનુ આયુષ્ય બાંધ્યું હોય તો તે અન્યગતિના આયુષ્યરૂપે બની જઇ શકતું નથી એ જ પ્રમાણે દર્શનમોહનીયકર્મ અને ચારિત્રમોહનીયકર્મ એક બીજામા સક્રમણ પામી શકતા નથી

(૮) **ઉપશમન.** કર્મને એ પ્રકારનું શાન્ત-પ્રશાન્ત બનાવી દેવું કે તે ઉદીરણાને અયોગ્ય બની જાય તેને 'ઉપશમન' અવસ્થા કહે છે આ અવસ્થામાં ઉદ્વર્તન-અપવર્તન અને સંક્રમણ શકય છે કર્મ ઉપશાન્ત હોય ત્યા સુધી તેનો ઉદય મોકૂફ રહે છે વિશેષ હકીકત એવી છે કે ઉપયમ નાના બે પ્રકાર છે. દેશ-ઉપશમના અને સર્વ-ઉપશમના સર્વોપશમ ફક્ત મોહનીય કર્મનો જ થાય છે, અને તે (સર્વોપશમ) થાય છે ત્યારે તે ઉપશાન્ત (મોહનીય) કર્મ અપવર્તના, ઉદ્વર્તના, સંક્રમણ એ બધાંને અયોગ્ય બની જાય છે એ અવસ્થામાં ઉદયના અભાવે ઉદીરણા હોઇ શકતી નથી, અને 'નિધત્તિ' તથા 'નિકાચના' અગાઉ 'અપૂર્વકરણ'ના વખતે જ નિવૃત્ત થઇ ગયા હોઇ નિરવકાશ બની ગયા હોય છે, એટલે કે એ જાતનો નિબિડીકરણરૂપ 'સંસ્કાર' એનાપર [એ અવસ્થામાં] થઇ શકતો નથી

(૯) **નિધત્તિ.** કર્મ જ્યારે ઉદીરણા અને સંક્રમણને અયોગ્ય બની જાય, પણ એમાં (કર્મમાં) ઉદ્વર્તન-અપવર્તનની શકયતા રહે ત્યારે તે 'નિધત્તિ' કહેવાય છે અને જ્યારે એ શકયતા પણ રહેતી નથી, અર્થાત્ ઉદ્વર્તન-અપવર્તન, સંક્રમણ, ઉદીરણા એ બધી ક્રિયાઓને અયોગ્ય બની જાય ત્યારે તે અવસ્થાને-

(૧૦) **નિકાચના** કહેવામા આવે છે આ નિકાચના પામેલું-નિકાચિત-કર્મ એના વખત ઉપર ઉદયમાં આવે છે ત્યારે પ્રાયઃ અવસ્ય ભોગવવું પડે છે.

(૨૧)

## કર્મવિચાર—૧૧

જીવનો દરેક જન્મ એના પૂર્વ જન્મની અપેક્ષાએ પુનર્જન્મ જ છે. એનો કોઇ જન્મ એવો ન હોય કે જેની અગાઉ જન્મ ન હોય. એનાં જન્મોની (ભિન્નભિન્ન દેહોનાં ધારણની) પરંપરા હમેશાંથી એટલે કે અનાદિકાળથી ચાલી આવે છે એમ માનવું બંધ બેસે છે. આત્માના ભૂતકાળના કોઇ જન્મને સર્વપ્રથમ એટલે કે શરૂઆતનો જન્મ માનીએ તો એમ માનવું પડે કે આત્મા ત્યાં લગી **અજન્મા** હતો અને પછી એનો એ પહેલવહેલો નવો જન્મ શરૂ થયો. આમ જો માનવું પડે તો અજન્મા એવા શુદ્ધ આત્માને પણ ક્યારેક જન્મ ધારણ કરવાનું સંભવિત બની શકે છે એમ માનવું પડે, અને એમ જો માનવું પડે તો ભવિષ્યમાં મુક્તિ પ્રાપ્ત થયા પછી પણ ક્યારેક પાછો જન્મપાશ વળગવાનું સંભવિત બની જાય છે, અને એથી સ્થિર અને પૂર્ણ મુક્તિનું અસ્તિત્વ ઉડી જાય છે. આત્મા કેટલાક કાળ લગી જન્મ વગરનો (દેહધારણ વિનાનો) રહી પાછો ક્યારેક ક્યારેક ફરી જન્મ ધારણ કરવાનું ચાલુ કરે છે આમ માનવું ઠીક નથી. દેહ-ધારણની પરંપરા ચાલે તો અખંડ રૂપે જ ચાલે, વચમાં ક્યારે પણ દેહની કડી તૂટયા વગર અવિચ્છિન્ન રૂપે જ ચાલે; અને એકવાર દેહનો વળગાડ છૂટયો કે પછી એ હમેશાંને માટે છૂટી જાય છે. આ પ્રમાણે માનવું સંગત દેખાય છે.

એક જ માતાપિતાનાં સન્તાનોમાં અન્તર માલૂમ પડે છે. એટલું જ નહિ, એક સાથે જન્મેલ યુગલમાં પણ અન્તર જોવામાં આવે છે. તેમનાં વિદ્યા, શિક્ષણ, બુદ્ધિ, ડહાપણ, અનુભવ અને વર્ત્તન વગેરેમાં ફરક જોવાય છે. એ અન્તરનો ખુલાસો રજવીર્ય અને વાતાવરણની વિભિન્નતા પર જ પર્યાપ્ત નહિ થાય પૂર્વજન્મના સંસ્કારોનું પરિણામ પણ ત્યાં સ્થાન રાખે છે એમ માનવું બંધ બેસે છે. ઐહિક કારણો અવશ્ય પોતાની કૃતિ દાખવે છે, પરન્તુ એટલેથી વિચારણા અટકતી નથી એ કારણો પણ પોતાનો હેતુ માગે છે મૂળ કારણની શોધ માટે વર્ત્તમાન જિન્દગીના સંજોગોથી આગળ વધવું પડશે

સંસારમાં એવા પણ માણસો જોવાય છે કે જેઓ અનીતિ, અનાચારનાં કામ કરવા છતાં ધની અને સુખી હોય છે, જ્યારે નીતિ અને ધર્મના માર્ગ પર ચાલનારાઓમાં કેટલાક દરિદ્ર અને દુઃખી દેખાય છે. આમ થવાનું શું કારણ? "કરણી તેવું ફળ" ક્યાં? આનો ખુલાસો વર્તમાન જન્મ સાથે પૂર્વજન્મનું અનુસન્ધાન વિચારતાં આવી શકે છે. પૂર્વજન્મના કર્મસંસ્કાર અનુસાર વર્ત્તમાન જિન્દગી ઘડાય છે અને વિશેષ પરિસ્થિતિઓ ઊપજે છે; એ જ પ્રમાણે વર્ત્તમાન જિન્દગી અનુસાર ભવિષ્ય જિન્દગીની નિષ્પત્તિ સમજવાની; અર્થાત્ પૂર્વજન્મના કર્મસંસ્કારોનાં પરિણામ વર્તમાન જિન્દગીમાં પ્રગટ થાય છે, અને વર્ત્તમાન જિન્દગીના કર્મસંસ્કારોનાં પરિણામ ભવિષ્ય જિન્દગીમાં પ્રગટ થાય છે. એમ શું નથી બનતું કે, કેટલાક બદમાશ,

લૂટારા અને ખૂની ઘોર અપરાધ કરીને એવા ગુપ્ત રહી જાય છે કે તેઓ ગુન્હાની સજાથી બચી જાય છે, જ્યારે બીજા નિરપરાધીઓને ગુન્હા વગર ગુન્હાની ભયંકર સજા ભોગવવી પડે છે? કેટલો અન્યાય? કરણી તેવું ફળ કયાં? પણ એ બધી ગુંચવણ પુનર્જન્મ કે પૂર્વજન્મના સિદ્ધાન્ત આગળ ઉકેલાઇ જઇ શકે છે પૂર્વજન્મવિહિત વિભિન્ન અને વિચિત્ર કર્મોનાં વિભિન્ન અને વિચિત્ર પરિણામ વર્ત્તમાન જન્મમાં ઉપસ્થિત થાય છે

પરન્તુ આ ઉપરથી એમ સમજવાનું નથી કે અનીતિ-અન્યાય, અનાચાર કરીને ધન ભેગું કરી તેવા ધનના બળે સુખ ભોગવનારને એવી રીતે સુખ ભોગવવાનો નૈતિક કે ધાર્મિક દૃષ્ટિએ કશો હક્ક પ્રાપ્ત થાય છે. તેઓએ મોટે ભાગે પોતાનું ધન સીધી રીતે કે પરપરાએ ગરીબો અને પારિશ્રમિક વ્યવસાય કરનારાઓ પાસેથી છેતરીને અથવા લૂટીને-છળ યા બળથી-મેળવેલું હોય છે આવું હોય ત્યાં કોઇપણ સુરાજ્ય અથવા જાગ્રત્ સમાજ આવી પરિસ્થિતિ લાંબો વખત નિભાવી શકે નહિ જો નિભાવે તો પ્રથમ દોષ રાજ્યનો અને બીજો દોષ તે ઉંઘણસી સમાજનો છે. સમાજનું અર્થોત્પાદન અને તેની યોગ્ય વ્હેંચણ થાય તે રાજ્યે અને સમાજે જોવાનું છે કોઇ પણ ધર્મ, સમાજમાં પ્રવર્ત્તી આવી અંધાધુંધીને અનુમોદન આપી તેને ટકાવી શકે નહિ, તેમજ તેવા ધનનો ધર્મ-પ્રભાવના કરવાના ઇરાદે ધાર્મિક ગણાતા કાર્યમાં ઉપયોગ કરવા-કરાવવાથી તેવા ધનને ન્યાયાર્જિત ધન તરીકે પ્રતિષ્ઠા આપી શકે

નહિ. જો આપે તો તે ધર્મ અનીતિ અને અનાચારનો પોષક બની જાય ગૃહસ્થાશ્રમીનો પહેલો સદ્ગુણ ધનોપાર્જન ન્યાયથી કરવું એ છે વિશેષતઃ ધાર્મિક કાર્યમાં તો ન્યાયોપાર્જિત ધનનો જ ઉપયોગ ઇષ્ટ અને યોગ્ય છે, અને ધર્મશાસ્ત્રનું પણ એ જ ફરમાન છે કેમકે તો જ ધર્મની પવિત્રતા સચવાઇ શકે બાહ્યાડંબર ખાતર ધર્મની પવિત્રતાને જોખમમાં નાખી શકાય નહિ જો ધાર્મિક કાર્યમાં ન્યાયપૂત જ ધન વાપરવાની વિશેષ કાળજી રાખવામાં આવે તો તેની અસર સમાજ અને જાહેર જનતા પર બહુ સારી થાય

વળી બીજી વાત એ કે જે બદમાશ, લૂટારા કે ખૂનીને રાજ્ય કે સમાજના હાથ પહોંચી શકે નહિ તેમને કર્મના અટલકાયદા અનુસાર તેમનાં પોતાનાં દુષ્કર્મનાં ફળ મળવાનાં એ નક્કી છે, પરન્તુ જે પોતાના કર્મવિપાકનો ટેકો મળ્યાનું માની લેવા છતાંય જે બાબતનો ઉપાય થઇ શકે તેમ હોય તે માટે યોગ્ય સઘળા ઇલાજ રાજ્યે કે સમાજે લેવા જોઇએ એ ધર્મ છે, ધર્મનુ ફરમાન છે

સરખી પરિસ્થિતિમા પોષાયલાઓમા પણ એકની બુદ્ધિ અને સ્મરણશક્તિ પ્રખર હોય છે, જ્યારે બીજાની મન્દ હોય છે સાધનસગવડ અને ઉદ્યમ સમાન છતાં એકને વિદ્યા કે કળા જલદી ચડે છે, જ્યારે બીજો એમાં પાછળ રહે છે. એનુ શું કારણ હશે? પૂર્વજન્મના અનુસન્ધાન વગર એનો ખુલાસો કેમ થઇ શકે? સરખા અભ્યાસવાળા અને સરખી પરિસ્થિતિમાં ઉછરેલાઓમાં એકને કુદરતી

વક્તૃત્વ, કવિત્વ કે સગીત જેવી શક્તિ કે શક્તિઓ વરે છે, ત્યારે બીજો જન્મભર તે શક્તિથી વિરહિત રહી જાય છે, અથવા પેલાના વિગમની ગન્ખાગણીમા ઘણો મન્દ રહી જાય છે આનુ કારણ પૂર્વજન્મના અભ્યાસ-સંસ્કાર જ તો? છ-સાત વર્ષનો બાળક પોતાની સંગીતકળા અને વાદ્યપ્રયોગથી સહૃદય જનતાને મુગ્ધ કરી મૂકે એ પૂર્વજન્મની સસ્કાર-શક્તિના સ્ફુરણ વગર કેમ ઘટે? આવાં અનેક ઉદાહરણો પર વિચાર કરી શકાય જન્મતાની સાથે જ અશિક્ષિત બાળક સ્તનપાનમા પ્રવૃત્ત થાય છે એ ઉપરથી પણ પૂર્વભવીય ચતન્યની અનુવૃત્તિનું અનુમાન શક્ય બતાવવામા આવે છે

પૂર્વજન્મ હોય તો તે યાદ કેમ ન આવે? એમ પ્રશ્ન થાય પણ વર્તમાન જિન્દગીમા જ એક અવસ્થાની ઘટના બીજી અવસ્થામા યાદ નથી આવતી, એક જ જિન્દગીમાં બની ગયેલ બાબતો બધી યાદ નથી આવતી, ઘણી, વિસ્મૃતિમાં અવરાઇ જાય છે, અવરાયેલી રહે છે, તો પૂર્વજન્મની ક્યાં વાત કરવી? જન્મક્રાન્તિ, શરીરક્રાન્તિ, ઇન્દ્રિયક્રાન્તિ—આમ આખી જિન્દગીનો ધરમૂળમા જ આખો પલટો થાય, ત્યા પછી પૂર્વજન્મની યાદ કેવી? છતા કોઇ કોઇ મહાનુભાવને આજે પણ પૂર્વજન્મના સ્મરણ થાય છે એવા દાખલા બહાર આવેલા છે, અને એ બાબતની વિગત હિન્દની પ્રતિદિન પત્રિકાઓમાં પ્રકટ પણ થયેલી છે જાતિસ્મરણની એ ઘટનાઓ માણસને પુનર્જન્મ વિષે વિચાર કરતો કરી મૂકી દે તેમ છે

માણુસનાં કૃત્યોની જવાબદારી, પુનર્જન્મથી જળવાય છે. સુજન મહાનુભાવને પણ કયારેક ઘોર આપત્તિ આવે છે અને અપરાધ વિના રાજદંડ ભોગવવો પડે છે, પરન્તુ તે વખતે તેની માનસિક શાન્તિમાં પુનર્જન્મનો સિદ્ધાન્ત બહુ ઉપકારક થાય છે. વર્ત્તમાન જિન્દગીની સત્કૃતિઓનું અનુસન્ધાન આગળ ન હોય તો મનુષ્ય હતાશ થઇ જાય; આફતના વખતમાં તેની ચારે બાજુ અન્ધકાર ફરી વળે.

આપણા (મનુષ્ય) જીવનમાં "અકસ્માત્" ઘટનાઓ કંઇ ઓછી નથી બનતી એ, અકસ્માત [અ-કસ્માત્] (કોઇ સચેતનના બુદ્ધિપૂર્વક પ્રયત્નનો સંબધ ન હોવાથી) ભલે કહેવાય, પણ નિર્મૂલ તો કેમ હોઇ શકે? તેની પાછળ મૂળ તો હોવું જોઇએ. અકસ્માત્ પણ કસ્માત્? કોનાથી-શાથી? એની દુર્ગમ શોધનો વિચાર કરતાં અદૃષ્ટના (કર્મના) નિયમ સુધી પહોંચી જવું પડે છે.

સંસારમાં કોઇ માણુસ એમ વિચાર કરે કે: આત્મા વગેરે કંઇ નથી. જેટલા દિવસો હું આ જિન્દગીમાં મોજશોખ માણું એટલા જ દિવસો મારા છે. આ જિન્દગીની સમાપ્તિ પછી આ દેહ પાંચ ભૂતોમાં મળી જશે અને 'હું' જેવો કંઇ વ્યવહાર નહિ રહે. તો પછી હું જીવદયા કરું કે જીવહિંસા કરું, સાચું બોલું કે જૂઠું બોલું, સંયમિત રહું કે ઉચ્છૃંખલ રહું, અથવા મનમાં આવે તેમ કરું તો તેમાં હરકત જેવું શું છે? કારણુ કે મારાં કરેલ કર્મોનો મને દંડ કે પુરસ્કાર આપનાર કોઇ છે જ નહિ. પરન્તુ આવો [illegible]

ટે ઋચાર એકદમ ભ્રમપૂર્ણ છે આ જિન્દગીમા કોઇ અનીતિ, અનાચાર, લૂટફાટ, મારફાડ કે ખુનામરકી કરી ધનવાન્ થાય અને મોજથી ફરે, પણ એના એ દુષ્કૃત્યોની જવાબદારી એના પગથી ઉઠી જતી નથી સજ્જનોની દુ ખી હાલત અને દુર્જનોની સુખી હાલત પાછળ ઐહિક પરિસ્થિતિ ઉપરાંત કોઇ 'અદૃષ્ટ' કારણ ન હોય અને એ હાલતનો હિસાબ અહીં ને અહીં પૂરો થઇ જાય, એનુ અનુસન્ધાન આગળ ન ચાલે તો આધ્યાત્મિક જગત્‌મા આ આખુ અન્ધેર નહિ ગણાય.

કર્મનો નિયમ એક એવુ ચોક્કસ અને ન્યાય્ય વિશ્વશાસન છે કે પ્રાણીમાત્રના કાર્યને યોગ્ય જવાબ આપે છે માટે જ મનુષ્ય-સમાજને સારો બનાવવામા કર્મવાદનુ શાસન, જે પુનર્જન્મવાદનો સ્રષ્ટા છે, અત્યન્ત ઉપયોગી છે એનુ એક માત્ર તાત્પર્ય બુરા કામ છોડી સારા કાર્ય કરવા-એમા જ રહેલુ છે, જેના પરિણામે ઉત્તરોત્તર વિકાસ સાધી પૂર્ણતાએ પહોચી શકાય

જન્માન્તરવાદના સિદ્ધાન્તથી પરોપકારભાવના પુષ્ટ થાય છે અને કર્તવ્યપાલનમા તત્પરતા આવે છે પરોપકાર કે કર્તવ્યપાલનના લૌકિક ફળ પ્રત્યક્ષ છે, છતા જિન્દગીના દુ.ખોનો અન્ત ન આવે તો એથી જન્માન્તરવાદી હતાશ થતો નથી આગામી જન્મની શ્રદ્ધા તેને કર્તવ્યમાર્ગ પર સ્થિર રાખે છે તે સમજે છે કે કર્તવ્યપાલન કદી નિષ્ફલ ન જાય, વર્તમાન જન્મમા નહિ, તો આગામી જન્મમા તેના ફળ મળશે આમ પરલોકના એક લાભની ભાવનાથી

માણુસ સત્કર્મમા પ્રવૃત્ત રહે છે તેને મૃત્યુનો ભય પણ નથી રહેતો કેમકે આત્માને નિત્ય યા અમર સમજનાર માણુસ મૃત્યુને દેહપલટા સિવાય બીજુ કશું જ સમજતો નથી મૃત્યુને તે એક કોટ ઉતારી બીજો કોટ પહેર્યા જેવું માને છે અને, સત્કર્મશાલીને માટે તે પ્રગતિમાર્ગનુ દ્વાર બને છે એમ તે સમજે છે આમ મૃત્યુના ભય જિતાવાથી અને જીવનપ્રવાહ નિરન્તર અખંડપણે વહેતો અનન્ત અને સદા સત્ છે એમ સમજવાથી જીવનને ઉત્તરોત્તર વધુ વિકસિત બનાવવાની વિવેકસુવઙ ભાવનાના યોગે તેની કર્ત્તવ્યનિષ્ઠા બલવતી બને છે આત્માની નિત્યતા સમજનાર એમ સમજે છે કે, બીજાનુ બુરૂ કરવુ તે પોતાનુ બુરૂ કરવા જેવુ છે, સાથે જ એમ સમજે છે કે વેરથી વેર વધે છે અને કુશલ કર્મોના સંસ્કારો અનેક જન્માન્તરો સુધી પણ જીવ સાથે લાગ્યા રહી તેના ફળ કયારેક લાબા વખત સુધી પણ ચખાડયા કરે છે આ પ્રમાણે આત્મવાદના સિદ્ધાન્તને સમજનાર માણુસ બધા આત્માઓને પોતાના આત્મા સરખા સમજી બધાઓ સાથે મૈત્રી અનુભવે છે અને તેની રાગ-દ્વેષની વાસના ઓછી થતી જાય છે આ રીતે તેનો સમભાવ પોષાય છે અને તનો વિશ્વપ્રેમ વિકસતો જાય છે દેશ, જાતિ, વર્ણ કે સમ્પ્રદાયના ભેદો વચ્ચ પણ તેનુ દૃષ્ટિસામ્ય (દૃષ્ટિમા સમભાવ) અબાધિત રહે છે તે સમજે છે કે મર્યા પછી આગામી જન્મમા હું કયા, કઇ ભૂમિ પર, કયા વર્ણમા, કઇ જાતિમા, કયા સમ્પ્રદાયમા, કયા વર્ગમા અને કઇ સ્થિતિમા પેદા થઇશ તેનુ શું કહી

શકાય ? માટે કોઇ દેશ, જાતિ, વર્ણ કે સમ્પ્રદાયના તેમજ ગરીબ કે ઊતરતી પંક્તિના ગણાતા માણસ સાથે અસદ્‌ભાવ રાખવો, મદ–અભિમાન કે દ્વેષ કરવો વાજબી×નથી આમ, આત્મવાદના સિદ્ધાન્તથી નિષ્પન્ન થતા ઉચ્ચ દૃષ્ટિસંસ્કારના પરિણામે આત્મવાદી કે પરલોકવાદી સજ્જન કોઇ પ્રાણી સાથે વિષમભાવ ન રાખતા 'पंडिताः समदर्शिनः' ના મહાન્

× ભૌતિક સમ્પત્તિ નાશવાન્ છે, એના ઉપર અભિમાન કરવો એ સમજની ખામી સૂચવે છે. વિદ્યાસમ્પત્તિ મદ કરવા માટે નથી, પણ વિદ્યાહીનો તરફ અનુકમ્પા કેળવી એમના જીવનનું ભલું થાય એવું અજવાળું એમના ઉપર ફેંકવામાં એની સાર્થકતા છે કુલ–જાતિનું ગૌરવ કે ઉચ્ચ ગણાતાઓનું ઉચ્ચત્વ માનવતાના સદ્‌ગુણોના ધારણમાં છે અને ઊતરતી શ્રેણીના ગણાતા માનવો સાથે આત્મીયપણાના ભાવે વર્તવામાં છે, નહિ કે પોતાની 'મોટાઇ'નું અભિમાન કરી બીજાઓને તેમનાં કુલ–જાતિને અંગે 'હીન' ગણી તેમની સાથે હીનતાયુક્ત વ્યવહાર કરવામાં ઉચ્ચતા કે નીચાપણું, મોટાઈ કે છોટાઇ જન્મને લીધે નથી ગુણ-કર્મોથી મોટાઇ એ સાચી મોટાઇ છે, એ મોટાઈ હોય ત્યાં અભિમાન જેવા દોષોને અવકાશ મળે જ નહિ સદ્‌ગુણોનો અભિમાન પણ સદ્‌ગુણોને ઝાંખપ લગાડે છે અભિમાન પ્રગતિને રુંધે છે અને જીવનની નિસર્ગમધુરિમાને હરી લે છે અભિમાન કરવાનું કોઇ સ્થાન નથી પોતાને 'ઉચ્ચ' માની ઘમંડ કરનાર પોતાને ઉંચેથી પાડે છે ઉચ્ચપણું ગુણકર્મોના સંસ્કારમાં છે એ સંસ્કારિતા પ્રકાશતી હોય ત્યાં ઉચનીચપણાની ભેદદૃષ્ટિ ઉદ્‌ભવવા પામતી નથી, ત્યાં નીચથા સ્તરના ગણાતા માણસો સાથે પણ સહાનુભૂતિ અને મૈત્રી વહેતી હોય છે. ઉચ્ચપણું સાગગુણ–કર્મો ઉપર અને નીચપણું ગુણકર્મહીનતા ઉપર સમજવું એ સાચી દૃષ્ટિ છે. જન્મને કારણે માણસને ઉત્તમ કલ્પવો કે અધમ કલ્પવો એ ખોટી દૃષ્ટિ છે

સારભૂત વાકયાર્થને પોતાના જીવનનું ધ્યેય બનાવે છે અને એમ કરી લોકકલ્યાણના સાધન સાથે પોતાના આત્મહિતના સાધનને વણી નાખવાના કાર્યમા યત્નશીલ બને છે

અનેક તાર્કિક મનુષ્યોને ઇશ્વર અને આત્માના અસ્તિત્વના વિષે સન્દેહ રહે છે, પણ જ્યારે તેમના ઉપર કપરી આફત આવે છે અથવા તેઓ ભય કર વ્યાધિના શિકાર બને છે, ત્યારે તેમના હૃદયનો તાર્કિક જોશ બધો નરમ પડી જાય છે અને તેમનું મન ઇશ્વરને સભારવામા મશગૂલ બને છે તેઓ ઇશ્વર તરફ ઝુકે છે, તેને સ્મરે છે અને તેની આગળ પોતાની દુર્બલતા, અસહાયતા અને પાપ-પરાયણતા વારવાર પ્રકટ કરી પોતાની સમ્પૂર્ણ દીનતા જાહેર કરે છે, અને રોતા હૃદયે ભક્તિપૂર્ણ ભાવથી તેનું શરણ માગે છે માણસની માનસિક કઠ્ઠરતા ગમે તેટલી પ્રબલ હોય, પણ દુઃખના વખતમા તેમા જરૂર ફેર પડે છે, કઠોર વિપત્તિના વખતે તેનું ઊછાછળાપણું બધું હવા થઇ જાય છે તેમા વળી મરણની નોબત! એ તો ગભીરમા ગભીર પરિસ્થિતિ, એ વખતે તો કટ્ટરમા કટ્ટર નાસ્તિક પણ ગળગળો બની જાય છે, એની નાસ્તિકતા ગળી જાય છે, અને, દુઃખના પજામાથી છૂટવા માટે કોને વીનવવો, કોનું શરણ લેવુ એની શોધમા એની આખ ઘુમવા લાગે છે

આત્મા, પુનર્જન્મ અને પરમાત્માનું અસ્તિત્વ સ્વીકારવામા ન આવે, પુણ્ય-પાપને કલ્પનાસમ્ભૂત મિથ્યા સમજવામા આવે તો આધ્યાત્મિક જગતમા ફેર વર્તાઇ

જાય, કરણુ અરાજકતા ફેલાય. એવો વિચાર કરતાંની સાથે જ કે "આત્મા નથી, ભગવાન્ નથી," હૃદયની તમામ પ્રસન્નતા લૂટાઇ જાય છે અને નૈરાશ્યનું ઘોર વાદળ તેના પર ફરી વળે છે

આત્મા, કર્મ (પુણ્ય-પાપ), પુનર્જન્મ, મોક્ષ અને પરમાત્મા એ ૫ ચક્ર એવું છે કે એકને માનતાં બાકીનાં બીજાં બધાંય એની સાથે આવી જાય છે, અર્થાત્ એકને સ્વીકારતાં પાચે સ્વીકારાઇ જાય છે અને એકને સ્વીકૃત ન કરતાં પાચે અસ્વીકૃત થઇ જાય છે. આત્માનો સ્વીકાર થયો કે પુનર્જન્મનો સ્વીકાર થઇ જ ગયો. અતએવ પુણ્ય-પાપરૂપ કર્મ પણ સાથે જ આવી ગયાં. આત્માની પૂર્ણ શુદ્ધિ એ જ મોક્ષ એટલે મોક્ષનો સ્વીકાર પણ આત્માની સાથે જ આવી જાય; અને મોક્ષ એ જ ઇશ્વરતત્ત્વ, અર્થાત્ પરમ શુદ્ધ મુક્ત આત્મા એ જ પરમાત્મા અને એ જ ઇશ્વર, એટલે ઇશ્વરવાદ પણ આત્મવાદમાં જ આવી જાય છે.

ઇશ્વરસિદ્ધિ માટે લાંબા પારાયણની જરૂર નથી થોડામાં જ સમજી શકાય તેમ છે કે, જેમ જગત્માં મલિન દર્પણની હયાતી છે, તેમ શુદ્ધ દર્પણની પણ હયાતી છે, અથવા કહો કે મલિન સુવર્ણની હયાતી છે, તેમ શુદ્ધ સુવર્ણની પણ હયાતી છે; આ પ્રમાણે, અશુદ્ધ આત્માની હયાતી છે, તો શુદ્ધ (પૂર્ણશુદ્ધ) આત્માની વિદ્યમાનતા પણ ન્યાયઘટિત છે. મલિન દર્પણ ઉપરથી શુદ્ધ દર્પણનું અસ્તિત્વ પણ ખ્યાલમાં આવે છે, (અથવા કહો કે સગી

નજરે જોઇ શકાય છે), તેમ અશુદ્ધ આત્મા પરથી શુદ્ધ (પૂર્ણશુદ્ધ) આત્માનું અસ્તિત્વ હોવાની વાત પણ ખ્યાલમાં ઊતરી શકે છે. અશુદ્ધ વસ્તુ શુદ્ધ બની શકે છે, તેમ અશુદ્ધ આત્મા શુદ્ધ બની શકે છે. જીવોની અંશતઃ શુદ્ધિ જોવાય છે, તો પૂર્ણશુદ્ધિ પણ સંભવિત છે; અને જ્યાં એ સધાઇ છે તે જ પરમાત્મા છે; અને જે એ સાધશે તે પરમાત્મા થશે અને પરમાત્મપદની પ્રાપ્તિ એજ ઇશ્વરત્વનું પ્રકટીકરણ, એજ ઇશ્વરપદ.

(૨૨)

## કર્મવિચાર—૧૨

મન–વચન–કાયનાં શુભાશુભ કાર્યોથી શુભાશુભ કર્મો બંધાય છે એ કર્મના સામાન્ય અને જાણીતા નિયમને ધ્યાનમાં રાખી માણસ જો પોતે સારાં કાર્ય કરે, કરાવે અને સારાનો અનુમોદક બને તો પોતાનું ભાવી સારું અને સુખકારી બનાવી શકે છે. એથી ઉલટું, બીજાની નિન્દા કરનાર, કડવી–ક્રૂર મશ્કરી કરનાર, કડવા–બીભત્સ શબ્દો બોલનાર, જૂઠું*બોલનાર માણસ પોતાના એ વાણી–પાપના પરિણામે મૂંગો–ગૂંગો થાય છે મનશક્તિનો દુરુપયોગ કરનાર ગાંડપણ વહોરી લે છે. હાથનો દુરુપયોગ કરનાર ઠૂંઠો થાય છે પગનો દુરુપયોગ કરનાર લૂલો–લંગડો થાય છે

---

*मन्मनत्वं काहलत्वं मूकत्वं मुखरोगिताम् ।
वीक्ष्यासत्यफलं कन्यालीकाद्यसत्यमुत्सृजेत् ॥५३॥
(હેમચન્દ્ર, યોગશાસ્ત્ર, ૨જો પ્રકાશ)

વ્યભિચારી નપુંસકસ્થાય છે માટે સર્વાંગ-સુખી થવા ઇચ્છનારે મનસા-વાચા-કર્મણા સત્કાર્ય કરતા રહેવાની જરૂર છે.

દાનથી કીર્તિની કામના હોય તો તે દાનની મજા ઉડી જાય છે જનતાના જાહેર ઉપયોગ માટે પોતાનો બંગલો આપી દેનાર એ બંગલા પર ખાસ પોતાની નામના માટે પોતાના નામની તખ્તી નંખાવે તો એ કીર્તિ-મોહના પરિણામે એવું બને કે એ દાતાર માણસ પછીના કોઇ જન્મમાં બંગલાવાળા કોઇ ધનીને ત્યાં જન્મે, પણ કામ-કાજનો ચિન્તામય ભાર એના મન ઉપર એટલો બધો રહે કે એને એ બંગલામા રહેવાનો આનન્દ મળી શકે નહિ

માણસ કયારેક, નિરપરાધ છતાં ભયંકર આપત્તિમાં ફસાઇ જાય છે, પણ વાળેવાળ બચી જાય છે, એનું કારણ એ છે કે જે જાતનો ગુન્હો જે માણસે આ જન્મમાં કે

---

અર્થાત્ મૃષાવાદના પાપે મંગાપણુ, ગૂંગાપણું અને મોઢામાં રોગ પ્રાપ્ત થાય છે.

मूका जडाश्च विकला वाग्हीना वाग्जुगुप्सिताः ।
पूतिगन्धमुखाश्चैव जायन्तेऽनृतभाषिणः ॥
(ઉપલા શ્લોકની વૃત્તિમાં હેમચન્દ્રે ઉદ્દ્ધૃત)

नपुंसकत्वं तिर्यक्त्वं दौर्भाग्यं च भवे भवे ।
भवेन्नराणां स्त्रीणां चान्यकान्ताऽऽसक्तचेतसाम् ॥१०२॥
(હેમચન્દ્ર, યોગશાસ્ત્ર, ૨જો પ્રકાશ)

અર્થાત્-વ્યભિચારના પાપે ભવાન્તરમાં નપુંસકત્વ, તિર્યગ્-યોનિમાં જન્મ અને દૌર્ભાગ્ય પ્રાપ્ત થાય છે.

પૂર્વજન્મમાં કરેલો જ નથી તેની શિક્ષા તેની પાસે ભોગવાવવા કોઇ પણ, કોઇ સરકાર પણ, શક્તિમાન્ નથી. કેમકે કર્મનો સમર્થ નિયમ તેનું રક્ષણ કરે છે.

જ્યારે કોઇ માણસને તેણે નહિ કરેલા ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવવામાં આવે છે અને તેને શિક્ષા પણ થાય છે, ત્યારે આવી શિક્ષાનું કારણ એ હોઇ શકે કે તે માણસે તેવા પ્રકારનો ગુન્હો આ જન્મમાં અગાઉ કયારેક કે ગતજન્મમાં કરેલો, પણ તેણે યુક્તિપ્રયુક્તિથી તે વખતે છુપાવેલો, કિન્તુ કર્મના નિયમે તો તેની નોંધ લીધેલી, એટલે તે (કર્મ) મોડું પણ અને વળી આ રીતે પોતાનું ફળ તેને ભોગવાવવા ખડું થયું

કર્મનો નિયમ એ ક્રિયા–પ્રતિક્રિયાનો (ક્રિયાની પ્રતિક્રિયાનો) નિયમ છે તમે બીજાને કરેલો અન્યાય કોઇ ને કોઇ દ્વારા તમને પાછો મળી જાય છે. સારી ક્રિયાનું સારું અને ખરાબ ક્રિયાનું ખરાબ પરિણામ અચૂક છે.

હિંસક દગાબાજ પાપી અધર્મી માણસ સુખી દેખાય અને સારો ધર્મી માણસ દુ:ખી દેખાય એવું જે બને છે તે વિષેના ખુલાસામાં આપણે સમજવું જોઇએ કે એક માણસની પાસે અગાઉના ઉપાર્જેલા–સંઘરેલા ઘઉં પડયા છે, એથી એ–હાલ વર્તમાનમાં કોદરા વાવી રહ્યો છે છતાં–હાલ વર્તમાનમાં પૂર્વોપાર્જિત ઘઉંનો ઉપભોગ કરી શકે છે, પણ પછી (ઘઉં ખલાસ થતાં), વર્તમાનમાં વાવેલ કોદરા જ એના નસીબમાં આવવાના. આ પ્રમાણે આજનો પાપાચરણી

માણસ પણ પૂર્વના વિચિત્ર પુણ્ય-કર્મથી ઉપાર્જિત ધન કે સુખસગવડ વર્તમાનમાં ભોગવી શકે; પણ પછી (એ ભોગવટાનો વખત પૂરો થયા બાદ), એનાં વર્તમાનનાં પાપાચરણ માઠા ફળ સાથે એની સામે ખડાં થવાનાં એવી જ રીતે, બીજા કોઇ માણસ પાસે અગાઉના ઉપાર્જિત-સંગૃહીત કોદરા પડયા છે, એથી એ-હાલ વર્તમાનમાં ઘઉં વાવી રહ્યો છે છતા-હાલ વર્તમાનમાં કોદરાથી ગુજારો કરે છે; પણ પછી (કોદરા ખલાસ થતાં), વર્તમાનમાં વાવેલા ઘઉં એને મળવાના આ પ્રમાણે આજનો પુણ્યાચરણી માણસ પણ પૂર્વનાં પાપાચરણથી ઉપાર્જિત દુઃખ વર્તમાનમાં ભોગવે એમ બને; પણ એનો એ અશુભ કાળ પરો થતાં એનાં વર્તમાનનાં પુણ્યાચરણ મીઠાં ફળ સાથે એની આગળ ઉપસ્થિત થવાનાં.

માણસનું વર્તમાન જીવન પુણ્યાચરણી કે પાપાચરણી હોય, પણ પૂર્વની એની ખેડનાં ફળ એને મળ્યા વગર કેમ રહે?

વર્તમાન જીવન પુણ્યાચરણી હોય અને પૂર્વની બુરી ખેડનાં માઠાં ફળ એની સાથે જોડાય ત્યારે, તેમ જ વર્તમાન જીવન પાપાચરણી હોય અને પૂર્વની સારી ખેડનાં મીઠાં ફળ એની સાથે જોડાય ત્યારે સાધારણ જનતાને એ આશ્ચર્યરૂપ લાગે છે, પણ એમાં આશ્ચર્ય જેવું કશુંય નથી. કર્મનો નિયમ અટલ અને વ્યવસ્થિત છે. સારાનું સારું અને બુરાનું બુરું એ એનું અબાધિત શાસન છે. એ કુદરતી નિયમ છે એ ક્રિયા-પ્રતિક્રિયાનો સ્વાભાવિક નિયમ છે.

અમુક સંજોગ કે અમુક પરિસ્થિતિને અમુક પરિણામ અનુસરે જ અને તેમાં અન્યથા થાય જ નહિ એનું નામ કુદરતી નિયમ. સંજોગ કે પરિસ્થિતિ જેવાં હોય તેવું જ પરિણામ નીપજે એનું નામ કુદરતી નિયમ. એ નિયમ આપણને અમુક કરવાની કે ન કરવાની આજ્ઞા કરતો નથી, પણ અમુક પરિણામ જોઈતું હોય તો અમુક કાર્ય કરો એમ કહે છે. ઘઉં વાવવાથી ઘઉં લણાય છે અને કાંટા વાવવાથી કાંટા મળે છે એમ કુદરત આપણને કહે છે પરન્તુ એ બેમાંથી શું વાવવું તે બાબત કુદરત આપણને હુકમ કરી શકતી નથી આપણને પસન્દ હોય તે વાવીએ. કેમકે પસન્દગી કરવાનું સ્વાતન્ત્ર્ય કુદરતે આપણને પ્રથમથી જ આપ્યું છે. પણ વાવ્યા પછી એકને બદલે બીજું મળે એ આશા રાખવી વ્યર્થ છે. કેમકે કુદરતી નિયમ અટલ છે. ઘઉં વાવ્યા હોય તો ઘઉં અને કાંટા વાવ્યા હોય તો કાંટા મળે, એમાં બીજી વાત થાય જ નહિ આ પ્રમાણે **સત્કૃત્યનાં** સુખ–શાન્તિ, અભ્યુદય, વિકાસ એવાં સારાં ફળ મળે છે, અને **દુષ્કૃત્યનાં** અશાન્તિ, દુઃખ, અવનતિ, શોક–સન્તાપ એવાં માઠાં ફળ મળે છે કર્મનો આ અચલ સ્થિર નિયમ છે. પોષક, હાનિકારક કે પ્રાણહારક જેવાં ખાનપાન લઈએ તેવી અસર લેનારને થાય, તેમ જે પ્રકારનું વર્તન કરીએ તે પ્રકારની નિશ્ચિત અસર જરૂર નીપજવી જોઈએ

જે માણસ પોતાના બાળકો પ્રત્યે બેપરવાહ રહે છે તે ભવિષ્ય માટે વાંઝિયાપણાનું કર્મ વહોરી લે છે. જે પોતાને મળેલ ધનનો વગર વિચાર્યે અને ઉડાઉપણે દુરૂપયોગ

કરે છે તે ભવિષ્યને માટે ગરીબીને આમંત્રે છે. જે સ્ત્રી–પુરુષ પોતાના પતિ કે પત્નીના પ્રેમની અવગણુના કરે છે તે ભવિષ્ય માટે વૈધવ્ય કે વૈધુર્યનાં બી વાવે છે. જે માણુસ પોતાને મળેલી સત્તાનો દુરૂપયોગ કરે છે તે ભવિષ્યની તાબેદારીની તૈયારી કરે છે. જે માણુસ પોતાની ફુરસદનો દુરૂપયોગ કરે છે તે ભવિષ્ય માટે મુશ્કેલીભરેલું જીવન આમંત્રે છે જે પોતાને મળેલી તકો અને સાધનોનો સદુપયોગ કરે છે તેને ભવિષ્યમાં વધારે સારી તકો અને વધારે સારા સાધનો મળે છે જે પોતાનાં સાધનો અને સંજોગોના પ્રમાણુમાં બનતી લોકસેવા કરે છે તેને ભવિષ્યમાં વધારે સારાં સાધનો અને વધારે અનુકલ સંજોગો પ્રાપ્ત થાય છે. જે પોતાને મળેલી સત્તાનો સદુપયોગ કરે છે તે ભવિષ્યમાં વધારે મોટી સત્તા પ્રાપ્ત કરે છે જે અદેખાઇ રાખ્યા વગર અને માલીકી હક્ક કે કોઇ પણ પ્રકારની શરત વગર બીજાને ચાહે છે તે ભવિષ્યમાં ઘણા લોકોનો પ્રેમપાત્ર બને છે જે પોતાના ધનનો ઉપયોગ દેશની ગરીબી ઓછી કરવામાં કરે છે તે ભવિષ્યમાં સેવાભાવી ધનાઢ્ય થાય છે. અપ્રામાણિકપણે કાવાદાવાથી,વિશ્વાસઘાતથી, બીજાની આંતરડી કકળાવીને પૈસા મેળવનાર માણુસ ભવિષ્યની પાયમાલી વહોરી લે છે પોતાને જ ખાતર જીવનાર માણુસનો ભવિષ્યમાં સહુ કોઇ ત્યાગ કરે છે. સારાંશ એ છે કે મળેલ તકો અને સાધનોનો અનુપયોગ કે દુરૂપયોગ ન થાય અને તેનો સદુપયોગ જ થાય તેવી સાવધાનતા દરેક સમજુએ રાખવી જોઇએ

જેમ વ્યક્તિગત કર્મોમાંથી કુટુંબ-કુટુંબ વચ્ચેમાં સારાં-માઠાં કૌટુંબિક કર્મ શરૂ થાય છે, તેમ જ્યારે એક ગામ પોતાની આસપાસનાં ગામોને ત્રાસરૂપ થાય છે, આસપાસનાં ગામોની માલમિલકતને નુકસાન કરે છે, તેમનાં ઢોરની ચોરી કરે છે અને બીજાં ગામોના ખર્ચે પોતાનો સ્વાર્થ સાધે છે, ત્યારે તે ગામ બીજાં ગામો સાથેનું ખરાબ કર્મ બાંધે છે. એ જ પ્રમાણે, એક દેશમાં વસતી કોમો, સંપ્રદાયો, વર્ગોના સારામાઠા રીતરિવાજ, સાચીખોટી માન્યતાઓ, સાચાખોટા ધંધા તથા સ્વાર્થી કે પરમાર્થી જીવનથી આખાય દેશનું કર્મ ઘડાય છે; અને તેની પાપ-માત્રાના આધિક્યના પરિણામે ભૂકંપ, અવૃષ્ટિ, અતિવૃષ્ટિ, દુષ્કાળ તથા પ્લેગ, કોલેરા જેવા રોગો દેશમાં અવારનવાર દેખા દે છે, અથવા આન્તરિક સંઘર્ષ જન્મે છે. આ જ પ્રમાણે, એક દેશ બીજા દેશ સાથે સારો કે માઠો સંબંધ રાખવાના પરિણામે સારો કે માઠો કર્મ-સંબંધ બાંધે છે, જે આન્તરરાષ્ટ્રીય કર્મબન્ધ કહેવાય અને તેનાં પરિણામ ભોગવવાં પડે છે.

કોઈ પણ સમાજમાં બધા જ માણસો અન્યાયી, દગાખોર કે અત્યાચારી હોતા નથી, પરંતુ જે થોડા-ઘણા તેવા હોય છે તેમણે કરેલ દુષ્કૃત્યોના પરિણામે આખા સમાજને હેરાનગતિ ભોગવવાના પ્રસંગો આવે છે એનું શું કારણ એ વિષે વિચાર કરતાં જણાય છે કે જે સમાજમાં અન્યાયી કે અત્યાચારી માણસો સમાજ કે રાજ્ય તરફથી કશી રોક-ટોક સિવાય પોતાનાં દુષ્કૃત્યો નિરંકુશપણે આચરી શકે

છે અને જે સમાજમાંની સમજદાર કે આગળ પડતી વ્યક્તિઓ નૈતિક હિમ્મત બતાવી તેમને રાજ્ય કે સમાજ આગળ ઉઘાડાપાડવાની અથવા તેમને રોકવાની તજવીજ કરવાને બદલે નીચી મૂડી કરી તેમને નિભાવી લેવા સાથે તેમને આડકતરી રીતે અનુમોદન આપ્યા જેવું કરે છે તે સમાજ પોતાના તેવા પ્રકારના દોષના કારણે સદરહુ પ્રકારની હેરાનગતિ ભોગવવા પોતાને લાયક બનાવે છે અને જેને માટે જે લાયક હોય છે અથવા લાયક બને છે તેને તે મળ્યા વગર રહેતું નથી.

સામુદાયિક કર્મો વ્યક્તિઓનાં કર્મોમાંથી ઉત્પન્ન થાય છે માટે સમગ્ર સુધારણાઓની **ચાવી** વ્યક્તિસુધારણામાં રહેલી છે એ સમજી શકાય છે માટે દરેક વ્યક્તિએ **કર્મનું નિયમબળ** વિચારી મનસા, વચસા, કર્મણા સારા થવા અને સારું કાર્ય કરવા પ્રયત્નશીલ થવાની જરૂર છે. એમાં જ વ્યક્તિની અને સમુદાયની, સમાજ કે દેશની આબાદી તથા સુખશાન્તિ રહેલી છે. માણુસોમાં નીતિમત્તા અને બન્ધુભાવ હોય તો એ, એનો આખો દેશ અનેકવિધ તકલીફોમાંથી છૂટી જાય, બચી જાય અને એની જીવનયાત્રા સુખી તથા વિકાસગામી બને.

ઉદ્યમથી, ઉદયમાં આવેલ કર્મમાં પણ પલટો કે શૈથિલ્ય લાવી શકાય છે એ વાત, આંધળા, લૂલા–લંગડા, મૂંગા–બહેરા માટે શાળાઓ સ્થાપી તેમને સ્વાશ્રયી બનાવવામાં આવે છે, આવ્યા છે એ ઉપરથી જોઇ શકાય છે. આ રીતે અનેક દેશોએ બળવાન્ પુરૂષાર્થ કરી પોતાની પ્રજાના કઠિન

**પ્રારબ્ધની** કઠિનતા ઓછી કરેલી છે વ્યક્તિ પણ જવાબદાર જીવન-સાવધાન જીવન-જીવીને પોતાના **પ્રારબ્ધને** સુધારી શકે છે વ્યક્તિગત વિકાસ અને સમૂહગત સાર્વજનિક વિકાસ પણ પ્રારબ્ધ કર્મને ઢીલું કરી શકે છે, તેની કઠિનતાને કમ પાડી શકે છે.

(૨૩)

## જ્ઞાન-ભક્તિ-કર્મ

ઇશ્વરવાદની અર્થાત્ ભગવાન્ છે એવા સિદ્ધાન્તવાદની ઉપયોગિતા અન્તઃકરણની નિર્મલતા સાધવામાં, ચારિત્ર ઘડવામાં અને જીવનવિકાસક પ્રેરણા પ્રાપ્ત કરી સન્માર્ગે પ્રગતિ કરવામાં બરાબર જણાઇ આવે છે તેમ, ભાગ્યવાદ અથવા કર્મવાદની ઉપયોગિતા સુખ-દુઃખના સમયે **સમતા** જાળવી રાખવામાં અને સત્કાર્યમાં ઉદ્યત થવામાં સ્પષ્ટ અનુભવાય છે શુદ્ધ ઇશ્વરવાદી અથવા ભગવદુપાસક માણસ પ્રભુ તરફની નિર્મળ ભક્તિને વિકસાવી પોતાના ચારિત્રને સમુન્નત બનાવશે, અને એ રીતે ઇશ્વરવાદ એના જીવનને કલ્યાણ-કારક બનશે; તેમ, શુદ્ધ ભાગ્યવાદી કે 'કર્મ'ના નિયમમાં માનનાર સુખના વખતમાં ઘમંડી નહિ થશે અને દુઃખના સમયમાં દીન-હીન-કાયર નહિ બનશે; પરન્તુ એ બધી પરિસ્થિતિઓને **કર્મના ખેલો** સમજી મનની સમતા (Balance of mind) જાળવી રાખશે, અને, સત્કર્મ કે સત્પુરુષાર્થના બળે દુઃખમાંથી રસ્તો કાઢી શકાય છે અને એ રીતે સન્માર્ગ પર પ્રગતિ કરતા રહેવાથી પોતાના

જીવનને અધિકાધિક સુખી બનાવી શકાય છે-એ પ્રકારની સુદૃષ્ટિથી પોતાના જીવનને સમુન્નત બનાવવા પ્રયત્નશીલ થશે એ (કર્મવાદ અને ઇશ્વરવાદ) બન્ને મહાન્ સિદ્ધાન્તોનો નિષ્ક્રિયતા સાથે સંબંધ જ નથી. એ નિષ્ક્રિયતાનો પાઠ નથી પઢાવતા, પણ કર્તવ્યપરાયણ બનવાની શિક્ષા આપે છે; એટલું જ નહિ, પણ સાચા કર્મશ્ય બનવા માટે ખરો 'મસાલો' એ પૂરો પાડે છે. કર્મવાદના સિદ્ધાન્તમાં સત્કર્મો દ્વારા સુભાગ, મહાભાગ બનવાનો ધ્વનિ છે, અને ઇશ્વરવાદના સિદ્ધાન્તમાં સચ્ચરિત બનવા માટે પરમાત્માના અવલંબનનો ધ્વનિ છે. જીવનની ગ્લાનિ દૂર કરવામાં, આત્માને ધીરજ બંધાવવામાં, તેમ જ સન્તોષ તથા શાન્તિ બક્ષવામાં અને સદાચરણની પ્રેરણા અર્પવામાં એ બન્ને સિદ્ધાન્તો સારા ઉપયોગી થઇ શકે તેમ છે.

કર્મ (ભાગ્ય) પણ માણસ (પ્રાણી)ના પ્રયત્નથી ઉત્પન્ન થનારી વસ્તુ છે. સારા કામથી માણસ પોતાનું સારૂં અને બુરા કામથી પોતાનુ બુરૂં કર્મ (ભાગ્ય') સર્જે છે. એટલે ભાગ્ય (કર્મ)ને ઘડીને તેનાં શુભાશુભ પરિણામ (કડવાં-મીઠાં ફળ) મેળવવાં એ માણસના પોતાના હાથની વાત છે-Man is the architect of his fortune. માટે જ, સુખ યા અભ્યુદયનો અર્થી સજ્જન ઉત્સાહથી સદાચરણ-પરાયણ બને છે. સફભાગ્યથી મળેલ સમ્પત્તિમાં માણસ જો બહેકી જાય, ઘમંડી બની મત્ત-પ્રમત્ત-ઉન્મત્ત બને તો ભવિષ્યને માટે એ બુરાં કર્મ બાંધે અને એનો વર્તમાન [illegible] એના વર્તમાન કર્મોદયની અવધિ સુધી જ

સીમિત રહે માટે કર્મવાદ સાથે એ સુબોધ પણ વણાયેલો છે કે શુભ કર્મના સારા ફળ પણ **સમતાથી** ભોગવવાના, જેમ દુ:ખ સમતાથી ભોગવવાનું છે તેમ

ઉપર જણાવ્યુ તેમ ભાગ્યવાદ પણ માણસને સદાચરણ તરફ પ્રેરનારો વાદ છે, અને સદાચરણની ભાવના ઇશ્વરનો (પરમાત્માનો) આશ્રય લેવાથી વિકસે છે અને પોષાય છે સીધી રીતે આપણા કર્મ (ભાગ્ય)મા ફેરફાર કે તેનુ વિદારણ કરી શકે એવો કોઇ ઇશ્વર કે ભગવાન્ નથી, પણ એનો (ભગવાનનો) આશ્રય લેવાથી જે ધર્મભાવના ખિલે છે, જે ધર્મસાધના બને છે, તે પોતાના પ્રમાણમા કર્મ (ભાગ્ય) ઉપર પણ જોર દાખવી શકે છે, એ દ્વારા અશુભ ભાગ્ય યા કર્મમા ફેરફાર આણી શકાય છે અને પ્રાય તેને વિદારી પણ શકાય છે કોઇ કર્મ કે ભાગ્ય કાયમ ટકતુ નથી, તેના જ્યારે અન્ત આવે છે, ત્યારે તેનો ફલોદય ખતમ થાય છે એ જ કારણ છે કે, સારી સ્થિતિને હમેશા ચાલુ ટકાવી રાખવા માટે તેના સાધન તરીકે શુભ ભાગ્યની સર્જન-ક્રિયામા (એ સર્જનક્રિયા બીજી કોઇ નહિ, પણ સદાચરણી જીવનચર્યા હોઇ તેમા) સુજ્ઞ માણસ સદા તત્પર રહે છે. એમ કરી એ પોતાને સદાસુખી બનાવે છે અને સાથે જ પોતાને વિકસિત તથા ઉન્નત બનાવતો જાય છે ઉત્તરોત્તર વિકાસ પામતા જીવનના શુભ પ્રવાહમા એવો મહાન્ અપૂર્વ અવસર આવે છે કે આત્મ-વિકાસ પૂર્ણતાએ પહોચવાની ભૂમિકા સાપડે છે, જ્યારે પુણ્ય-પાપ બન્નેનો ક્ષય થાય છે અને મોક્ષની પ્રાપ્તિ થાય છે

કર્મવાદનો સદ્‌બોધ આત્મસાધક મુમુક્ષુને પોતાનું બુરું કરનાર માણસ ઉપર ક્ષમા રાખવામાં પણ કામ આવે છે, પોતાનું બુરું કરનાર માણસની બુરાઇનો ન્યાયના માર્ગે શક્ય તે પ્રતીકાર કરવા સાથે પણ બુરું કરનાર માણસ ઉપર વૈર-ભાવ ન રાખતાં તેના પ્રત્યે ક્ષમા રાખવામાં પણ કામ આવે છે. "મારો વિરોધી માણસ મારી તરફ જે દુર્વ્યવહાર કરે છે તે મારા કર્મના બળે કરે છે, મારું કર્મ એને હથિયાર બનાવી એની પાસે એમ કરાવે છે, માટે એ માણસ ઉપર ક્રોધ કરવો ખોટો છે ક્રોધ તો એ માણસને નિમિત્ત (હથિયાર) બનાવનાર મારા પોતાના કર્મ ઉપર જ કરવો ઘટે"–આવી ભાવનાને પોષવામાં અને એ દ્વારા સાત્ત્વિક ક્ષમાશીલ બનવામાં અર્થાત્ ક્રોધ–કષાય કે બખેડાના દુષ્કર્મબન્ધક કલુષિત વાતાવરણથી પોતાના ચિત્તને દૂર રાખવામાં કર્મવાદનો ઉપયોગ મદદગાર થઇ શકે છે.

દુર્જનના દૌર્જન્યની પાછળ તેનો **અજ્ઞાન–રોગ** યા કષાયરોગ પ્રેરકભૂત હોઇ તે માણસ પ્રત્યે વૈરવૃત્તિ ન રાખતાં તે જ્વરાર્ત કે રોગાર્ત માણસની જેમ ભાવદયા અને ક્ષમાને પાત્ર છે એમ કર્મતત્ત્વવેત્તા સુજ્ઞ સમજે છે.

કર્મનો સિદ્ધાન્ત સમજનાર નિયતકાલિક કર્મના નિયતકાલિક ફળ ઉપર મદ કે અહંકાર ન કરે અથવા વિષાદ કે દિલગીરી ન અનુભવે. પોતાને ઉપસ્થિત થયેલ કષ્ટ કે સંકટને પોતે પોતાના **દુષ્કર્મ**થી પેદા કરેલું સમજતો હોઇ **સમતાથી** સહે આસ, સમતાથી સહન

કેળવાતું બળ, જીવનને ગ્લાનિથી મુક્ત રાખવાનું બળ **કર્મનિયમ**ના તત્ત્વજ્ઞાનમાથી સાપડે છે, અને ભગવદાલંબનનો યોગ એમા ખૂબ શાન્તિ, સાન્ત્વન, આશ્વાસન અને પ્રેરણ પૂરે છે

માણસના સ્તુતિ કે ભક્તિ-ઉપચારથી ભગવાન ખુશ થતો હોય તો એ ન કરનાર ઉપર અખુશ કે નાખુશ પણ થાય! પણ ભગવાન્ (પરમાત્મા) એવી પ્રકૃતિનો ન હોય એ વીતરાગ છે, એ પૂર્ણ-પૂર્ણાત્મા-પૂર્ણાનન્દ હોઇ **વિશ્વમ્ભર** કહેવાય છે એ આપણા ભક્તિના ગાનતાનથી કે અલકાર-આભૂષણો ચડાવવાથી યા મિઠાઈના થાળ ઢોકવાથી રાજી થાય એમ માનવુ એ ભગવાનની ભગવત્તા વિષેનું અજ્ઞાન સૂચવે છે માણસનુ હૃદય-અન્ત કરણ ભગવન્મુખ, ભગવદ્ભક્ત, ભગવદેકશરણ હોય, તેમ જ કલ્યાણાભિલાષી હોય અને ભગવત્સ્મરણથી સત્ત્વસશુદ્ધ તથા પ્રસાદપૂર્ણ બનતુ જતુ હોય તો, એનું સધાતુ એ ઔજ્જ્વલ્ય કે નૈર્મલ્ય એ જ એને મળતો યા મળેલો-કોઇનો અણદીધેલ-સ્વબલોપાર્જિત સહજ પુરસ્કાર છે ભગવત્સ્મરણ સાધારણ નિમિત્ત નથી, પણ પ્રબલ સાધન છે એ પરમશુભ્ર, પરમદીપ્ર પરમોજ્જ્વલ **પરમતત્ત્વના** એકાગ્ર ધ્યાનનુ પકવ થતુ જતુ બળ ધ્યાતાના હૃદયના કપાટ ખોલી દે છે અને એના પર એવી પ્રતિક્રિયા કરે છે કે એની મોહવાસના પર જબ્બર ફટકો પડે છે, તેમજ ધ્યેયતત્ત્વની શુદ્ધતાની રોશનીની આભા એના (ધ્યાતા) પર પથરાવા માડે છે શુદ્ધ અને ઉચા વિષયની ભાવના મન પર શુદ્ધ અને ઉચી છાયા પાથરે છે અને અશુદ્ધ

તથા નિકૃષ્ટ વિષયની ભાવના મન પર અશુદ્ધ તથા નિકૃષ્ટ છાયા પાથરે છે ધ્યાનનો વિષય જેવો હોય તેવી અસર મન પર થાય છે વીતરાગ પરમાત્માનું ચિન્તન, સ્મરણ, ઉપાસન (એ પ્રકારનો એ મહાન્ પ્રભુનો માનસિક સત્સંગ) મનના મોહરૂપ કાલુષ્યને પખાળવામા ખૂબ કારગત થાય છે. આમ ભગવદુપાસનાથી ચિત્તશુદ્ધિનો કે માનસિક વિકાસ યા પ્રસન્નતાનો જે લાભ મેળવાય છે તે ભગવાને આપેલો કહી શકાય, પણ તે **ઉપચારથી**. ભગવાન્‌ના હાથમાં **સીધી રીતે** પ્રકાશ આપી દેવાનું હોત તો તે કોઇના અન્તઃકરણમાં અન્ધકાર રહેવા દેત નહિ; સમગ્ર જગતના આત્માઓને પૂર્ણપ્રકાશ અને આનન્દી બનાવી દેત, પણ એ તો પ્રાણીએ-માણસે પોતે પોતાના બળથી સાધવાનું છે-પોતાનું પોતે જ પોતાના જ પુરુષાર્થથી પ્રાપ્ત કરવાનું છે-બનાવવાનું છે, બીજો કોઇ (ઇશ્વર પણ) બનાવી આપે તેમ નથી.

ભગવાન જો 'પ્રસન્ન' થતો હોય તો કેવળ આપણાં સારાં ગુણ-કર્મો ઉપર જ પ્રસન્ન થાય-આપણી સચ્ચરિત્રતા યા સદાચરણશીલતા પર જ પ્રસન્ન થાય

જેમ સૂર્ય પ્રકાશે છે, પણ એનો પ્રકાશ લેવો કે ન લેવો એ માણસની મરજીની વાત છે; લેનારને ફાયદો થાય છે અને ન લેનારનું સ્વાસ્થ્ય બગડી જાય છે, તેમ સન્ત કે પરમાત્માના સદુપદેશનો પ્રકાશ જે લેશે તેનું કલ્યાણ થશે, તે તરી જશે, અને નહિ લેનાર અન્ધકારમાં રવડશે.

પરમાત્મા કે ભગવાન દેખાતો તો છે જ નહિ, એનુ સ્વરૂપ આપણા પોતાના મનના યથાર્થરૂપે કલ્પીને એના–માનસિક–સાન્નિધ્યમાં આવવાથી માણસની દૃષ્ટિનું શોધન થાય છે, એને પ્રેરણા અને બળ મળે છે, અને એ સાન્નિધ્યનો લાભ જેમ જેમ વધુ લેવાતો જાય છે તેમ તેમ ચિત્તનો ભાવ, ઉલ્લાસ તથા શુદ્ધીકરણ વધતા જાય છે આ ક્રમે એનું મોહાવરણ હઠતું જાય છે, વાસના ખરતી જાય છે અને એનો આત્મા સત્ત્વસમ્પન્ન–વધુ ને વધુ સમ્યગ્ દર્શન–જ્ઞાન–ચારિત્રથી સમ્પન્ન બનતો જાય છે આ પ્રમાણે મહાન્ પથ ઉપર આરૂઢ થઇ આત્મા મહાત્માની ભૂમિકામાંથી આગળ વધી પરમાત્મપદની ભૂમિકામાં પ્રવિષ્ટ થાય છે બસ ભગવદ્ભક્તિ આ પ્રકારે વિકાસ–પથ પર ચઢાવવામાં અને આગળ વધારવામાં ઉપયોગી થાય છે આમ, ભગવાન્ વિષેનું અને આત્મકલ્યાણ સાધવાનુ સાચુ જ્ઞાન પ્રાપ્ત થવું તે જ્ઞાન, અને ભગવાન્‌નુ શરણ સ્વીકારી ભગવાને ફરમાવેલ સન્માર્ગના પૂજક બનવું તે **ભક્તિ**, અને તે સન્માર્ગ પર ચાલવું તે **કર્મ**–આ પ્રમાણે **જ્ઞાન–ભક્તિ–કર્મ**નો પરસ્પર ઘનિષ્ઠ સમ્બન્ધ છે અને એ ત્રણે પરસ્પર મળી એક–રસ થઇ મોક્ષનો–નિઃશ્રેયસનો–પરમ કલ્યાણપદનો એક અનન્ય અસાધારણ*માર્ગ બને છે

---

*જૈનદર્શનપ્રસિદ્ધ જ્ઞાન–દર્શન–ચારિત્ર એ જ્ઞાન–ભક્તિ–કર્મ છે. દર્શનનો ભક્તિથી અથવા ભક્તિનો દર્શનથી નિર્દેશ કરી શકાય અને ચારિત્ર કહો કે કર્મ કહો એક જ વાત છે

"सम्यग् दर्शन–ज्ञान–चारित्राणि मोक्षमार्गः" એ વગેરે

સંસારમા સર્વાધિક પ્રેમભાજન માતા ગણાય છે, જેની આગા એનો બાલક જેમ કાલો બને છે, કાલો બનીને આનન્દ-રસ પીએ છે, તેમ, ભગવાન્ આગળ ભક્ત જન ભક્તિના ઉભરામા કાલો (મુગ્ધ) બની જાય છે અને સાત્ત્વિક પ્રેમરસનો ઉપભોગ કરે છે આ રીતે એને પોતાના જીવન તથા આચરણની શુદ્ધિ કરવાનો માર્ગ પણ સરળ થાય છે પ્રભુનો ભક્ત થઇને આચરણથી મલિન હોય તો

---

આર્ષ ઉલ્લેખોના અનુસાર દર્શન, જ્ઞાન, ચારિત્ર એવો ક્રમ પ્રસિદ્ધ છે, તથાપિ જ્ઞાન, દર્શન, ચારિત્ર એવો પણ ક્રમ સ્વીકારાયેલો છે. એનો ક્રમ આચાર્ય હેમચન્દ્રના યોગશાસ્ત્રના પ્રથમ પ્રકાશના—

"चतुर्वर्गेऽग्रणीर्मोक्षो योगस्तस्य च कारणम्।
ज्ञान-श्रद्धान-चारित्ररूपं रत्नत्रयं च सः॥"

એ ૧૫ મા શ્લોકમા છે, અને એથી પ્રાચીન શાસ્ત્રોમા પણ છે વસ્તુત એ બન્ને ક્રમ યોગ્ય, ઘટિત અને યુક્તિસર છે દર્શન કે શ્રદ્ધાનની પૂર્વે અથવા ભક્તિની પૂર્વે **પાયાનું જ્ઞાન** (આધારભૂત યથાર્થ બોધ) તો હોવુ જ જોઇએ સાચા જ્ઞાન વગર ભક્તિ કે શ્રદ્ધા બની શકે જ કેમ? અને ભક્તિ કે શ્રદ્ધાના પાત્ર પણ સમજાય જ કેમ? દર્શન-જ્ઞાન-ચારિત્ર એ ત્રણની જેમ "**नाणकिरियाहिं मोक्खो**" વગેરે પ્રાચીન આર્ષ ઉલ્લેખો દ્વારા જ્ઞાન અને ક્રિયા [ક્રિયા એટલે ચારિત્ર] એ (સંયુક્ત) બે પણ મોક્ષના માર્ગ તરીકે જણાવવામા આવેલ છે ત્યા દર્શનનો જ્ઞાનમાં સમાવેશ છે "**ज्ञानविशेष एव सम्यक्त्वम्**" [સમ્યક્ત્વ જ્ઞાનવિશેષનું જ નામ છે] એમ પૂર્વકાલીન શ્રુતધર આચાર્યોનું કથન છે

---

* વિશેષાવશ્યક ભાષ્યની શરૂઆતની ત્રીજી ગાથાનુ પ્રથમ ચરણ.

એ મેળ એમે જ કેમ? નિર્મલ આત્મા સાથે મલિન ૨ આત્માનો મેળ કેવો? એ સ્વામિ–સેવકની જોડી જ બનતી નથી ભક્તને તો ભક્તિના રસ્તે સદાચરણી થવું જ રહ્યું; અને તો જ પ્રભુની સાથે એનો મેળ સધાય. આમ ભક્તિનું પર્યવસાન આચરણની–વર્તનની–ચારિત્રની શુદ્ધિમાં જ આવે છે, અને આવવું જ જોઈએ; ત્યારે જ અને તેમાં જ ભક્તિની સફલતા છે

અને હું તો ત્યાં સુધી કહી શકું કે ઇશ્વરવાદ એકવાર અસિદ્ધ (બિનસાબિત) રહી જાય–સાબિત ન થાય તોયે બુદ્ધિભાવિત–ભાવનાવિરાજિત ઇશ્વર–અથવા કહો કે ઇશ્વરનિષ્ઠા–હૃદયને સાન્ત્વન અને જીવનને ગતિ આપવામાં સ્પષ્ટ ઉપયોગી છે; એટલે ઇશ્વરવાદ (ભગવાન્ છે એવા સિદ્ધાન્તવાદ)નો આસરો જીવનને ખરેખર આશ્વાસનરૂપ અને પ્રેરકરૂપ છે એમ અનુભવ પરથી કહી શકાય છે.

(૨૪)

શ્રદ્ધા

જૈન સમ્પ્રદાયના મુખ્ય બે ફિરકાઓમાં દિગમ્બરો સોળ દેવલોક માને છે અને શ્વેતામ્બરો બાર આવી અનેક ગૌણ વાતોમાં માન્યતાભેદ છે. સ્પષ્ટ છે કે બાર કે સોળ માનવા ઉપર કે એવી જાતનું બીજું માનવા ન માનવા ઉપર આત્માનું કલ્યાણ અવલંબતું નથી. આ ઉપરથી ખ્યાલમાં આવી શકે છે કે આત્માને સ્પર્શે, આત્માના જીવનમાં અસર ઉપજાવે એવી તત્ત્વશ્રદ્ધા એ જ શ્રદ્ધાના સ્થાને સમજવાની છે. જે તત્ત્વોની

શ્રદ્ધા આત્મજીવનમા હલચલ મચાવે-અમરકાઙ્ક્ષ પ્રેરણાદાયી આન્દોલન જગાવે, દૃષ્ટિમા વિકાસગામી પલટો લાવે એ જ શ્રદ્ધા-એ જ તત્ત્વશ્રદ્ધા શ્રદ્ધાના સ્થાને છે એ તત્ત્વો છે આત્મા, પુણ્ય પાપ પુનર્જન્મ તથા મોક્ષ અને મોક્ષનો માર્ગ. આ તત્ત્વોની શ્રદ્ધા-સાચી સમજ સાથેની શ્રદ્ધા-પાકા વિશ્વાસરૂપ શ્રદ્ધા એ જ આધ્યાત્મિક જીવનમાં ઉપયોગિભૂત શ્રદ્ધા છે, અને એને જ સમ્યગ્દૃષ્ટિ, સમ્યગ્દર્શન યા સમ્યક્ત્વ કહી શકાય આ 'સમ્યક્ત્વ' માટે સ્વર્ગ-નરકનાં વૈદિક, બૌદ્ધ કે જૈન વાઙ્મયમા વર્ણિત વૈવિધ્યપૂર્ણ પૌરાણિક વસ્તુવર્ણનોમાં આસ્થા હોવી અનિવાર્ય નથી જે માણસને આત્મામા, આત્માની સુગતિ-દુર્ગતિમાં અને આત્માના પૂર્ણ વિકાસની શક્યતામા શ્રદ્ધા છે તે સમ્યક્ત્વ શાલી છે એ શ્રદ્ધા જીવનને અમૃતરૂપ હોઇ અમૃતશ્રદ્ધા છે, એ જીવનને-જીવનયાત્રાને મોટામા મોટું આલબન અને મોટામા મોટો ટેકો છે

સમ્યક્ત્વ (સમકીત) માટેની શ્રદ્ધામા સુદ્રવ્યોની શ્રદ્ધાની શરત પણ અનિવાર્ય નથી 'ધર્માસ્તિકાય' વગેરે દ્રવ્યોની જેને ખબર નથી તે પણ આત્માની શુભ દૃષ્ટિના [કલ્યાણસાધનની સમ્યગ્દૃષ્ટિના] આધાર પર સમ્યક્ત્વવાન્ હોઇ કે થઇ શકે છે 'અન્યલિંગ'વાળા કે અન્ય-સમ્પ્રદાયવાળાને જૈનદર્શનસમ્મત 'ધર્માસ્તિકાય' વગેરે પદાર્થોની ખબર ન હોય, છતા એ આત્મશ્રદ્ધાના બલિષ્ઠ પાયા ઉપર સચ્ચરિતશાલી બની વીતરાગતાની દિશામા પૂર્ણ

પ્રગતિ સાધી 'અન્યલિંગેxસિદ્ધા'નો સૂત્ર મુજબ મુક્તિને-કેવલજ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે, 'સંવર', 'આસ્રવ', 'નિર્જરા' વગેરે શબ્દો જેણે સાંભળ્યા જ નથી એવો માણસ પણ, આત્માનું અહિત હિંસાદિના રસ્તે છે અને એનું હિત અહિંસા-સત્ય-સંયમના રસ્તે છે એમ જો બરાબર સમજતો હોય તો તે સમ્યગ્દૃષ્ટિ છે એ સમજ સમ્યગ્દૃષ્ટિની સમજ છે, એ સમજ સમ્યગ્દૃષ્ટિનું લક્ષણ છે. હા, એ સમજ પાકા વિશ્વાસરૂપ હોવી જોઈએ. કેમકે સમ્યગ્દૃષ્ટિ તરીકે મનાતી શ્રધ્ધામાં વિશિષ્ટ પ્રકારના વિશ્વાસનો ભાવ સમાયેલો છે

આત્મા બાબતની ફિલસુફી પણ ગહન છે. તે વિષયના તત્ત્વજ્ઞાન વગરનો માણસ પણ સત્ય, અહિંસાના સન્માર્ગની નિષ્ઠાના યોગે સમકીત (સમ્યક્ત્વ)નો ધારક બની શકે છે. વાસ્તવમાં સત્ય, અહિંસાના સન્માર્ગની શ્રધ્ધા એ આત્મતત્ત્વની શ્રધ્ધા છે, અથવા આત્મતત્ત્વની યથાસ્થિત શ્રદ્ધા સાથે નિકટતમ સગપણ ધરાવતી શ્રદ્ધા છે, જે શ્રધ્ધામાં સાત કે નવ તત્ત્વોની શ્રધ્ધાનો સાર આવી જાય છે.

---

xયશોવિજય ઉપાધ્યાય કહે છે—

अन्यलिंगादिसिद्धानामाधारः समतैव हि।
रत्नत्रयफलप्राप्तेर्यया स्याद् भावजैनता ॥ २३ ॥
(અધ્યાત્મસાર, સમતાધિકાર)

અર્થાત્—'અન્યલિંગ' વગેરે અવસ્થામાં સિદ્ધ થનારાઓનો આધાર **સમતા—**સમભાવ જ છે. એ સમતાના બળે રત્નત્રયની (સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રની) પ્રાપ્તિ થવાથી તેઓ **ભાવજૈન** બને છે.

ગંભીર દૃષ્ટિથી વિચારતાં સમજી શકાય છે કે તત્ત્વો અને દ્રવ્યો સંબંધી જે માન્યતા જૈન સમ્પ્રદાયમાં છે તેવી માન્યતા ધરાવ્યા સિવાય અથવા જે બાહ્ય ક્રિયાકાંડો યોજવામાં આવ્યાં છે તેવા કર્યા સિવાય મુક્તિ મળે નહિ એમ માનવું એ વાસ્તવિક ધર્મ શામાં સમાયલો છે તે વિષેનું અજ્ઞાન સૂચવે છે; અને એ (એમ માનવું) જૈન સિદ્ધાન્તની પોતાની દૃષ્ટિ સાથે અસંગત પણ છે. કેમકે અગાઉ 'પંદર ભેદે સિદ્ધ' થઇ શકવાનો સૂત્રાદેશ (અર્હત્પ્રવચન)નો ઉલ્લેખ જણાવવામાં આવ્યો છે, તેમાં અન્યલિંગે સિદ્ધ થઇ શકવાનું પણ જણાવેલું છે. વાસ્તવિક ધર્મ સદાચરણમાં—સચ્ચરિતમાં—સમ્યક્ ચારિત્રમાં છે એ અમોઘ સાધનને બરાબર સમજવું એ **સમ્યગ્જ્ઞાન** છે અને એ સાધનમાં (એ માર્ગમાં) બરાબર શ્રધ્ધા હોવી એ **સમ્યગ્દર્શન છે.** માણસ પોતે સદાચરણની સંભાળ લેશે, તો ધર્મ પોતે એની સંભાળ લેશે—**धर्मो रक्षति रक्षितः**. જે સિધ્ધ કરવાનું છે તે વીતરાગતા છે, અને તે અનાસક્તિ, અસંયમ અને કષાયના ઉત્તરોત્તર ત્યાગથી મેળવાય છે સયમ એટલે અહિંસા આદિનું સમજપૂર્વક પાલન એવું પાલન ન કરવું અને સ્વચ્છન્દથી વર્તવું એનું નામ અસંયમ

શરીરની અન્દર, પણ શરીરથી જુદું અને વિલક્ષણ—ગુણવાળું આત્મતત્ત્વ છે અને તે યોગ્ય પ્રક્રિયાથી જન્મ-મરણના ફેરામાંથી મુક્ત થઇ શકે છે એવી શ્રધ્ધા ધરાવવી એનું નામ 'સમકીત' (સમ્યગ્દૃષ્ટિ). આવી માન્યતા—શ્રધ્ધા અન્ય ધર્મ—સમ્પ્રદાયવાળા પણ ધરાવી શકે; અને તે

માન્યતાને–શ્રદ્ધાને અમલમા મૂકી અનાસક્તિ વગેરેથી (રાગભાવ–કષાયભાવથી) મુક્ત થાય તો તે મોક્ષ મેળવી શકે

"મારુ તે સાચુ, એમ નહિ, પણ સાચુ તે મારુ" એમ બોલવામા બધા ચતુરાઇ વાપરે છે ખરા, પરન્તુ વર્તનમા તેઓ પક્ષમોહથી ખેચાઇ જાય છે અને સાચુ શુ છે, કયા છે તેનો વિચાર કરવાને થોભતા નથી, અને પોતાનુ તે સાચુ અને બીજાનુ ખોટુ એવા પૂર્વગ્રહથી દોરવાઇ બીજાને મિથ્યાત્વી, કુસંગી, નાસ્તિક, કાફર એવા એવા ઉપનામોથી નવાજે છે પરન્તુ આમા વિવેકશક્તિની મોટી ખામી દેખાઇ આવે છે

જેમને આપણે આપ્ત પુરુષ માન્યા હોય તેમના વિષે આપણને શ્રદ્ધાલુભાવ હોય એ સ્વાભાવિક છે પરન્તુ તે શ્રદ્ધા અન્ધશ્રદ્ધા ન હોવી જોઇએ જ્યારે તે શ્રદ્ધા વિવેક–વિચાર વગરની હોય ત્યારે તે અન્ધશ્રદ્ધા કહેવાય છે, સ્થાને પડેલી હોય તોયે વિવેક-વિચારના પાયાવાળી ન હોવાથી તે જાગ્રત્ અને અડગ શ્રદ્ધા નથી હોતી જ્યારે તે શ્રદ્ધાને વિવેક–વિચારનુ પીઠબળ હોય છે ત્યારે તે સાચી શ્રદ્ધા બને છે, જેના ઉપર ચારિત્રની ભવ્ય ઇમારત ઉભી કરી શકાય છે હરિભદ્રાચાર્યનુ "युक्तिमद् वचन यस्य तस्य कार्य परिग्रह." [જેનુ વચન યુક્તિવાળુ હોય તેનો સ્વીકાર કરવો] એ વાક્ય અથવા એના જેવા બીજા ઉદ્ગાર મોઢેથી કાઢવા એ તો સહેલુ છે, પણ જ્યારે પોતાની પરપરાની યુક્તિ રહિત વાતને કોઇ યુક્તિરહિત કહે છે ત્યારે ગુસ્સો થઇ આવે છે અને સમતાથી એ વાતને વિચારાતી નથી, તેમજ

બીજાની (અન્ય પરંપરાની) યુક્તિયુક્ત વાતને પણ સ્વીકારતાં મનને ખચામણ થાય છે. આવી સ્થિતિ જો વર્તતી હોય તો હરિભદ્રાચાર્યના ઉપલા સૂક્તનો આદર કે અમલ કર્યો કહી શકાય ?×

---

×આચાર્ય હરિભદ્ર વિદ્વાન બ્રાહ્મણ અને દર્શનશાસ્ત્રોના પારગામી પંડિત હતા. તેઓ જૈનધર્મ સ્વીકારી જૈનશાસનના મહાન્ પ્રભાવક આચાર્ય બન્યા હતા

તેમણે

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

એમ કહી ખુલ્લી રીતે જાહેર કર્યું છે કે, જો કે હું ભગવાન્ મહાવીરનો અનુયાયી છું છતાં મને ભગવાન્ મહાવીર પ્રત્યે પક્ષપાત નથી, અને કપિલ વગેરે અન્ય સમ્પ્રદાયોના પુરસ્કર્તા મહર્ષિઓ પ્રત્યે દ્વેષ નથી. અમુક વચન ભગવાન્ મહાવીરનું છે માટે તમે માનો અને અમુક વચન મહર્ષિ કપિલ વગેરેનું છે માટે તે ફેંકી દો એમ મારું કહેવું નથી. વચન ગમે તેનું હોય—તે કોનું છે એ વાત તમે ભૂલી જાઓ—પરન્તુ તે વચન—સંબંધમાં તમે વિચાર કરો, તેને બુદ્ધિની કસોટીએ ચડાવો અને જો તે વચન તમને બુદ્ધિસંગત અને યુક્તિપુરસ્સર જણાય તો જ તેનો સ્વીકાર કરો એમ મારું કહેવું છે.

તે મહાન આચાર્યના કહેવાનું તાત્પર્ય એ છે કે મારું તે જ સારું એવો પક્ષપાત કે પૂર્વગ્રહ છોડી દઈ કેળવાયેલી, મધ્યસ્થ બુદ્ધિથી તપાસતાં જે સારું જણાય તે મારું, તે સ્વીકાર્ય એવી વિશાળ ભાવના કેળવો, કે જેથી સામ્પ્રદાયિક મૂઢતા ટળે અને હૃદય વિશાળ, નિષ્પક્ષપાત તથા સત્યગ્રાહી બને.

(૨૫)

**વૈરાગ્ય**

સંસાર એ કંઇ ઈંટ, માટીનું મકાન નથી; તે માતા-પિતા, બન્ધુ કે મિત્ર નથી; તે બાગબગીચા કે દ્રવ્યસમ્પત્તિ નથી; તે ઉદ્યોગ યા પ્રવૃત્તિ-વ્યાપાર નથી: સંસાર એ કશામાં નથી અને અતએવ તેના ત્યાગથી સંસારનો વાસ્તવિક ત્યાગ થયો સમજવો યોગ્ય નથી. મનુષ્યનો ખરો સંસાર તેના હૃદયમાં-મનમાં છે તે વસ્તીમાં હોય કે જંગલમાં હોય, પણ ત્યાં તેનો સંસાર હોય જ હોય છે વાસના (મોહવાસના, ક્લેશવાસના) એ સંસાર છે. એના આક્રમણ નીચે જ્યાં સુધી જીવ છે ત્યાં સુધી તે-ગૃહસ્થ અવસ્થામાં હોય કે સંન્યાસી અવસ્થામાં-ભવભ્રમણચક્રમા છે માણસ સ્થૂલ પદાર્થોનો ત્યાગ કરી ને બધાથી છેટો ચાલ્યો જાય, કહો કે તે બધાથી ભાગી છૂટે, પણ તેના ચિત્તથી તે ક્યાં નાસી છૂટે તેમ છે?-ચિત્તથી-વાસનામય ચિત્તથી. વાસનામય ચિત્ત છે ત્યાં સુધી તેને સંસાર વળગેલો જ છે સંસારની ખરી રંગભૂમિ પ્રાણીના અન્તરના પ્રદેશ ઉપર છે, બહાર તો ફક્ત તે અન્તરના ભાવોનું સ્થૂલ પ્રકટીકરણ છે.

રાગ, અનીતિ-અન્યાય તથા સ્વાર્થાન્ધતા વગેરે દોષોનું ધામ હોઇ એના દૂરીકરણમાં પ્રાપ્ત થતો વૈરાગ્ય મનુષ્યને ઉદાર, સત્યાચરણી, વિવેકદૃષ્ટિ અને વત્સલ (પ્રેમાળ) બનાવે છે વૈરાગ્યના સાત્ત્વિક સદ્ગુણના યોગે એની દેવતાની ભાવના વિકસ્વર બને છે રાગવાસના [illegible]

માર્ગમા પગલે પગલે આનન્દ અને રસની ભરપૂરતા છે વિકાસગામી ઊર્ધ્વગામી વિહારમા એ રસ તથા આનન્દની અનુભૂતિ કરતા કરતા એ પરમપદની સ્થિતિએ પહોંચી શકે છે. રસના રાગમા બધાઈ જવું એ પામરતા છે; પણ જે રસનો સ્વામી બની નિર્બન્ધનપણે રસોપભોક્તા છે અને, જેને ભૌતિક રસ કરતા ઘણા જ ઉચ્ચ પ્રકારના આનન્દરૂપ રસનો–જે આત્મવિકાસના સન્માર્ગમાં ઉપલબ્ધ છે તે રસનો **શોખ** લાગ્યો છે તે સાચો મર્દ સાચો વીર માનવ દુન્યવી ધરતીથી ઘણો ઉંચે ચડેલ છે. એ પોતાના સાચા સાત્ત્વિક સમુન્નત વૈરાગ્ય–રસમાં અનુપમ આનન્દ ભોગવે છે અને દુનિયાના માણસોને શુભ પ્રકાશરૂપ બની રહે છે.

ઉપરના વિવેચનથી જોઇ શકાય છે કે વૈરાગ્ય કે વૈરાગ્યનો ઉપદેશ માણસને એદી, આળસુ, નિષ્ક્રિય બનાવનો નથી કે નિષ્ક્રિય બનવાનું કહેતો નથી; એ એને અહિંસા–સત્યના પાઠો શીખવે છે. એ પ્રકારના શિક્ષણ દ્વારા એને પ્રામાણિક, સત્યવાદી, પરોપકારશીલ તથા સેવાભાવી બનાવે છે. પરોપકાર કે સેવાભાવ કેવળ વાણીનો જ બસ નથી; સન્તસાધુજન પણ પોતાના શરીરથી પણ એનો (પરોપકાર કે સેવાનો) લહાવો લેવા ઉદ્યત રહે છે. સાચી દૃષ્ટિ ખુલતાં મહાભાગને સમજાય છે કે બધા જીવો એક છે* અર્થાત્ એકરૂપ છે. આ દિવ્ય સમજ આવતાં એ બીજાના સુખ પર મુદિત બને છે અને બીજાના દુઃખ પર કરુણાર્દ્ર બને

*"एगे आया" (ઠાણાંગ, સૂત્ર બીજું)

છે. આમ, વિશ્વના આત્માઓ સાથે અભેદ અનુભવે છે. આ અભેદભાવના જ્યારે એની ટોચે પહોંચે છે ત્યારે એ એ જીવ પોતાના મૂળ સાચા સ્વરૂપમાં પરમાત્માસ્વરૂપમા–ખુલ્લો–પ્રગટ થાય છે, અર્થાત્ પરમાત્મ બને છે.

(૨૬)

**મુક્તિ**

સંસારી (કર્માવૃત) જીવ જ્યાં સુધી સંસારમાં (કર્માવૃત દશામાં) છે ત્યાં સુધી એ એકલો નથી; શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ એ બધાથી–એના એ પરિવારથી–એ સતત વીંટળાયેલો રહે છે માટે એ સ્પષ્ટ છે કે એ બધા અંગોના વિકાસમાં જીવનો–જીવના જીવનનો વિકાસ છે. એ બધાના આરોગ્યસમ્પન્ન હોવામાં જીવની આરોગ્ય-સમ્પન્નતા છે એ બધાં ખોડખાંપણવાળાં હોય ત્યાં સુધી જીવ ખોડખાંપણવાળો છે, અને ત્યા સુધી એની હેરાનગતિ છે. માટે એ બધાંની ખોડખાંપણથી, અર્થાત્ બુરી ટેવ, બુરું વલણ, બુરા વિચાર, રોગ, નબળાઇ, ડરપોકપણું, આળસ, જડતા, હૃદયની કઠોરતા, ખોટી લાગણી, વિલાસિતા, કાર્પણ્ય, અભિમાન, લોભ–લાલચ, દંભ, વહેમ, ગુલામી વગેરે પ્રકારની ખોડખાંપણથી મુક્તિ સાધવી એ પહેલી જરૂરની વાત છે, એ પહેલી મુક્તિસાધના છે શરીર, હૃદય, મન, બુદ્ધિ અને જ્ઞાન–કર્મની ઇન્દ્રિયોને તેમના દોષોમાંથી મુક્ત કરવાનો પ્રયત્ન એ ખરેખર **મુક્તિનો પ્રયત્ન** છે, જે અત્યન્ત-આવશ્યક

છે. આ પ્રકારની મુક્તિ સાચાં જ્ઞાન-શિક્ષણથી કે સાચી કેળવણીથી મેળવાય; અથવા કહો કે જે જ્ઞાન-શિક્ષણ કે જે કેળવણી આ પ્રકારની મુક્તિ મેળવવામાં ઉપયોગી થાય તે જ વસ્તુતઃ જ્ઞાન-શિક્ષણ છે, તે જ વાસ્તવિક કેળવણી છે. "सा विद्या या विमुक्तये" અર્થાત્ વિદ્યા તે છે જે બન્ધનોમાંથી મુક્ત કરે, એટલે કે આર્થિક, સામાજિક, રાજકીય, બૌદ્ધિક દાસ્યોમાંથી છોડાવે અને માણસને બલવાન્, બુદ્ધિમાન્, વિવેકી, પ્રવૃત્તિશીલ, પરગજુ તેમ જ સદ્‌ગુણી બનાવે આ મુક્તિ છેલ્લી આધ્યાત્મિક મુક્તિ સાથે જોડાણ ધરાવતી મુક્તિ છે. જે કેળવણી વિચારોને સુધારવામાં સહાયક ન થાય, ઇન્દ્રિયો તથા મનને વશમાં રાખતાં ન શીખવે, નિર્ભયતા તથા સ્વાશ્રયિત્વ પેદા ન કરે, નિર્વાહનો રસ્તો ન બતાવે અને સ્વાતન્ત્ર્ય-બળની ભાવના ન જગાડે, એ ભાવનાને પ્રજ્વલિત ન રાખે તે કેળવણીમાં તાર્કિક પટુતા, ભાષાપાંડિત્ય અને વિવિધ માહિતીજ્ઞાન ગમે તેટલાં ભર્યાં હોય, છતાં તે વાસ્તવિક રીતે અર્થસાધક કેળવણી નથી. બાહ્ય અને આન્તર બન્ને પ્રકારની મુક્તિ સાધી આપે તે જ વાસ્તવિક કેળવણી, તે જ શ્રેષ્ઠ શિક્ષણ.

મુક્તિ કે કલ્યાણપદનો માર્ગ એકાન્ત નિવૃત્તિ કે એકાન્ત પ્રવૃત્તિ નથી. નિવૃત્તિ એના સાચા વખતે એની મેળે ઉપાસ્ય બની જાય છે. પ્રવૃત્તિ-નિવૃત્તિ બન્ને પોતાના પરસ્પરના સુમેળ સાથે જીવનમાં રહે એ સાચું જીવન છે. નિવૃત્તિ, પ્રવૃત્તિમાં ચેતના આણવા માટે છે. પ્રવાસ કરતો પ્રવાસી વીસામો લેવા કોઇ સ્થળે બેસે અને

વીસામો લઇ પાછો ચાલવા માંડે, તેમ વીસામારૂપ યોગ્ય નિવૃત્તિ લેતા રહી પ્રવૃત્તિને સતેજ અને પ્રાણવાન્ બનાવવાની છે આમ, સાત્ત્વિક પ્રવૃત્તિમત્તા, સત્કર્મશીલતા, સ્વપરહિતકર કાર્યપરાયણતા કે અનાસક્ત કર્મયોગ એ સ્થાયી, સ્વસ્થ અને સ્વાદુ આનન્દનું ઝરણુ બની જાય છે એવું ઝરણુ ગમે તેવી ઉચી કલ્પનાના આધાર પર સેવાતી નિવૃત્તિ [નિરુદ્દેશ–અકર્મણ્યતારૂપ નિવૃત્તિ] બની શકતી નથી

અહિંસાનો હિંસા ન કરવી કે પાપાચરણ ન કરવું એવો કેવલ નિષેધરૂપ (નિવૃત્તિરૂપ) અર્થ નથી, પણ પ્રાણિદયા, ભૂતવાત્સલ્ય, સદાચરણ એવો વિધિરૂપ (પ્રવૃત્તિરૂપ) અર્થ પણ છે. જેમ એક સિક્કાની બે બાજુ, તેમ ધર્મની એક બાજુ પ્રવૃત્તિ અને બીજી બાજુ નિવૃત્તિ છે આમ ધર્મ પ્રવૃત્તિ–નિવૃત્તિ ઉભયાત્મક છે અને એ બન્નેને પરસ્પર સુસંગત બનાવવામાં જ અભ્યુદય અને નિઃશ્રેયસની સિદ્ધિ છે.



# ન્યાય—પરિભાષા

**प्रमीयतेऽनेनेति प्रमाणम्**—જે વડે વસ્તુ બરાબર જણાય તેને 'પ્રમાણ' કહેવામાં આવે છે. સાચું જ્ઞાન થતા સન્દેહ, ભ્રમ કે મૂઢતા દૂર થાય છે અને વસ્તુસ્વરૂપ ઠીક ઠીક સમજાય છે, માટે તે (જ્ઞાન) 'પ્રમાણ' ગણાય છે 'પ્રમાણ'ના આધાર પર વસ્તુનું સાચું જ્ઞાન થયા પછી તે (વસ્તુ) ઇષ્ટ હોય તો તેને મેળવવા અને અનિષ્ટ હોય તો તેને ત્યાગવા માણસ તત્પર થાય છે

પ્રમાણના બે ભેદો છે: પ્રત્યક્ષ અને પરોક્ષ મનસહિત ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી રૂપ, રસ આદિનું જે ગ્રહણ થાય છે, અર્થાત્ ચક્ષુથી રૂપ જોવાય છે, જીભથી રસગ્રહણ કરાય છે, નાકથી ગંધ લેવાય છે, ત્વચાથી સ્પર્શ કરાય છે અને કાનથી શબ્દ શ્રવણ કરાય છે તે પ્રત્યક્ષ છે. આ ઇન્દ્રિય–પ્રત્યક્ષ; અને મનોજનિત સુખાદિસંવેદન એ માનસ પ્રત્યક્ષ

વ્યવહારમાં અનુભવાતાં ઉપર્યુક્ત પ્રત્યક્ષો 'સાંવ્યવહારિક' પ્રત્યક્ષ કહેવાય છે. તેના ચાર ભેદ છે: અવગ્રહ, ઇહા, અવાય અને ધારણા ઇન્દ્રિયાદિદ્વારા વસ્તુનો પ્રથમ સામાન્ય બોધ થવો તે 'અવગ્રહ' છે એ પછી એ જ વસ્તુપરત્વે નિશ્ચયગામી વિશેષ પરામર્શ થવો તે 'ઇહા', ઇહા બાદ પૂર્ણ નિર્ણય થવો તે 'અવાય', અને અવાય એટલો દૃઢ થવો અર્થાત્ ટકી રહેવો કે જેથી કાલાન્તરમાં સ્મૃતિ થઈ શકે તે 'ધારણા' જેમકે, દૂરથી થાભલા જેવી કોઇ ઉંચી વસ્તુ દેખાવી તે

'અવગ્રહ', પછી, 'આ માણસ છે કે ઠૂંઠું ?' એવો સંશય થતાં વિશેષ લક્ષણો દ્વારા નિશ્ચયગામી પરામર્શ થવો કે 'આ માણસ હોવો જોઈએ' તે ઈહા; ઈહા પછી પૂર્ણ નિશ્ચય થવો કે 'આ માણસ જ છે' તે 'અવાય'; અને 'અવાય' દૃઢીભૂત થવો અર્થાત્ કિંચિત્કાલ ટકી રહેવો તે 'ધારણા'.

'અવાય'રૂપ નિશ્ચય કેટલાક સમય સુધી રહે છે, પણ પછી મન બીજા વિષયમાં ચાલ્યું જતું હોવાથી તે નિશ્ચય લુપ્ત થઈ જાય છે, છતાં તે એવો સંસ્કાર મૂકતો જાય છે કે જેથી આગળ કોઈ પ્રસંગ પર એ નિશ્ચિત વસ્તુનું સ્મરણ થઈ આવે છે આ પ્રમાણે 'અવાય'રૂપ નિશ્ચયની સતત ધારા, તજ્જન્ય સંસ્કાર અને સંસ્કાર-જન્ય સ્મૃતિ એ બધા મતિવ્યાપાર 'ધારણા' છે. પરન્તુ સ્મૃતિનું સ્થાન પ્રત્યક્ષમાં નહિ, પણ પરોક્ષ પ્રમાણમાં છે.

આ અવગ્રહ–ઈહા–અવાય–ધારણા પાંચ ઇન્દ્રિયો અને મન એમ છ થી થાય છે.

આ લૌકિક કે વ્યાવહારિક (સાંવ્યવહારિક) પ્રત્યક્ષોથી જુદા પ્રકારનું પ્રત્યક્ષ, જે, ઇન્દ્રિય તથા મનની અપેક્ષા રાખતું નથી, માત્ર આત્મશક્તિની અપેક્ષા રાખે છે તે 'પારમાર્થિક' પ્રત્યક્ષ કહેવાય છે. તેના ત્રણ ભેદો છેઃ અવધિ, મનઃપર્યાય અને કેવલ અવધિજ્ઞાન દેવો અને નારકોને જન્મસિદ્ધ હોય છે, અને મનુષ્યો તથા તિર્યંચોને યમ-નિયમાદિ ગુણોના વિશિષ્ટ સાધનથી પ્રાપ્ત થાય છે. મનઃપર્યાયજ્ઞાન વિશિષ્ટ સંયમી મહાત્માને થાય છે. 'કેવલજ્ઞાન' વિષે કહેવાઈ ગયું છે.

ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ થવામાં વસ્તુ સાથે ઇન્દ્રિયનો સંયોગ થવાની બાબતમાં નીચે પ્રમાણે જણાવવામાં આવે છે:–

જીભથી રસ લેવાય છે ત્યાં જીભ અને રસનો સંયોગ બરાબર હોય છે. ત્વચાથી સ્પર્શ કરાય છે ત્યાં ત્વચા અને સ્પૃશ્ય વસ્તુનો સંયોગ ચોખ્ખો હોય છે. નાકથી ગન્ધ લેવાય છે ત્યાં ગન્ધવાળાં દ્રવ્યો નાકની સાથે અવશ્ય સંયોગ ધરાવતાં હોય છે; દૂરથી ગન્ધ આવવામાં પણ દૂરથી આવતાં ગન્ધવાળાં સૂક્ષ્મ દ્રવ્યો નાકની સાથે અવશ્ય સંયુક્ત હોય છે. કાનથી સાંભળવાનું પણ, દૂરથી આવતા શબ્દો કાનની સાથે અથડાય છે ત્યારે જ થાય છે જૈનોની માન્યતા પ્રમાણે શબ્દો એ ભાષાવર્ગણાના પુદ્ગલ-સ્કન્ધો છે.

આમ જીભ, ત્વચા, નાક અને કાન એ ચાર ઇન્દ્રિયો વસ્તુની સાથે સંયુક્ત થઇ પોતાના વિષયને ગ્રહણ કરે છે. પરન્તુ ચક્ષુથી દેખાતી નજીક કે દૂરની વસ્તુઓ ચક્ષુની પાસે આવતી નથી એ ખુલ્લું છે, એટલે ચક્ષુ ઇન્દ્રિય સાથે સંયુક્ત થયા સિવાય×એ વસ્તુઓ પ્રત્યક્ષ થાય છે. એટલા માટે જૈન ન્યાયશાસ્ત્રમાં તેને (ચક્ષુને) 'અપ્રાપ્યકારી' કહી છે અર્થાત્ 'અપ્રાપ્ય' એટલે પ્રાપ્તિ (સંયોગ) કર્યા

×વસ્તુઓ પર પડતા પ્રકાશના કિરણો આંખ ઉપર આવે છે, એથી વસ્તુદર્શન થાય છે એમ વૈજ્ઞાનિક મન્તવ્ય છે, તો પણ એ તો ખુલ્લુ છે કે ચક્ષુઇન્દ્રિય અને વસ્તુનો પરસ્પર સાક્ષાત્ સયોગ હતો નથી

વગર 'કારી' એટલે વિષયને ગ્રહણ કરનાર. શેષ ચાર ઇન્દ્રિયો 'પ્રાપ્યકારી' કહેવાય છે. મન પણ ચક્ષુની જેમ 'અપ્રાપ્યકારી' છે

પરોક્ષ પ્રમાણના પાંચ ભેદો પાડવામાં આવ્યા છે: સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ.

**સ્મરણ અને પ્રત્યભિજ્ઞાન**

અનુભવ કરેલી વસ્તુ યાદ આવે તે **સ્મરણ** છે. ખોવાઇ ગયેલી વસ્તુ જ્યારે હાથ આવે છે ત્યારે "તે જ આ" એવું જે જ્ઞાન સ્ફુરે છે તે **પ્રત્યભિજ્ઞાન** છે પૂર્વે જોયેલો માણસ જ્યારે ફરીને મળે છે, ત્યારે "તે આ ચન્દ્રકાન્ત" એવું જે પ્રતિભાન થાય છે તે પ્રત્યભિજ્ઞાન છે.

સ્મરણ થવામાં પૂર્વે થયેલ અનુભવ જ કારણ છે, જ્યારે પ્રત્યભિજ્ઞાન થવામાં અનુભવ અને સ્મરણ એ બન્ને ભાગ લે છે સ્મરણમાં "તે ઘડિયાળ" એવું સ્ફુરણ થાય છે, જ્યારે પ્રત્યભિજ્ઞાનમાં "તે આ ઘડિયાળ" એવો પ્રતિભાસ થાય છે આથી એ બન્નેની ભિન્નતા સમજી શકાય છે ખોવાયેલી વસ્તુને દેખવાથી અથવા પૂર્વે દેખેલ મનુષ્યને ફરી જોવાથી "તે જ આ" એવું જે પ્રત્યભિજ્ઞાન થાય છે તેમાં "તે જ" એ ભાગ સ્મરણરૂપ છે અને "આ" એ ભાગ ઉપસ્થિત વસ્તુ કે મનુષ્યને દેખવારૂપ અનુભવ છે. આ અનુભવ અને સ્મરણ એ બન્નેના સહયોગથી પેદા થતું "તે જ આ" એ એકઠું [સંકલિત] જ્ઞાન પ્રત્યભિજ્ઞાન છે.

આ પ્રત્યભિજ્ઞાન તે એકત્વ-પ્રત્યભિજ્ઞાન છે. "રોઝ ગાયના જેવું હોય છે" એમ જાણ્યા બાદ રોઝને જોતાં "ગાયના જેવું રોઝ છે" એવું જે એનું [ગાય અને રોઝનું] જે સાદૃશ્ય માલૂમ પડે છે તે સાદૃશ્ય-પ્રત્યભિજ્ઞાન છે એ જ પ્રમાણે; "ગાયથી ભેંસ વિલક્ષણ છે" એમ જે એનું (ભેંસ અને ગાયનું) વૈલક્ષણ્ય-વૈસાદૃશ્ય જે માલૂમ પડે છે તે વૈસાદૃશ્ય-પ્રત્યભિજ્ઞાન છે આ પ્રકારમાં અન્ય પણ ઉદાહરણો છે:

## તર્ક અને અનુમાન

અનુમાનમાં વ્યાપ્તિજ્ઞાનની જરૂર છે "વ્યાપ્તિ" એટલે અવિનાભાવ સમ્બન્ધ અથવા નિયત સાહચર્ય. જેના વગર જેનું ન હોવું તેની સાથેનો તેનો તે પ્રકારનો સમ્બન્ધ તે અવિનાભાવ સમ્બન્ધ*. દાખલા તરીકે, અગ્નિ વિના ધૂમનું ન હોવું એ પ્રકારનો અગ્નિ સાથેનો ધૂમનો સમ્બન્ધ છે, માટે એ સમ્બન્ધ અવિનાભાવ સમ્બન્ધ છે-ધૂમનો અગ્નિ સાથેનો એ અવિનાભાવસમ્બન્ધરૂપ 'વ્યાપ્તિ' ધૂમમાં હોવાથી ધૂમ વ્યાપ્ય (અગ્નિનો વ્યાપ્ય) કહેવાય છે, કેમકે અગ્નિ વડે ધૂમ વ્યાપેલો છે; અને અગ્નિ ધૂમને વ્યાપનાર

---

* 'અવિનાભાવ' શબ્દનો પદચ્છેદ આ પ્રમાણે: અ+વિના+ભાવ અર્થાત 'વિના' એટલે સાધ્ય વિના; અને 'અ' અને 'ભાવ' એટલે ન હોવું-સાધનનું. અર્થાત સાધ્ય વિના સાધનનું ન હોવું. આ પ્રમાણે અવિનાભાવ સમ્બન્ધ સાધનનું 'હેતુનું' અસાધારણ (એકમાત્ર) લક્ષણ બને છે.

હોવાથી વ્યાપક (ધૂમનો વ્યાપક) કહેવાય છે. આમ, વ્યાપક સાથેનો વ્યાપ્યનો સમ્બન્ધ, અર્થાત્ વ્યાપક તરફથી વ્યાપ્ત થવાપણું વ્યાપ્યમાં જે વર્તે છે તેને 'વ્યાપ્તિ' કહેવામાં આવે છે. વ્યાપ્યથી વ્યાપકની સિદ્ધિ (અનુમાન) થતી હોવાથી વ્યાપકને 'સાધ્ય' કહેવામાં આવે છે, અને એ સિદ્ધિ (અનુમાન) વ્યાપ્ય દ્વારા થતી હોવાથી વ્યાપ્યને 'સાધન' કે 'હેતુ' કહેવામાં આવે છે વ્યાપ્તિનો નિર્ણય કરવામાં અન્વય-વ્યતિરેકની યોજના ઉપયોગી થઇ પડે છે 'અન્વય' એટલે સાધન હોતાં સાધ્યનું અવશ્ય હોવું; અને 'વ્યતિરેક' એટલે સાધ્ય ન હોતાં સાધનનું ન જ હોવું. ધૂમ હોતાં અગ્નિ અવશ્ય હોય છે એ થયો ધૂમમાં 'અન્વય', અને અગ્નિ ન હોતાં ધૂમ હોતો જ નથી એ થયો ધૂમમાં 'વ્યતિરેક', આમ અન્વય અને વ્યતિરેક બન્ને ધૂમમાં હોવાથી ધૂમમા અગ્નિ તરફની વ્યાપ્તિ રહેલી સમજવામાં આવે છે. કેમકે ધૂમ પૂર્ણપણે અગ્નિને અનુસરનાર છે.

ધૂમ અગ્નિથી વ્યાપ્ય છે, પણ અગ્નિ ધૂમથી વ્યાપ્ય નથી, માટે ધૂમથી અગ્નિનું અનુમાન થઇ શકે, પણ અગ્નિથી ધૂમનું અનુમાન ન થઇ શકે. તેનું કારણ એ છે કે ધૂમ હોય છે ત્યાં નિરપવાદરૂપે અગ્નિ હોય છે જ, પરન્તુ અગ્નિ હોય છે ત્યાં બધે ધૂમ હોયજ એવું નથી; ધૂમ હોય વા ન પણ હોય. જ્યાં સાધ્ય-સાધન બન્ને પરસ્પરને સરખી રીતે વ્યાપતાં હોય ત્યાંની વ્યાપ્તિ સમવ્યાપ્તિ કહેવાય. જેમકે, રૂપથી રસનું અથવા રસથી રૂપનું અનુમાન કરી શકાય છે.

ઉપર્યુક્ત 'વ્યાપ્તિ' તર્કથી નિર્ણીત થાય છે દાખલા તરીકે, ધૂમ અગ્નિ વિના હોતો નથી; જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં સર્વત્ર અગ્નિ છે; એવો કોઇ ધૂમવાન્ પ્રદેશ નથી કે જ્યાં અગ્નિ ન હોય–આ પ્રકારનું ધૂમનું અગ્નિ સાથેનું નિયત સાહચર્ય, જેને 'વ્યાપ્તિ' કહેવામાં આવે છે, તે તર્કથી સાબિત થઇ શકે છે. બે વસ્તુઓ અનેક જગ્યાએ સાથે રહેલી દેખવાથી કે એમને ક્રમભાવી દેખવાથી એમનો પરસ્પર વ્યાપ્તિ–નિયમ (સહભાવ કે ક્રમભાવના નિયમરૂપ અવિનાભાવ) સિદ્ધ થઇ શકતો નથી, કિન્તુ એ બેને જુદી પડવામાં અથવા એમને નિયતરૂપે ક્રમભાવી ન માનવામાં શો વાંધો છે એ તપાસતાં વાંધો સિદ્ધ થતો હોય તો જ–એટલે કે ઉક્ત પ્રકારનો સંબંધ નિઃશંક નિરપવાદ જણાતો હોય તો જ–એ બન્નેનો વ્યાપ્તિનિયમ સિદ્ધ થઇ શકે છે આવી રીતે વસ્તુસાહચર્યની પરીક્ષા કરવાનો જે અધ્યવસાય તે તર્ક છે ઉદાહરણાર્થ, ધૂમ–અગ્નિની બાબતમાં આમ તર્કણા કરી શકાય કે, જો અગ્નિ વિના પણ ધૂમ હોય તો તે અગ્નિનું કાર્ય બનશે નહિ, એટલે એમની પરસ્પર કાર્ય–કારણતા છે તે ટકશે નહિ, અને એમ થવાથી ધૂમની અપેક્ષાવાળા નિયમેન અગ્નિની જે શોધ કરે છે તે કરશે નહિ આવા પ્રકારના તર્ક–વ્યાપારથી એ બેની વ્યાપ્તિ નક્કી થાય છે. અને વ્યાપ્તિના જ્ઞાનથી અનુમાન ઘડાય છે ધૂમગત એ વ્યાપ્તિનિયમ માલૂમ ન હોય ત્યાં સુધી, ધૂમ દેખવા છતાં અગ્નિનું અનુમાન ઊગી શકે નહિ એ ખુલ્લી વાત છે. ધૂમગત એ વ્યાપ્તિનિયમ જે સમજ્યો

છે" તે જ મનુષ્ય ધૂમ દેખી તે સ્થળે અગ્નિ હોવાનું અનુમાન કરી શકે છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે અનુમાન માટે વ્યાપ્તિનિશ્ચય થવાની જરૂર છે અને વ્યાપ્તિનિશ્ચય તર્કાધીન છે.

સાધનાત્ સાધ્યજ્ઞાનમનુમાનમ્-અર્થાત્ સાધનથી-હેતુથી સાધ્યનું (પરોક્ષ સાધ્યનું) જ્ઞાન થવું તે અનુમાન છે; એટલે કે સાધનની ઉપલબ્ધિ થતાં તથા સાધનગત (સાધ્ય તરફની) વ્યાપ્તિનું સ્મરણ થતાં સાધ્યનું અનુમાન થાય છે. દાખલા તરીકે, જેણે ધૂમ અને અગ્નિનો વિશિષ્ટ સબંધ જાણ્યો છે, અર્થાત્, અગ્નિ તરફની વ્યાપ્તિ ધૂમમાં છે એ જે સમજ્યો છે તે માણસ કોઇ સ્થળે ધૂમ જોઇ ઝટ તદ્ગત (ધૂમગત) વ્યાપ્તિ [અગ્નિ તરફની વ્યાપ્તિ]ને સ્મરી તે સ્થળે અગ્નિ હોવાનું અનુમાન કરે છે. આ પ્રમાણે, અનુમાન થવામાં સાધનની (હેતુની) ઉપલબ્ધિ અને સાધનમા રહેલી સાધ્ય તરફની વ્યાપ્તિનું સ્મરણ એ બન્ને અપેક્ષિત છે

અહીં અનુમાનપ્રયોગના થોડા નમૂના પણ જોઇ લઇએ

(૧) અમુક પ્રદેશ અગ્નિવાળો છે, ધૂમ હોવાથી (૨) શબ્દ અનિત્ય છે, ઉત્પન્ન થતો હોવાથી (૩) આ વૃક્ષ છે, લીંબડો હોવાથી, (૪) રોહિણી ઊગશે, કૃત્તિકા ઊગ્યું છે માટે (૫) ભરણી ઊગી ગયું છે, કૃત્તિકા ઊગવાથી (૬) અમુક ફળ રૂપવાન છે, રસવાન હોવાથી; અથવા રસવાન છે રૂપવાન હોવાથી.

આમાં પહેલો હેતુ કાર્યરૂપ છે, કેમકે ધૂમ અગ્નિનું કાર્ય છે; બીજો અને ત્રીજો સ્વભાવરૂપ હેતુ છે; ચોથો હેતુ પૂર્વચર છે, કેમકે કૃત્તિકા રોહિણીની પૂર્વવર્તી છે; પાંચમો ઉત્તરચર છે, કેમકે કૃત્તિકા ભરણીથી ઉત્તરવર્તી છે; અને છઠો સહચર હેતુ છે, કેમકે રૂપ, રસનું સાહચર્ય છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે હેતુ કેવા કેવા પ્રકારના હોઇ શકે છે અને એ પણ જોઇ શકાય છે કે હેતુ સાધ્યની ઉપસ્થિતિના વખતે ઉપસ્થિત જ હોવો જોઇએ એવો પણ નિયમ નથી ઊગેલી કૃત્તિકા ઊગવાવાળી રોહિણીનું, તેમજ ઊગી ગયેલ ભરણીનું અનુમાન કરાવી શકે છે મતલબ એ છે કે હેતુ અને સાધ્ય ચાહે એકસમયવર્તી હોય, ચાહે ભિન્નસમયવર્તી હોય, તેમજ એકસ્થાનવર્તી હોય યા ભિન્નસ્થાનવર્તી હોય, ફક્ત એમનું વિશિષ્ટ સગપણ અપેક્ષિત છે, જે નિશ્ચિત અને વ્યવસ્થિત હોવું જોઇએ. હેતુ થવા માટે સમસમયવર્તી કે સમસ્થાનવર્તી હોવાનો નિયમ નથી. એક ફક્ત અવિનાભાવનું જ તત્ત્વ એમાં અપેક્ષિત છે. ઉદિત કૃત્તિકા ઊગવાવાળી રોહિણીનું કે ઊગી ગયેલ ભરણીનું અનુમાપક બને છે તે તે બેઉના પરસ્પરના નિયત સમ્બન્ધને–ક્રમભાવીપણાના નિયત સમ્બન્ધને લઇને જ છે, જે અવિનાભાવ–સમ્બન્ધરૂપ છે.

હેતુ પોતે જેના વિરોધી હોય તેના અભાવનું તે (હેતુ) અનુમાન કરાવે એ ખુલ્લું છે. કોઇ માણસના વિશેષ મુખવિકાર ઉપરથી એનામાં ક્રોધોપશમ ન હોવાનું અનુમાન થઇ શકે છે, ત્યાં મુખવિકારરૂપ હેતુ ક્રોધોપશમનો

વિરોધી હોઇ અથવા ક્રોધોપશમના વિરોધી એવા ક્રોધનું પરિણામ હોઇ ક્રોધોપશમના અભાવનો અનુમાપક થાય છે કોઇ માણસમા આરોગ્યચેષ્ટા ન જોવાથી તેના શરીરમાં કોઇ વ્યાધિ હોવાનું અનુમાન થાય છે ત્યાં વ્યાધિ હોવા-રૂપ જે 'સાધ્ય' તેનું વિરોધી આરોગ્ય, તેને અનુરૂપ ચેષ્ટાનુ અદર્શન એ 'હેતુ' છે નમૂનારૂપે આટલું જણાવવું અહીં બસ છે

બીજાના સમજાવ્યા વગર પોતાની જ બુદ્ધિથી 'હેતુ'-દ્વારા જે અનુમાન કરાય તે 'સ્વાર્થાનુમાન' કહેવાય છે. બીજાને સમજાવવા અનુમાનપ્રયોગ કરવામાં આવે છે જેવી રીતે કે, અહીં અગ્નિ છે કારણ કે ધૂમ દેખાય છે. જ્યાં જ્યાં ધૂમ હોય છે ત્યા ત્યાં અગ્નિ નિયમેન હોય છે, જેમ રસોડામાં, અહીં પણ ધૂમ દેખાઇ રહ્યો છે માટે અહીં અવશ્ય અગ્નિ છે આ પ્રકારનો વાકય-પ્રયોગ તે 'પરાર્થાનુમાન' કહેવાય છે પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન એ પાંચ પ્રકારના શબ્દપ્રયોગો પ્રાયઃ પરાર્થ અનુમાનમાં કરવામાં આવે છે "આ અગ્નિવાળો પ્રદેશ છે" એ 'પ્રતિજ્ઞા' વાકય છે "કારણ કે અહીં ધૂમ દેખાય છે" એ 'હેતુ' વાકય છે વ્યાપ્તિપૂર્વક રસોડાનું દૃષ્ટાન્ત આપવું એ 'ઉદાહરણ'-વાકય છે. "તે પ્રમાણે અહીં પણ ધૂમ દેખાઇ રહ્યો છે" એમ ઉપનય ઉતારવો એ 'ઉપનય' વાકય છે પછી "માટે અહીં અગ્નિ અવશ્ય છે" એવો નિર્ણય કરવો એ 'નિગમન' વાકય છે. આ પ્રકારની અનુમાન-પ્રણાલી હોય છે.

જે હેતુ ખોટો હોય, અર્થાત્ જેમાં સાધ્ય સાથે અવિનાભાવ-સંબંધ ઘટતો ન હોય તે 'હેત્વાભાસ' કહેવાય છે હેત્વાભાસથી સાચું અનુમાન કાઢી શકાતું નથી.

**આગમ.** આપ્ત (પ્રામાણિક) મનુષ્યના વચનાદિથી જે જ્ઞાન થાય છે તેને 'આગમ' અથવા 'શાબ્દ' પ્રમાણ કહેવામાં આવે છે.

જે પ્રત્યક્ષ, અનુમાન આદિ પ્રમાણોથી વિરુદ્ધ ન હોય, જે આત્મવિકાસ અને તેના માર્ગ પર સાચો પ્રકાશ નાખતું હોય, એવું જે શુદ્ધતત્ત્વપ્રરૂપક વચન તે વસ્તુતઃ 'આગમ' શાસ્ત્ર છે.

સદ્બુદ્ધિથી યથાર્થ ઉપદેષ્ટાને 'આપ્ત' કહેવામાં આવે છે. એવા આપ્તનું કથન 'આગમ' કહેવાય છે. સહુથી પ્રથમ નંબરનો આપ્ત એ છે કે જેના રાગ-દ્વેષ આદિ દોષો ક્ષીણ થયા છે અને જેણે પોતાના પૂર્ણ નિર્મળ જ્ઞાનથી ઉચ્ચ અને પવિત્ર ઉપદેશ આપ્યો છે.

આગમ-શાસ્ત્રમાં પ્રકાશિત કરેલ ગંભીર તત્ત્વજ્ઞાનનો મધ્યસ્થ સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરવામાં ન આવે તો અર્થનો અનર્થ થઇ જવા પૂર્ણ સમ્ભવ રહે છે. દુરાગ્રહનો ત્યાગ, મધ્યસ્થ વૃત્તિ, સ્થિર-સૂક્ષ્મ દૃષ્ટિ તથા શુદ્ધ જિજ્ઞાસાબુદ્ધિ એટલાં સાધનો પ્રાપ્ત થયાં હોય તો આગમિક તત્ત્વોના ઉંડા ભાગમાં પણ નિર્ભીકતાથી સફલતાપૂર્વક વિચરી શકાય છે

ઘણી વખતે ઉપલક દૃષ્ટિએ વિચારતાં કેટલાક મહર્ષિઓના વિચારોમાં વિરુદ્ધતા માલૂમ પડે છે; પરન્તુ તે વિચારો પર સમન્વયદૃષ્ટિએ ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી વિચાર કરવાથી તે ભિન્ન ભિન્ન લાગતા વિચારોમાં પણ સામ્ય રહેલું જોઇ શકાય છે.

પ્રમાણનું વિવેચન સંક્ષેપમાં થઇ ગયું. મતલબ એ છે કે વસ્તુસ્વરૂપ સમજવામાં ભૂલ યા ભ્રમ થાય, એટલે કે તેનું યથાસ્થિત સ્વરૂપ સમજવામાં ન આવતાં અવળું સ્વરૂપ સમજવામાં આવે તો તે વસ્તુના સંબંધે અથવા તેવી સમજણના લીધે જે પ્રવૃત્તિ થાય તે બરાબર થતી નથી રસ્સીને સાપ સમજવા જેવો ભ્રમ થાય તો કંઇ પણ વાસ્તવિક કારણ વિના ભયના માર્યે શરીર કંપવા માંડે છે. મૃગજળને ખરું જળ માની, તરસ છીપાવવાની ઇચ્છાથી, તેની પાછળ આશાભેર દોડવામાં આવતાં તે પ્રયાસ નિષ્ફળ જાય છે અને નિરાશા પેદા થાય છે મિત્રને ભ્રમથી શત્રુ માનવામાં આવે અથવા શત્રુને ભ્રમથી મિત્ર માનવામાં આવે તો તેમના પ્રત્યે જે પ્રવૃત્તિ થાય છે તે બરાબર ન થતાં વિપરીત થાય છે આ બધાં ભ્રમજનિત પ્રવૃત્તિનાં ઉદાહરણો છે ભ્રમ એટલે ઊંધી સમજ, એનો જ્ઞાનમાં [સાચા જ્ઞાનમાં] સમાવેશ થતો નથી

જૈનાગમપ્રસિદ્ધ મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવલ એ પાંચ જ્ઞાનોમાં છેલ્લાં ત્રણ જ્ઞાન પ્રત્યક્ષ (પારમાર્થિક પ્રત્યક્ષ) છે એ કહેવાઇ ગયું છે. મતિજ્ઞાન

અને શ્રુતજ્ઞાન 'પરોક્ષ' છે. શ્રુતજ્ઞાન, પરોક્ષ પ્રમાણનો એક ભેદ જે 'આગમ' છે તેમાં અન્તર્ગત છે; અને મતિજ્ઞાનમાંનો એક વિભાગ, જે, ઇન્દ્રિયો દ્વારા થતાં રૂપદર્શનાદિ જ્ઞાનોનો છે, તે (ઇન્દ્રિયાદિરૂપ પર નિમિત્તથી ઉત્પન્ન થનારો હોઇ વસ્તુતઃ 'પરોક્ષ' ગણાવા છતાં) 'સાંવ્યવહારિક પ્રત્યક્ષ' કહેવાય છે એ જણાવાઇ ગયું છે; અને સ્મરણ, તર્ક, અનુમાન વગેરે પ્રકારનો–મતિજ્ઞાનનો–બીજો વિભાગ 'પરોક્ષ પ્રમાણ'માં અન્તર્ભૂત છે. આમ, જ્ઞાનપંચકરૂપ પ્રાચીન વિભાગ સાથે. પ્રત્યક્ષ–પરોક્ષરૂપ બે પ્રકારના પ્રમાણવાળા વિભાગનો મેળ બેસી જાય છે.

પ્રમાણથી જૈન શાસ્ત્રમા એક વિશ્વોપયોગી મહત્ત્વપૂર્ણ સિદ્ધાન્ત સાબિત કરવામાં આવ્યો છે. એનુ નામ છે–'સ્યાદ્વાદ'.

## સ્યાદ્વાદ

વસ્તુનું જુદા જુદા દૃષ્ટિબિન્દુથી અવલોકન કરવું કે કથન કરવું એ 'સ્યાદ્વાદ'નો અર્થ છે એક જ વસ્તુમાં ભિન્ન ભિન્ન અપેક્ષાએ સંગત થઇ શકતા જુદા જુદા–વિરુદ્ધ દેખાતા–ધર્મોનો પ્રામાણિક સ્વીકાર એ સ્યાદ્વાદ છે જેવી રીતે એક જ 'પુરુષમા પિતા–પુત્ર, કાકો–ભત્રીજો, મામો–ભાણેજ, સસરો–જમાઇ વગેરે પરસ્પર વિરુદ્ધ લાગતા વ્યવહાર ભિન્ન ભિન્ન સંબંધની ભિન્ન ભિન્ન અપેક્ષાએ સંગત હોઇને માનવામાં આવે છે, તેવી રીતે એક

વસ્તુમાં, સ્પષ્ટીકરણ માટે એક વિશેષ વસ્તુ ઉઠાવીને કહીએ તો એક જ ઘટમાં નિત્યત્વ અને અનિત્યત્વ વગેરે વિરુદ્ધરૂપે ભાસતા ધર્મો જુદી જુદી અપેક્ષાદૃષ્ટિએ સંગત થતા હોઈને સ્વીકારી શકાય છે આમ, સંગત થઈ શકે તેવા ભિન્ન ભિન્ન ધર્મોનો સમન્વય કરવો એ સ્યાદ્વાદ છે.

એક જ પુરુષ પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર અને પોતાના પુત્રની અપેક્ષાએ પિતા, તેમ જ પોતાના ભત્રીજા તથા ભાણેજની અપેક્ષાએ કાકો અને મામો, અને પોતાના કાકા તથા મામાની અપેક્ષાએ ભત્રીજો અને ભાણેજ, અને પોતાના સસરા તથા જમાઈની અપેક્ષાએ જમાઈ અને સસરો બને છે, અને એ રીતે એ બધા સંબંધો એક જ વ્યક્તિમાં ભિન્નભિન્ન સંબંધની ભિન્નભિન્ન અપેક્ષાએ સ્વીકારવા સહુ તૈયાર છે, તેમ, નિત્યત્વ અને અનિત્યત્વ વગેરે વિરુદ્ધ દેખાતા પણ ધર્મો એક જ વસ્તુમાં જુદી જુદી અપેક્ષાએ વિચારતાં સંભવતા હોય, સંગત થતાં હોય તો કેમ કબૂલ ન રખાય ?

એ પહેલાં જાણવું જોઇએ કે 'ઘટ' શી વસ્તુ છે ? એક જ માટીમાંથી ઘડો, કુંડું વગેરે અનેક પાત્રો બને છે એ બધાઓને સુવિદિત છે. ઘડો ફોડી તે જ માટીથી બનાવેલ કુંડાને કોઇ ઘડો કહેશે ? નહિ. કેમ ? માટી તો એની એ છે ? પરન્તુ નહિ, આકાર બદલાયો હોવાથી તે 'ઘડો' કહેવાય નહિ. વારૂ, ત્યારે એથી એમ સિદ્ધ થયું કે 'ઘડો' એ માટીનો અમુક આકાર-વિશેષ (એક વિશેષ પર્યાય) છે. પરન્તુ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે તે આકાર-વિશેષ

માટીથી તદ્દન જુદો નથી. તે તે આકારમાં ફેરવાયેલી માટી જ (માટી પોતે જ) જ્યારે 'ઘડો,' 'કુંડું' વગેરે નામોથી વ્યવહૃત થાય છે, તો પછી ઘડાનો આકાર અને માટી એ બેને તદ્દન જુદાં કેમ માની શકાય? આ ઉપરથી સિદ્ધ થાય છે કે 'ઘડા'નો આકાર અને માટી એ બન્ને ઘડાનું સ્વરૂપ છે હવે એ ઉભય સ્વરૂપમાં વિનાશી સ્વરૂપ કયું છે અને ધ્રુવ સ્વરૂપ કયું છે એ જોઇએ. 'ઘડાનો આકાર' (પર્યાય) તો વિનાશી છે એ પ્રત્યક્ષ જોઇએ છીએ. એટલે ઘડાનું એક સ્વરૂપ તો—જે ઘડાનો આકારવિશેષ છે તે—વિનાશી ઠર્યું. હવે ઘડાનું બીજું સ્વરૂપ જે માટી છે, તે કેવું છે? તે વિનાશી નથી. કારણ કે માટીના તે તે આકારો—પરિણામો—પર્યાયો બદલાયા કરે છે, પણ માટી તો એની એ જ રહે છે, એ આપણને અનુભવસિદ્ધ છે

ઉપર કહ્યા પ્રમાણે, ઘડાનું એક વિનાશી અને એક ધ્રુવ એમ ઉભય સ્વરૂપ જોયું. એ ઉપરથી એમ માનવું સહજ પ્રાપ્ત થાય છે કે વિનાશી રૂપથી ઘડો અનિત્ય છે અને ધ્રુવ રૂપથી ઘડો નિત્ય છે. આવી રીતે એક જ વસ્તુમાં ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી નિત્યભાવ અને અનિત્યભાવનું દર્શન એ સ્યાદ્વાદ-દર્શન છે.

કંઇક વિશેષ સ્પષ્ટ કરવાની ખાતર સ્યાદ્વાદ તરફ પુનઃ દૃષ્ટિપાત કરીએ.

સર્વ પદાર્થોને ઉત્પત્તિ, નાશ અને સ્થિતિ વળગેલાં છે.† દાખલા તરીકે એક સોનાની કંઠી લઇએ સોનાની કંઠી ભાંગીને દોરો બનાવ્યો, ત્યારે કંઠીનો નાશ થયો અને દોરો ઉત્પન્ન થયો એ આપણે સ્પષ્ટ જોઇએ છીએ. પણ, કંઠી ભાંગીને તે તમામ સુવર્ણનો બનાવેલ દોરો તદ્દન-સર્વથા-નવી જ વસ્તુ ઉત્પન્ન થઇ એમ કહી શકાય નહિ દોરાને તદ્દન નવીન ઉત્પન્ન થયેલો ત્યારે જ માની શકાય કે કંઠીની કોઇ પણ વસ્તુ તે દોરામાં આવી ન હોય. પરન્તુ જ્યારે કંઠીનુ તમામ સુવર્ણ દોરામાં ઊતરી આવ્યું છે, માત્ર કંઠીનો આકાર જ બદલાયો છે, તો પછી દોરાને સર્વથા નવીન ઉત્પન્ન થયેલ કેમ કહેવાય? એવી જ રીતે કંઠીનો સર્વથા નાશ થયો પણ ન કહેવાય. કંઠીનો સર્વથા નાશ થયો ત્યારે જ માની શકાય કે, કંઠીની કોઇ પણ ચીજ નાશથી બચી ન હોય પરન્તુ જ્યારે કંઠીનું તમામ સુવર્ણ જેમનુ તેમ દોરામા ઊતર્યું છે, તો પછી કંઠીને સર્વથા નાશ પામેલ કેમ માની શકાય? આ હકીકતથી એ વાત સારી પેઠે ધ્યાનમાં ઊતરે છે કે કંઠીનો નાશ, કંઠીની આકૃતિનો નાશ થયો એટલા પુરતો છે, અને દોરાની ઉત્પત્તિ દોરાનો આકાર ઉત્પન્ન થયો એટલા પુરતી છે, જ્યારે એ કંઠી અને દોરાનું-બન્નેનું-સુવર્ણ તો એક જ છે કઠી અને દોરો એ એક જ સુવર્ણના આકારભેદો સિવાય બીજું કશું નથી.

---

† "उत्पाद-व्यय-ध्रौव्ययुक्तं सत्" । [ ५, २९ ]
—તત્ત્વાર્થસૂત્ર, 'ઉમાસ્વાતિ' વાચક

આ ઉપરથી કોઇ પણ કહી શકશે કે કંઠીને ભાગી. બનાવેલ દોરામાં, દોરાના આકારે ઉત્પત્તિ, કઠીરૂપે નાશ તથા સુવર્ણની સ્થિતિ એ પ્રમાણે ઉત્પાદ, નાશ અને સ્થિતિ (ધ્રુવત્વ) એ ત્રણે બાબતો બરાબર અનુભવાય છે આવાં ઉદાહરણો જ્યાં નજર નાખો ત્યા હાજર છે. ઘર જ્યારે પડી ભાંગી જાય છે, ત્યારે તે ઘર જે વસ્તુઓથી બનેલુ હતું તે સર્વ વસ્તુઓ તદ્દન નાશ પામી જતી નથી. તે બધા પદાર્થો રૂપાન્તરે સ્થૂલરૂપે અથવા સૂક્ષ્મરૂપે, અન્તતઃ પરમાણુરૂપે તો અવશ્ય જગત્‌માં રહે છે આથી તે ઘરનો **સર્વથા** નાશ તત્ત્વદૃષ્ટિએ ઘટી શકે નહિ. કોઇ પણ સ્થૂલ વસ્તુ વીખરાઇ જતાં તેના અણુઓ કે અણુસમૂહો સ્વતન્ત્ર યા બીજી વસ્તુઓ સાથે મળી નવું પરિવર્ત્તન ઉભુ કરે છે દુનિયાના પદાર્થો દુનિયામા જ સ્થૂલરૂપે યા સૂક્ષ્મરૂપે ઇતસ્તતઃ વિચરણ કરે છે અને એમનાં નવાં નવા રૂપાન્તરોના ઘાટ ઘડાય છે દીવો શાન્ત થયો એટલે દીવાનો તદ્દન નાશ થયો એમ સમજવાનુ નથી દીવાનો પરમાણુસમૂહ બરાબર કાયમ છે જે પરમાણુસંઘાતથી દીવો પ્રગટેલો, તે જ પરમાણુસંધાન રૂપાન્તર પામી જવાથી પ્રદીપરૂપે દેખાતો નથી, એટલે અંધકાર અનુભવાય છે સૂર્યની રશ્મિથી પાણી સુકાઇ જાય છે, એટલે એ પાણીનો અત્યન્ત અભાવ થતો નથી એ પાણીની વસ્તુઓ રૂપાન્તરે બરાબર કાયમ છે વસ્તુના સ્થૂલ રૂપનો નાશ થઇ એ વસ્તુ સૂક્ષ્મ અવસ્થામાં યા અન્ય રૂપમાં પરિણત થાય એથી એ દેખાયેલ વસ્તુ અદૃશ્ય દેખાય એ બનવા જોગ છે. કોઇ

માનવું ન્યાયપ્રાપ્ત છે આત્મા ભિન્નભિન્ન. અવસ્થાઓમાં-ભિન્નાભિન્ન પર્યાયોમાં નિરન્તર પરિણમતો રહેવા છતાં એ બધી ભિન્નભિન્ન અવસ્થાઓ અથવા પર્યાયોમાં પોતે આત્મારૂપે નિત્ય અખંડ વર્તે છે. દાખલા તરીકે, કોઇ પુસ્તક, વસ્ત્ર કે છત્રી મેલી થાય કે એના પર છાંટા યા ડાઘા પડે અથવા સારો રંગ પુરાય તો એથી, જેમ એ પુસ્તક, વસ્ત્ર કે છત્રી-એ વ્યક્તિ-મટી જતી નથી, તેમ આત્માની અવસ્થામાં, એના ભાવોમાં પરિવર્તન થાય એથી એ આત્મા (એ વ્યક્તિ) મટી જતો નથી. જેમ માણસના કે ઘોડા, હાથી વગેરેના શરીરમાં ફેરફાર થવા છતાં એ માણસ કે ઘોડો, હાથી (એ વ્યક્તિ) મટી જતો નથી, પણ એ માણસ જ યા એ ઘોડો, હાથી જ દૂબળો-જાડો થયો યા બીજી રીતે ફેરફારમાં આવી ગયેલો કહેવાય છે, તેમ આત્મામાં જુદા જુદા પરિણામ થતા રહેવાથી આત્મા મટી જતો નથી એ પરિણામ, પરિવર્તન કે પર્યાય આત્માના જ હોઇ એ બધામાં આત્મા આત્મારૂપે અખંડ બન્યો રહે છે. સુવર્ણના-ઝાંખુ પડવું કે ઊજળું થવું-એવા સાધારણ ફેરફારો [પર્યાયો]ની વાત તો દૂર રહી. પણ કુંડલ, કંઠી, કડું, કંદોરો વગેરે એનાં ભિન્નભિન્ન રૂપાન્તરો પણ એનાં (સુવર્ણનાં) જ છે, એનાં એ બધાં રૂપાન્તરોમાં-એના એ બધા ભિન્નભિન્ન આકારરૂપ પર્યાયોમાં એ (સુવર્ણ) બરાબર અનુસ્યૂત (અનુગત) રહે છે, તેમ આત્માના એક જ જન્મની નહિ, પણ જુદાં જુદાં જન્મોની વિવિધ અવસ્થાઓમાં પણ આત્મા (એ વ્યક્તિ) અખંડ બન્યો રહે છે. અને એમ

હોય તો જ એનાં એક જન્મનાં કરેલ સુકૃત-દુષ્કૃતનાં સારાં-માઠાં ફળ એને સમય ઉપર એ જ જન્મમાં અથવા બીજા જન્મમાં યા ઘણાં જન્મો પછીના ભવમાં મળી શકે; અને તો જ એનાં કૃત્યોની જવાબદારી જળવાઇ રહી શકે; અને તો જ એનો ક્રમિક (જન્મ-જન્માન્તરોમાં ક્રમે ક્રમે થતો) વિકાસ **સંચિત** થતો જઇ શકે, તેમ જ એની-અનેક જન્મોમાં-ક્રમશઃ થતી જતી સાધનાના વધતા જતા ઉત્કર્ષના એકઠા પરિણામ રૂપે કોઇ જન્મમાં એ કલ્યાણની ઉંચી ભૂમિ પર આરૂઢ થઇ શકે. આમ, એકાન્ત ક્ષણિકવાદમાં પણ સુખદુઃખ-ભોગ અને પુણ્ય-પાપ તથા બન્ધ-મોક્ષની ઉપપત્તિ અશક્ય બની જાય છે.

વળી, આત્માને સદાસ્થાયી એક નિત્ય અખંડ દ્રવ્ય ન માનતાં કેવલ ક્ષણક્ષણના-પર્યાયો જ માનવામાં આવે તો એવું બનશે કે એક ક્ષણનાં પર્યાયે જે કાર્ય કર્યું હોય તેનું ફળ બીજા ક્ષણના પર્યાયને જ મળવાનું, અર્થાત્ જેણે કર્યું તેને નહિ મળવાનું અને જેણે કર્યું નથી તેને મળવાનું ! આ કેટલી બધી વિસંગતિ ! આ દોષોને "કૃતનાશ" અને "અકૃતાગમ" કહેવામાં આવે છે. ('કૃતનાશ' એટલે જેણે જે કર્યું હોય તેનું ફળ તેને ન મળવું એ, અને 'અકૃતાગમ' એટલે જેણે જે કર્યું નથી તેનું ફળ તેને મળવું એ.)

આત્માને નિત્ય માનીને પણ 'પરિણામી' માનવામાં આવે તો નિરન્તર ઉપજતા, વિણસતા સમગ્ર પર્યાયોમાં એ (આત્મા અથવા આત્મતત્ત્વ) સ્થાયી [illegible]

હોવાથી એનામાં જુદા જુદા વખતની જુદી જુદી અવસ્થાઓ-જુદા જુદા સમયનાં ભિન્નભિન્ન પરિવર્તનો ઘટી શકે, અને જુદા જુદા સમયમાં એણે કરેલ સત્કર્મ–દુષ્કર્મનાં સારાં–બુરાં ફળ ગમે તેટલા સમયના અથવા જન્મોના ગાળા પછી×પણ એને મળી શકે કૂટસ્થનિત્યમાં તો કંઇ પણ અવસ્થાન્તર, સ્થિત્યન્તર યા પરિણામની શકયતા ન હોવાથી પુણ્ય–પાપની ભિન્નભિન્ન વૃત્તિ–પ્રવૃત્તિઓ અને સુખ–દુઃખ આદિની ભિન્નભિન્ન અવસ્થાઓ ઘટી શકે તેમ નથી. ચેતનતત્ત્વ આત્મામાંજ નહિ, દરેક અચેતન જડ પદાર્થમાં પણ ક્ષણે ક્ષણે થતા પરિણામોનો પ્રવાહ ચાલુ જ હોય છે. **વસ્તુમાત્ર પરિવર્તનશીલ** છે. ક્ષણે ક્ષણે એના પર્યાયો બદલાયા કરે છે. ટૂંકમાં સાર એ છે કે ચેતન આત્મતત્ત્વ, જે નિત્ય છે તેને પણ એકાન્ત નિત્ય ન માનતાં, તે પરિણામી (પરિવર્તનશીલ) પણ હોવાથી તેને તેટલા પુરતો અનિત્ય પણ માનવો જોઇએ. તે જ પ્રમાણે ઘટ જેવા સ્પષ્ટ અનિત્ય દેખાતા અચેતન જડ પદાર્થોને તેમનાં મૃત્તિકાદિરૂપ મૂળ દ્રવ્ય સ્થાયી હોવાને લીધે તેની અપેક્ષાએ નિત્ય પણ માનવા જોઇએ. આમ નિત્યાનિત્યવાદ યુક્તિ-સંગત દેખાય છે.

---

× મહાત્મા બુદ્ધને એક વખતે ચાલતાં ચાલતાં એમના પગમાં કાંટો વાગ્યો, ત્યારે તેમણે પોતાના ભિક્ષુઓને કહ્યું :—

इत एकनवति कल्पे शक्त्या मे पुरुषो हतः ।
तेन कर्मविपाकेन पादे विद्धोऽस्मि भिक्षवः ! ॥

અર્થાત્ હે ભિક્ષુઓ ! આ ભવથી એકાણુમા ભવમાં મેં એક પુરુષને શક્તિથી હણ્યો હતો એ કર્મના વિપાકે મારો પગ વિંધાયો.

આ બાબતમાં હેમચન્દ્રાચાર્ય ઉપરના શ્લોકોના અનુસન્ધાનમાં વ્યાવહારિક દાખલો આપતાં જણાવે છે કે:—

गुडो हि कफहेतुः स्यान्नागरं पित्तकारणम् ।
द्वयात्मनि न दोषोऽस्ति गुडनागर-भेषजे ॥६॥

અર્થાત્—ગોળ કફ કરનાર છે અને સૂંઠ પિત્ત, પણ તે બન્નેના યોગ્ય મિશ્રણમાં તે કોઇ દોષ રહેતો નથી (તેમ એકાન્ત નિત્યવાદ કે એકાન્ત અનિત્યવાદ વાંધાભર્યા છે, પણ નિત્યાનિત્યવાદ નિર્દોષ છે.)

સત્‌ના સ્વરૂપ વિષે ભિન્નભિન્ન દર્શનોનાં ભિન્નભિન્ન મન્તવ્યો છે વેદાન્તદર્શન પૂર્ણ સત્‌રૂપ બ્રહ્મને કેવળ ધ્રુવ (નિત્ય) જ માને છે. બૌદ્ધ દર્શન સત્ પદાર્થને સર્વથા (નિરન્વય) ક્ષણિક (માત્ર ઉત્પાદ–વિનાશશીલ) માને છે. સાંખ્યદર્શન ચેતનતત્ત્વરૂપ સત્‌ને કેવળ ધ્રુવ (કૂટસ્થ નિત્ય) અને પ્રકૃતિતત્ત્વ રૂપ સત્‌ને પરિણામી નિત્ય (નિત્યાનિત્ય) માને છે. નૈયાયિકો–વૈશેષિકો સત્ પદાર્થોમાંથી પરમાણુ, કાળ, આત્મા વગેરે કેટલાંક સત્ તત્ત્વોને કૂટસ્થ નિત્ય અને ઘટ, પટ વગેરે સત્ પદાર્થોને માત્ર ઉત્પાદ–વિનાશશીલ (અનિત્ય) માને છે પરન્તુ જૈનદર્શનનુ મન્તવ્ય એવું છે કે ચેતન કે જડ, મૂર્ત કે અમૂર્ત, સ્થૂલ કે સૂક્ષ્મ બધી સત્ કહેવાતી વસ્તુઓ ઉત્પાદ, નાશ અને ધ્રૌવ્ય એ ત્રયાત્મક છે

અગાઉ જણાવ્યું છે તેમ પ્રત્યેક વસ્તુમાં એક અંશ એવો છે કે જે ત્રણે કાળમાં શાશ્વત છે અને બીજો અંશ સદા અશાશ્વત છે. શાશ્વત અંશના કારણથી પ્રત્યેક વસ્તુ

ધ્રૌવ્યાત્મક (સ્થિર) અને અશાશ્વત અંશના કારણથી ઉત્પાદ-વ્યયાત્મક (અસ્થિર) કહેવાય છે. આ બે અંશોમાંથી કોઇ એક અંશ તરફ દૃષ્ટિ જવાથી વસ્તુ ફક્ત સ્થિરરૂપ અથવા ફક્ત અસ્થિરરૂપ માલૂમ પડે છે. પરન્તુ બન્ને અંશો તરફ દૃષ્ટિ આપવાથી વસ્તુનું પૂર્ણ, યથાર્થ સ્વરૂપ માલૂમ પડે છે એથી એ બન્ને દૃષ્ટિઓના અનુસારે જ જૈનદર્શન સત્-વસ્તુને ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય એ ત્રયરૂપ બતાવે છે-એક (અસ્થિરગોચર) દૃષ્ટિના હિસાબે ઉત્પાદ-નાશરૂપ અને એક (સ્થિરગોચર) દૃષ્ટિના હિસાબે ધ્રૌવ્યરૂપ

જો બધી વસ્તુઓ ક્ષણિક માત્ર હોય તો પ્રત્યેક ક્ષણમાં પૂર્વનો વસ્તુપરિણામ નષ્ટ થઇ નવો નવો વસ્તુપરિણામ ઉત્પન્ન થવાને લીધે, તેમ જ તેનો કોઇ સ્થાયી (અનુસ્યૂત) આધાર ન હોવાને લીધે એ ક્ષણિક પરિણામપરપરામાં સજાતીયતાનો અનુભવ થવો કયારે પણ શકય નહિ બને, અર્થાત્ પહેલાં કોઇવાર જોયેલી વસ્તુને ફરીથી જોતા "આ તે જ વસ્તુ છે" એવું ,જે પ્રત્યભિજ્ઞાન થાય છે તે કોઇ પણ રીતે શકય નહિ બને કેમકે પ્રત્યભિજ્ઞાનને ,માટે જેમ એની વિષયભૂત વસ્તુનું સ્થિરત્વ આવશ્યક છે, તેમ દ્રષ્ટા આત્માનું પણ સ્થિરત્વ આવશ્યક છે

એકાન્ત ક્ષણિકવાદમાં સ્મૃતિ જ બની શકતી નથી કેમકે જે ક્ષણ-પર્યાયે અનુભવ્યું તે નિરન્વય નષ્ટ થયો; એટલે તેના અનુભવેલને બીજો ક્ષણ-પર્યાય શી રીતે સ્મરી શકે? અનુભવનાર એક અને સ્મરનાર બીજો એમ બની શકતું નથી સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞાન અશકય બનવાથી

જગતના પરસ્પરના લેણદેણના અને બીજા વ્યવહારોની ઉપપત્તિ દુર્ઘટ બની જવાની

એ જ રીતે, જડ અથવા ચેતન તત્ત્વ માત્ર નિર્વિકાર હોય તો એ બન્ને તત્ત્વોના મિશ્રણરૂપ જગતમાં ક્ષણ ક્ષણમાં દેખા દેતી વિવિધતા ક્યારે પણ ઉત્પન્ન ન થાય એથી જ પરિણામી નિત્યવાદને જૈનદર્શન યુક્તિસંગત માને છે

વસ્તુનો સદસદ્વાદ પણ સ્યાદ્વાદ છે વસ્તુ સત કહેવાય છે તે કોને લઇને? એ વિચારવું જોઇએ રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ વગેરે પોતાના ગુણોથી–પોતાના જ ધર્મોથી–દરેક વસ્તુ 'સત્' હોઇ શકે છે, બીજાના ગુણોથી નહિ ગુણી પોતાના ગુણોથી ગુણી છે, બીજાના ગુણોથી નહિ ધનવાન્ પોતાના ધનથી ધનવાન્ છે, બીજાના ધનથી નહિ બાપ પોતાના પુત્રથી બાપ છે, બીજાના પુત્રથી નહિ એ પ્રમાણે દરેક વસ્તુ પોતાના ગુણો–ધર્મોથી 'સત' છે, બીજી વસ્તુના ગુણો–ધર્મોથી નહિ; બીજી વસ્તુના ગુણો–ધર્મોથી [બીજાના સ્વરૂપથી] 'સત' ન હોઇ શકે ત્યારે કેવી હોઇ શકે? 'અસત્'.

ઉપર કહ્યા પ્રમાણે અપેક્ષા–દૃષ્ટિએ 'સત્' ને 'અસત્' પણ સમજી શકાય છે. લેખન કે વક્તૃત્વ શક્તિ નહિ ધરાવનાર એમ કહે છે કે "હું લેખક નથી" અથવા "હું વક્તા નથી" આ શબ્દપ્રયોગમાં 'હું' પણ કહેવાય છે અને સાથે જ 'નથી' પણ કહેવાય છે, અને તે યુક્ત જ છે કારણ કે 'હું' પોતે 'સત્' છતાં મારામાં લેખન કે વક્તૃત્વ

શક્તિ નહિ હોવાથી તે શક્તિરૂપે "હું નથી," અર્થાત્ "હું લેખક કે વક્તારૂપે નથી" આવા પ્રકારનાં ઉદાહરણોથી સમજી શકાય છે કે, સત્ પણ પોતામાં જે સત્ નથી તેની અપેક્ષાએ અસત્ ગણાય આ પ્રમાણે જુદા જુદા દૃષ્ટિબિન્દુની અપેક્ષાએ એક વસ્તુમા સત્ત્વ-અસત્ત્વનો સ્યાદ્વાદ ઘટી શકે છે

દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવથી વિચારતા ઘટ (દરેક પદાર્થ) પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સત્ છે અને બીજાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અસત્ છે જેવી રીતે કાશીમા, વર્ષાઋતુમા ઉત્પન્ન થયેલ માટીનો કાળો ઘટ, દ્રવ્યથી માટીનો છે, અર્થાત્ મૃત્તિકારૂપ છે, પરન્તુ જલરૂપ નથી ક્ષેત્રથી બનારસનો છે, પરન્તુ બીજા ક્ષેત્રનો નથી કાલથી વર્ષાઋતુનો છે, પરન્તુ બીજી ઋતુનો નથી ભાવથી શ્યામવર્ણવાળો છે, પરન્તુ અન્યવર્ણવાળો નથી આમ દરેક વસ્તુ સ્વ–દ્રવ્ય, સ્વ–ક્ષેત્ર, સ્વ–કાલ અને સ્વ–ભાવે સત્ (અસ્તિ) છે અને પર–દ્રવ્ય, પર–ક્ષેત્ર, પર–કાલ અને પર–ભાવે અસત્ (નાસ્તિ) છે આમ, વસ્તુ કે વ્યક્તિ 'શું છે' અને 'શું નથી' એમ બન્ને રીતે તપાસાય ત્યારે એનું સ્વરૂપ બરાબર નિર્ણીત થઇ શકે છે અત એવ વસ્તુ સત્, અસત્–ઉભયાત્મક સિદ્ધ થાય છે

આત્માના સત્પણાનું ભાન થાય છે તે બધી રીતે ઘટિત થતું નથી જો એમ હોય તો આત્મા, ચેતના આદિ સ્વરૂપની જેમ ઘટાદિ પર રૂપથી પણ સત્ સિદ્ધ થાય, અર્થાત્ એમાં (આત્મામાં) ચેતનાની જેમ ઘટત્વ પણ

સાસમાન થાય, અને એથી એનું (આત્માનું) વિશિષ્ટ સ્વરૂપ જ સિદ્ધ ન થાય. વિશિષ્ટ સ્વરૂપનો અર્થ જ એ છે કે તે સ્વરૂપથી સત્ અને પર રૂપથી સત નહિ, અર્થાત્ અસત્ છે આ રીતે અમુક અપેક્ષાએ સત્ત્વ અને બીજી અપેક્ષાએ અસત્ત્વ એ બન્ને ધર્મો આત્મામાં સિદ્ધ થાય છે અને જેમ આત્મામાં, તેમ અચેતન જડ વસ્તુમાં પણ

વળી સ્યાદ્વાદનું એક વધુ ઉદાહરણ જોઈએ વસ્તુમાત્રમા સમાન ધર્મ અને વિશેષ ધર્મ રહેલા છે જુદાજુદા ઘોડાઓમા 'ઘોડો' 'ઘોડો' એવી જે એકાકાર (એકસરખી) બુદ્ધિ ઉત્પન્ન થાય છે, એ જ બતાવી આપે છે કે બધા ઘોડાઓમા સમાન ધર્મ–સામાન્ય તત્ત્વ–સમાનતા–એકરૂપતા છે પરન્તુ ઘણા ઘોડાઓમાથી પોતપોતાનો ઘોડો અથવા અમુક ઘોડો જે ઓળખી લેવાય છે, તે ઉપરથી તમામ ઘોડા એકબીજાથી વિશેષતા–ભિન્નતા–પૃથક્તાવાળા પણ સિદ્ધ થાય છે આ પ્રમાણે સર્વ વસ્તુ સામાન્ય-વિશેષ-સ્વરૂપવાળી સમજી શકાય છે વસ્તુનું સ્વરૂપ આ સામાન્ય અને વિશેષ પરસ્પરસાપેક્ષ છે આમ, પ્રત્યેક વસ્તુને સામાન્યવિશેષ-ઉભયરૂપ સમજવી એ સ્યાદ્વાદ છે

આ સામાન્ય અને વિશેષની સમજ આ પ્રમાણે —

સામાન્ય બે પ્રકારનું છે: [૧] તિર્યક્સામાન્ય અને [૨] ઊર્ધ્વતાસામાન્ય. ભિન્નભિન્ન અશ્વોમાં 'અશ્વ' 'અશ્વ' ['ઘોડા' 'ઘોડા'] એવી એકાકાર પ્રતીતિ જે થાય છે તે અશ્વત્વરૂપ ધર્મને લઇને આ અશ્વત્વ, જે, સમગ્ર અશ્વોનું એક

સામાન્ય સ્વરૂપ છે તે 'તિર્યક્સામાન્ય' છે. અને, નિરન્તર પરિવર્તમાન પર્યાયોમાં જે સામાન્ય તત્ત્વ અનુગત [અનુસ્યૂત] હોય છે તે 'ઊર્ધ્વતાસામાન્ય' છે. જેમકે સુવર્ણના કટક, કુંડલ, કંકણ વગેરે ભિન્નભિન્ન આકારના પદાર્થોમાં અનુગત જે સુવર્ણ તે 'ઊર્ધ્વતાસામાન્ય' છે. તે જ પ્રમાણે, એક જ વ્યક્તિ બાળક, કુમાર, યુવા, પ્રૌઢ, વૃદ્ધ વગેરે અવસ્થાઓમાં થઇને પસાર થતી હોવા છતાં આપણને તે વ્યક્તિ તેની તે જ એવું-જે સામાન્ય તત્ત્વનું-ભાન થાય છે તે 'ઊર્ધ્વતાસામાન્ય' છે

વિશેષ બે પ્રકારનો છેઃ ગુણ અને પર્યાય ગુણ પણ જો કે પર્યાય જ છે, છતાં એનો [ગુણનો] જુદો ઉલ્લેખ કંઇ હેતુસર છે. તે આ પ્રમાણેઃ—

કોઇ પુદ્ગલ રૂપ [વર્ણ, ગંધ, રસ, સ્પર્શ] વગરનુ કયારેય હોતું નથી. રૂપ પુદ્ગલ સાથે સદા સહભાવી છે. પણ-સામાન્યતઃરૂપ પુદ્ગલ સાથે સદા સહભાવી છતાં-નીલ, પીત વગેરે પુદ્ગલ સાથે સદા સહભાવી નથી. નીલ, પીત વગેરે પર્યાયો–પરિણામો બદલાયા કરે છે માટે જે સહભાવી છે તેને 'ગુણ' કહ્યો અને જે ક્રમભાવી [પરિવર્તનશીલ] છે તેને 'પર્યાય'. સહભાવી અને ક્રમભાવી બન્ને પર્યાય હોવા છતાં પર્યાયોમાંના સહભાવી અને ક્રમભાવીપણાનો ભેદ સમજાવવા ખાતર સહભાવી પર્યાયને 'ગુણ' કહેવામાં આવ્યો.

એ જ પ્રમાણે આત્માનું સદા સહભાવી સ્વરૂપ ચેતના તે 'ગુણ' અને એના 'જ્ઞાન', 'દર્શન' પ્રકારના વિવિધ ઉપયોગો એ 'પર્યાય'*

'સ્યાદ્વાદ' શબ્દ 'સ્યાત્' ને 'વાદ' એ બેથી બનેલો છે 'સ્યાત્' એટલે 'અમુક અપેક્ષાએ', 'અમુક દૃષ્ટિકોણથી'. એ ('સ્યાત્') અહીં અવ્યય છે અને અનેકાન્તસૂચક છે. એટલે અનેકાન્ત રૂપે કથન એ સ્યાદ્વાદનો અર્થ થયો. આથી જ સ્યાદ્વાદનું બીજું નામ 'અનેકાન્તવાદ' છે× 'અનેકાન્ત'માં' 'અનેક' અને અન્ત' એમ બે શબ્દો છે તેમાં 'અન્ત'નો અર્થ અહીં ધર્મ, દૃષ્ટિ, દિશા, બાજુ એવો કરવાનો છે આ ઉપરથી અનેકાન્તવાદનો અર્થ, અનેક દૃષ્ટિઓથી–વિવિધ દિશાઓથી–ભિન્નભિન્ન અપેક્ષાથી (વસ્તુનું) અવલોકન કે કથન કરવું એવો થાય છે આમ 'સ્યાદ્વાદ' અને 'અનેકાન્તવાદ' એ બન્ને શબ્દોનો અર્થ એક થાય છે આમ અનેકાન્તવાદનો અર્થ કે એનું રહસ્ય

*"गुणः सहभावी धर्मः×× । पर्यायस्तु क्रमभावी"। [५/७–८]
(પ્રમાણનયતત્ત્વાલોક, શ્રીદેવસૂરિ)

×"स्याद्" इत्यव्ययमनेकान्तद्योतकम्, "ततः स्याद्वादः—अनेकान्तवादः, नित्यानित्याद्यनेकधर्मशबलैकवस्त्वभ्युपगम इति यावत् ।
(હેમચન્દ્ર, સિદ્ધહેમશબ્દાનુશાસન, બીજું સૂત્ર)

અર્થાત્—"સ્યાત" એ અવ્યય છે, જે, અનેકાન્ત અર્થનું દ્યોતન કરે છે એ પરથી સ્યાદ્વાદ એટલે અનેકાન્તવાદ એનો અર્થ નિત્ય–અનિત્ય આદિ અનેકધર્માત્મક વસ્તુનો સ્વીકાર

એના નામમાં જ ઝળકી રહ્યું છે વસ્તુને એક જ દૃષ્ટિથી-એક જ બાજુથી જોવી એ અપૂર્ણ દર્શન. એટલે એકાન્ત-દૃષ્ટિ એ અપૂર્ણ દૃષ્ટિ; જ્યારે અનેક બાજુથી, ભિન્નભિન્ન દૃષ્ટિબિન્દુઓથી અવલોકન કરતી દૃષ્ટિ એ અનેકાન્ત-દૃષ્ટિ, એટલે એ પૂર્ણ દૃષ્ટિ. વસ્તુની બરાબર માહિતી અનેકાન્તદૃષ્ટિથી મળે

જેમ, હાથીના કેવળ એક એક જ અવયવને સ્પર્શવાથી હાથીની માહિતી ન થઇ શકે, તેમ વસ્તુના કેવળ એક એક જ અંશને સ્પર્શવાથી વસ્તુની બરાબર માહિતી ન થાય. હાથીની માહિતી માટે તેના સઘળા અંશો સ્પર્શવા જોઇએ, તેમ વસ્તુને તત્ત્વતઃ પિછાનવા માટે તેના સંભવિત બધાં સ્વરૂપો માલૂમ કરવાં જોઇએ. એક બાજુએ ચાંદીથી અને બીજી બાજુએ સોનાથી મઢેલી ઢાલને ચાંદીવાળી બાજુથી જોનાર ચાંદીની કહે અને સોનાવાળી બાજુથી જોનાર સોનાની કહે એ જેમ પૂર્ણ સત્ય નથી, પણ યથાસ્થિત રીતે અંશતઃ ચાંદીની અને અંશતઃ સોનાની કહેવી એ પૂર્ણ સત્ય છે, તેમ વસ્તુનું સ્વરૂપ જે પ્રકારનું હોય તે પ્રકારે સમજવું અને કથવું એ જ્ઞાન અને કથન યથાર્થ ( પૂર્ણસત્ય ) કહેવાય; અને તે એક બાજુને જોનારી એકાન્તદૃષ્ટિથી ન થઇ શકે, પણ અનેક બાજુઓને જોનારી અનેકાન્તદૃષ્ટિથી થઇ શકે. અનેકાન્તદૃષ્ટિ વસ્તુના અનેક ધર્મો જુએ છે, જુદી જુદી અપેક્ષાએ સંભવિત-વસ્તુના-અનેક ધર્મોનું તે અવલોકન કરી શકે છે; અને એથી વસ્તુની બધી બાજુ તપાસાવાથી વસ્તુસ્વરૂપની બરાબર ચોખવટ થઇ

શકે છે બીજા માણસનું દૃષ્ટિબિન્દુ અને તેની અપેક્ષાદૃષ્ટિ તે પારખી શકે છે અને તેનો અબાધિત રીતે થઇ શકતો સમન્વય કરવા યત્ન કરે છે. વિવિધ દૃષ્ટિબિન્દુઓ દ્વારા શક્ય સમન્વયો કરી ભિન્ન યા વિરુદ્ધ દેખાતા મતોની સમુચિત રીતે સંગતિ કરવી એ અનેકાન્તદૃષ્ટિનુ સ્વરૂપ છે આ ઉપરથી એ દૃષ્ટિની વ્યાપકતા, મહત્તા અને ઉપયોગિતા સમજી શકાય છે. આ દૃષ્ટિના જ બળથી મતસંઘર્ષણજનિત કોલાહલો શમી જઇ માનવ-સમાજમાં પરસ્પર સમભાવ સધાય છે. આ સમભાવ અથવા સામ્યનો પ્રચાર એ અનેકાન્તવાદનો ઉદ્દેશ છે. ટૂંકમાં, **અનેકાન્તવાદ** એટલે **સમન્વયવાદ**, અને એમાંથી નીપજનારુ કલ્યાણભૂત ફળ તે **સામ્યવાદ** અર્થાત્ સમભાવ, જેમાંથી વ્યાપક મૈત્રીભાવ ફલિત થઇ મનુષ્યભૂમિ કલ્યાણભૂમિ બની જઇ શકે છે.

સ્યાદ્વાદના સમ્બન્ધમાં કેટલાકોનું એમ કહેવું થાય છે કે તે નિશ્ચયવાદ નથી, કિન્તુ સંશયવાદ છે; અર્થાત્, એક જ વસ્તુને નિત્ય સમજવી અને અનિત્ય પણ સમજવી, અથવા એક જ વસ્તુને સત્ માનવી અને અસત્ પણ માનવી એ સંશયવાદ નહિ તો બીજું શું? પરન્તુ આ કથન અયુક્ત છે એમ અત્યાર સુધીના વિવેચન પરથી જોઇ શકાય છે.*સંશયના સ્વરૂપથી જે માહિત છે તે આ

*ગૂજરાતના પ્રસિદ્ધ વિદ્વાન્ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવને 'સ્યાદ્વાદ' સિદ્ધાન્ત વિષે પોતાનો અભિપ્રાય દર્શાવવાનો પ્રસંગ અનેકવાર મળતે, એક વખતના પોતાના વ્યાખ્યાનમાં તેઓશ્રીએ જણાવેલુ કે-સ્યાદ્વાદનો સિદ્ધાન્ત અનેક સિદ્ધાન્તો અવલોકીને તેમનો સમન્વય કરવા ખાતર

સ્યાદ્વાદને સંશયવાદ કહેવાનુ સાહસ કદાપિ નહિ કરી શકે. રાત્રે કાળી દોરડી પર નજર પડતાં "આ સર્પ છે કે દોરડી ?" એવો સન્દેહ થઇ આવે છે દૂરથી ઝાડના ઠુંઠાને જોતાં "આ ઝાડ હશે કે માણસ ?" એવો સન્દેહ ઉભો થાય છે. આ પ્રકારના સંશયના અનેક ઉદાહરણો જાણીતાં છે. ઉક્ત સંશયમા સર્પ અને દોરડી અથવા વૃક્ષ અને માણસ એ બન્ને વસ્તુઓ પૈકી એક પણ વસ્તુ નિશ્ચિત હોતી નથી એકથી વધુ વસ્તુઓ તરફ ઝોલાં ખાતી બુદ્ધિને કોઇ એક વસ્તુ ચોક્કસરૂપે સમજવામા ન આવે એ સંશય છે સંશયનું આવુ સ્વરૂપ સ્યાદ્વાદમા બતાવી શકાય તેમ નથી સ્યાદ્વાદ એક જ વસ્તુને જુદી જુદી અપેક્ષાએ, જુદી જુદી દૃષ્ટિએ

---

પ્રગટ કરવામા આવ્યો છે સ્યાદ્વાદ એકીકરણનું દૃષ્ટિબિન્દુ આપણી સમક્ષ ઉપસ્થિત કરે છે શંકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે, તે મૂળ રહસ્યની સાથે સમ્બન્ધ રાખતો નથી એ નિશ્ચય છે કે વિવિધ દૃષ્ટિબિન્દુઓ દ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઈ વસ્તુ પૂરી રીતે સમજવામા આવી શકે નહિ આ માટે સ્યાદ્વાદનો સિદ્ધાન્ત ઉપયોગી તથા સાર્થક છે. મહાવીરના સિદ્ધાન્તમા બતાવેલ સ્યાદ્વાદને કેટલાક સંશયવાદ કહે છે, એ હું નથી માનતો. સ્યાદ્વાદ સંશયવાદ નથી, કિન્તુ તે વસ્તુદર્શનની વ્યાપક કળા આપણને શિખવે છે.

[આ ઉલ્લેખ "જૈનેતર દૃષ્ટિએ જૈન" નામના પુસ્તકમાં પ્રગટ થયેલ છે.]

કાશીના સ્વર્ગત મહામહોપાધ્યાય શ્રીરામમિશ્ર શાસ્ત્રીએ પોતાના "સુજન-સમ્મેલન" નામના વ્યાખ્યાનમા, જે સ્વતન્ત્ર પુસ્તિકારૂપે પ્રકટ થયેલ છે, સ્યાદ્વાદ યા અનેકાન્તવાદની ઉપપત્તિપુરસ્સર યુક્તિયુક્તતા અને ઉપયોગિતા જણાવી છે

અવલોકવાનું કહે છે; અને જુદી જુદી અપેક્ષાદૃષ્ટિએ જોતાં સમજાય છે કે એક જ વસ્તુ અમુક અપેક્ષાએ 'અસ્તિ' છે એ નિશ્ચિત વાત છે અને અમુક અપેક્ષાએ 'નાસ્તિ' છે એ પણ નિશ્ચિત વાત છે; તેમ જ એક જ વસ્તુ એક દૃષ્ટિએ નિત્ય રૂપે પણ નિશ્ચિત છે અને બીજી દૃષ્ટિએ અનિત્ય રૂપે પણ નિશ્ચિત છે આવી રીતે એક જ પદાર્થમાં ભિન્ન ભિન્ન અપેક્ષાદૃષ્ટિએ ભિન્નભિન્ન ધર્મો (વિરુદ્ધ જેવા લાગતા ધર્મો પણ) સંગત થતા જણાતા હોય તો તેમના પ્રામાણિક સ્વીકારને, જેને 'સ્યાદ્વાદ' કહેવામાં આવે છે, સંશયવાદ કહી શકાય નહિ વસ્તુતઃ સ્યાદ્વાદ સંશયવાદ નથી, પણ **સાપેક્ષ નિશ્ચયવાદ** છે.

"स्याद् अस्त्येव घटः", "स्यान्नास्त्येव घटः".

"स्यान्नित्य एव घटः". "स्याद् अनित्य एव घट".

સ્યાદ્વાદનાં આ નિશ્ચયવાચક એવકારયુક્ત વાકયોમાં, ઉપર બતાવ્યા પ્રમાણે, અમુક અપેક્ષાએ ઘટ સત્ જ છે અને અમુક અપેક્ષાએ ઘટ અસત્ જ છે; અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે અને અમુક અપેક્ષાએ ઘટ નિત્ય જ છે—આ પ્રમાણે નિશ્ચયાત્મક અર્થ સમજવાનો છે. 'स्यात्' શબ્દનો અર્થ—'કદાચ', 'શાયદ' કે એવા કોઈ બીજા સંશયવાચક શબ્દથી કરવાનો નથી જ નિશ્ચયવાદમાં સંશયના શબ્દનું કામ શું? ઘટને ઘટરૂપે સમજવું જેટલું નિશ્ચયરૂપ છે, તેટલું જ નિશ્ચયરૂપ, ઘટને ભિન્ન ભિન્ન અપેક્ષા–દૃષ્ટિએ અનિત્ય અને નિત્યરૂપે સમજવું એ પણ છે આ ઉપરથી સ્યાદ્વાદને અવ્યવસ્થિત કે અસ્થિર સિદ્ધાન્ત પણ કહી શકાય તેમ નથી †

† દર્શન-શાસ્ત્રોના વિશાળ અભ્યાસીને વિદિત હોય કે ભારતીય

પ્રાચીન અન્યાન્ય દર્શનોએ પણ અનેકાન્તદૃષ્ટિનું અનુસરણ કર્યું છે. પૃથિવીને પરમાણુરૂપે નિત્ય અને કાર્યરૂપે અનિત્ય માનનાર તથા દ્રવ્યત્વ, પૃથિવીત્વ વગેરે ધર્મોને સામાન્ય-વિશેષરૂપે સ્વીકારનાર નૈયાયિક તથા વૈશેષિક દર્શને સ્યાદ્વાદદૃષ્ટિને ગ્રહણ કરી છે.

અને—

**इच्छन् प्रधानं सत्त्वाद्यैर्विरुद्धैर्गुम्फितं गुणैः ।**
**सांख्यः संख्यावतां मुख्यो नानेकान्तं प्रतिक्षिपेत् ॥**

( હેમચન્દ્ર. વીતરાગસ્તોત્ર )

અર્થાત્—સત્ત્વ, રજ અને તમ એ પરસ્પર વિરુદ્ધ ત્રણ ગુણોની પ્રકૃતિના સ્વીકારમાં સાંખ્ય દર્શનને સ્યાદ્વાદનો સ્વીકાર છે.

તથા—

**"एतेन भूतेन्द्रियेषु धर्मलक्षणावस्थापरिणामा व्याख्याताः"**

એ ત્રીજા પાદના ૧૩ મા સૂત્રથી એક જ વસ્તુમાં ભિન્નભિન્ન ધર્મો, લક્ષણો અને અવસ્થાઓના પરિણામો બતાવતાં પાતંજલ યોગદર્શન સ્યાદ્વાદનું જ ચિત્રણ રજુ કરે છે

તથા—

**जातिव्यक्त्यात्मकं वस्तु वदन्ननुभवोचितम् ।**
**भट्टो वाऽपि मुरारिर्वा नानेकान्तं प्रतिक्षिपेत् ॥४९॥**

( અધ્યાત્મોપનિષદ્, પ્રથમ અધિકાર, યશોવિજયજી )

અર્થાત્—જાતિ અને વ્યક્તિ ઉભયરૂપે વસ્તુને અનુભવોચિત કહેનાર ભટ્ટ અને મુરારિ સ્યાદ્વાદનો જ આદર કરે છે

તથા—

**अबद्धं परमार्थेन बद्धं च व्यवहारतः ।**
**ब्रुवाणो ब्रह्म वेदान्ती नानेकान्तं प्रतिक्षिपेत् ॥५०॥**

( અધ્યાત્મોપનિષદ્, પ્રથમ અધિકાર, યશોવિજયજી )

અર્થાત્—બ્રહ્મને વ્યવહારથી બદ્ધ અને પરમાર્થથી અબદ્ધ માનનાર વેદાન્તી સ્યાદ્વાદને અવગણતા નથી.

વળી આ ઉદાહરણમાં—

फस्यचिद् गुणकृद् दुग्धं दोपकारि च कस्यचित् ।
एकस्यापि दशाभेदे, स्याद्वादोऽयं प्रकाशते ॥
एकोऽर्थ उपयोगी चानुपयोगी च जायते ।
अवस्थाभेदमाश्रित्य, स्याद्वादोऽयं प्रकाशते ॥
एकमेव भवेद् वस्तु हानिकृल्लाभकारि च ।
अवस्थाभेदमाश्रित्य, स्याद्वादोऽयं प्रकाशते ॥

(લેખક ન્યાયવિજય)

અર્થાત્—દૂધ કોઈને ગુણકારી થાય છે અને કોઈને દોષકારી થાય છે. એટલું જ નહિ, એક જ માણસને એક વખતે-એક અવસ્થામા-ગુણકારી અને બીજા વખતે-બીજી અવસ્થામા-દોષકારી થાય છે.

એક જ પદાર્થ એક જ માણસને એક અવસ્થામા ઉપયોગી થાય છે અને બીજી અવસ્થામાં અનુપયોગી થાય છે

એક જ વસ્તુ એક જ માણસને એક અવસ્થામા લાભકારક થાય છે અને બીજી અવસ્થામા હાનિકારક થાય છે આ સ્યાદ્વાદનાં સરલ નિદર્શન છે

મતલબ કે—

દૂધ ગુણકારી છે કે હાનિકારક? એમ કોઈના સામાન્ય પ્રશ્ન પર 'ગુણકારી છે' એમ પણ (એકાન્તરૂપે) શી રીતે કહી શકાય? અને 'હાનિકારક છે' એમ પણ (એકાન્તરૂપે) કેમ કહી શકાય? એટલે અનેક અપેક્ષાઓને ખ્યાલમા લઈને 'ગુણકારી પણ છે અને હાનિકારક પણ છે' એવી જ રીતનું કહેવું યોગ્ય ગણાય હા, નિશ્ચિત અવસ્થા કે અવસરને અનુલક્ષીને કહેવું હોય તો તે અવસ્થા કે અવસરને અનુરૂપ હોય તેમ કહેવું જોઈએ

## સપ્તભંગી

ઉપર જોઇ ગયા છીએ કે-'સ્યાદ્વાદ' [અનેકાન્તદૃષ્ટિ] એક જ વસ્તુમા જુદી જુદી અપેક્ષાએ અસ્તિત્વ-નાસ્તિત્વ, નિત્યત્વ-અનિત્યત્વ વગેરે અનેક ધર્મોનો સમન્વય કરી બતાવે છે. આ ઉપરથી સમજી શકાય છે કે, વસ્તુસ્વરૂપ જેવા પ્રકારનું હોય તેવી રીતે તેની વિવેચના કરવી જોઇએ. વસ્તુસ્વરૂપની જિજ્ઞાસાવાળા કોઇએ પ્રશ્ન કર્યો કે-"ઘડો અનિત્ય છે?" તો એના જવાબમાં જો એમ જ કહેવાય કે-"હા, ઘડો અનિત્ય જ છે," તો એ કથન કાં તો યથાર્થ નથી, કાં તો અધૂરું છે. કેમકે તે કથન યદિ સમ્પૂર્ણ વિચારદૃષ્ટિના પરિણામે કહેવાયું હોય તો તે યથાર્થ નથી. કારણ કે ઘડો (કોઇ પણ વસ્તુ) સમ્પૂર્ણ દૃષ્ટિએ વિચારતાં અનિત્ય હોવાની સાથે નિત્ય પણ ઠરે છે. અને જો તે કથન અમુક દષ્ટિએ કહેવાયું હોય, તો તે વાકયમાં, 'તે કથન અમુક દષ્ટિએ છે' એમ સૂચન કરનાર કોઇ શબ્દ મૂકવો જોઇએ. એ વગર તે જવાબ અધૂરો કહી શકાય. આ ઉપરથી સમજી શકાય છે કે વસ્તુનો કોઇ પણ ધર્મ બતાવવો હોય, તો એવી રીતે બતાવવો જોઇએ કે બીજો ધર્મ યા તેનો પ્રતિપક્ષ ધર્મ જે તેમાં સંભવિત હોય, તેની બેઠક તે વસ્તુમાંથી ઉડી જવા ન પામે મતલબ કે, કોઇ પણ વસ્તુને નિત્ય બતાવતાં એવો કોઇ શબ્દ મૂકવો જોઇએ કે જેથી તે વસ્તુમાં રહેલા અનિત્યત્વ ધર્મનો અભાવ સૂચિત થવા પામે નહિ. તેમ જ કોઇ પણ વસ્તુને અનિત્ય બતાવતાં એવો શબ્દ લગાવવો જોઇએ કે જેથી તે વસ્તુમાં

રહેલા નિત્યત્વ ધર્મનો અભાવ સૂચિત થાય નહિ. એ જ પ્રમાણે વસ્તુને સત્, અસત્ આદિ રૂપે બતાવવા સંબંધે પણ સમજવાનું. એવો શબ્દ સંસ્કૃત ભાષામાં 'स्यात्' છે. 'स्यात्' શબ્દનો અર્થ, અગાઉ જણાવ્યું તેમ, 'અમુક અપેક્ષાએ' એવો થાય છે. 'स्यात्' શબ્દ, અથવા તેના અર્થવાળો સંસ્કૃતભાષાનો 'कथंचित्' શબ્દ, યા તો 'અમુક અપેક્ષાએ'–એવી રીતનું યોજીને "स्याद् अनित्य एव घटः" ['અમુક અપેક્ષાએ ઘટ અનિત્ય જ છે'] એમ વિવેચના કરવાથી ઘટમાં અપેક્ષાન્તરપ્રાપ્ય નિત્યત્વ ધર્મને બાધ પહોંચે નહિ.

**આ તાત્ત્વિક નિરૂપણ છે. વ્યવહારમાં એવો શબ્દ કંઈ પ્રયોજાતો નથી અને પ્રયોજાતો પણ નહિ. વ્યવહાર તો 'નયવાદ' છે, તે જે રીતે થતો હોય તે રીતે જ થાય.** જે બાબત વિવક્ષિત હોય તેના જ ઉલ્લેખ કે નિર્દેશથી વાત થાય આ તો ફક્ત વસ્તુસ્વરૂપની તાત્ત્વિક દૃષ્ટિ વ્યુત્પન્નના ખ્યાલ પર મૂકવામાં આવે છે

આપણે કોઇ પ્રશ્નના ઉત્તરમાં યા તો 'હા' (હકારાત્મક વાક્ય) બોલીએ છીએ, યા 'ના' (નકારાત્મક વાક્ય) બોલીએ છીએ આ 'હા' અને 'ના'ને લઇને સપ્તભંગીની યોજના થઇ છે. આમ, ઉત્તર આપવાના જેટલા તરીકા છે તેમને 'ભંગ' કહેવામાં આવે છે એવા સાત તરીકા હોઇ શકે છે, માટે સાત ભંગો ( પ્રકારો ) ના સમૂહને 'સપ્તભંગી' કહેવામાં આવે છે શાસ્ત્રીય પરિભાષા

મુજબ, એક વસ્તુમાં-પ્રશ્નવશાત-એકએક-ધર્મ-વિષયક વિધિ અને નિષેધની કલ્પના એ સપ્તભંગી છે પ્રશ્ન સાત પ્રકારના થઇ શકે છે, માટે સપ્તભંગી કહેવાઇ. સાત પ્રકારના પ્રશ્નોનુ કારણ સાત પ્રકારની જિજ્ઞાસા છે, અને સાત પ્રકારની જિજ્ઞાસાનું કારણ સાત પ્રકારના સંશય છે, અને સાત પ્રકારના સંશયોનું કારણ એના વિષયભૂત વસ્તુના ધર્મો સાત પ્રકારના છે એ છે.

આ ઉપરથી માલૂમ પડે છે કે સપ્તભંગીના સાત ભંગો કેવલ શાબ્દિક કલ્પના જ નથી, પણ વસ્તુના ધર્મ ઉપર અવલંબિત છે માટે દરેક ભંગનું સ્વરૂપ વસ્તુના ધર્મ સાથે સમ્બદ્ધ છે એમ સમજવું યોગ્ય છે.

સાત ભંગ આ પ્રમાણેઃ—

(૧) અસ્તિ (છે) (૨) નાસ્તિ (નથી) (૩) અસ્તિ, નાસ્તિ (છે, નથી). (૪) અવક્તવ્ય (કહી શકાતું નથી). (૫) અસ્તિ, અવક્તવ્ય (૬) નાસ્તિ, અવક્તવ્ય. (૭) અસ્તિ-નાસ્તિ, અવક્તવ્ય.

શાસ્રીય ઢબે સાત ભંગો આ પ્રમાણેઃ—

**પ્રથમ ભંગ.** પહેલા ભંગથી વસ્તુ 'શું છે' તે બતાવવામાં આવે છે.

વસ્તુ અસ્તિ જ છે, પણ કથંચિત, એટલે કે અમુક અપેક્ષાએ, અર્થાત સ્વ-દ્રવ્ય, સ્વ-ક્ષેત્ર, સ્વ-કાલ અને સ્વ-ભાવથી.

**દ્વિતીય ભંગ.** બીજા ભંગથી વસ્તુ 'શુ નથી' તે બતાવવામાં આવે છે

વસ્તુ નાસ્તિ જ છે, પણ કથંચિત, એટલે કે અમુક અપેક્ષાએ, અર્થાત પર-દ્રવ્ય, પર-ક્ષેત્ર, પર-કાલ અને પર-ભાવથી

વસ્તુમા જો સ્વ-દ્રવ્યાદિની અપેક્ષાએ અસ્તિત્વ માનવામાં ન આવે તો વસ્તુ નિ:સ્વરૂપ બની જાય તેમ જ, પર-દ્રવ્યાદિની અપેક્ષાએ નાસ્તિત્વ માનવામાં ન આવે તો વસ્તુ-સાંકર્ય બની જાય કેમકે ઘટમા પટરૂપેણ નાસ્તિત્વ ન હોય તો ઘટ અને પટ એક બની જાય એક વસ્તુ સર્વાત્મક બની જાય ઉપલક નજરે એમ જણાય ખરુ કે સ્વ-સત્વ એ જ પર—અસત્ત્વ છે, પણ એમ નથી એ બન્ને ભિન્નભિન્ન છે જેમ સ્વરૂપેણ સત્ત્વ, તેમ પરરૂપેણ અસત્ત્વ પણ સ્વતન્ત્રપણે અનુભવાય છે*

---

*तत् स्वद्रव्यक्षेत्रकालभावरूपेण सद् वर्तते॰ परद्रव्यक्षेत्रकालभावरूपेण च असत्। ततश्च सच्च, असच्च भवति। अन्यथा तदभावप्रसंगात्। तथाहि। यदि तद् यथा स्वद्रव्यक्षेत्रकालभावरूपेण सत्, एवं परद्रव्यादिरूपेणापि स्यात्, ततश्च तद् घटवस्त्वेव न स्यात्, परद्रव्यादिरूपेणापि सत्त्वात्, तदन्यस्वात्मवत्। तथा यदि यथा परद्रव्यक्षेत्रकालभावरूपेण असत्, एवं स्वद्रव्यादिरूपेणापि स्यात, इत्थमपि तद् घटवस्त्वेव न स्यात्, स्वद्रव्यादिरूपेणापि असत्त्वात्, खरविषाणवत्। इत्येवं तदभावप्रसंगात् सदसद्रूपं तद् अंगीकर्तव्यम्।

[ અનેકાન્તજયપતાકા, પ્રથમ અધિકાર, હરિ૰

**તૃતીય ભંગ** ત્રીજા ભંગથી વસ્તુ કથંચિત્ 'શું છે' અને કથંચિત 'શું નથી' તે ક્રમશઃ બતાવવામાં આવે છે

વસ્તુમાં અસ્તિ અને નાસ્તિ બન્ને ધર્મોનું મુખ્યપણે ક્રમશઃ કથન કરવું એ ત્રીજો ભંગ છે

**ચતુર્થ ભંગ**

વસ્તુ અનન્તધર્માત્મક હોઇ એના સમગ્ર સ્વરૂપનું [ એના અસ્તિ, નાસ્તિ ધર્મો અનન્ત હોઇ તે બધાનું ] પૂર્ણ વર્ણન અશક્ય હોવાથી આ ચતુર્થ ભંગ વસ્તુને કથંચિત્ 'અવક્તવ્ય' જણાવે છે, જેને **ઉપનિષદો 'અનિર્વચનીય'** કહે છે અનિર્વચનીય કહો કે અવક્તવ્ય કહો એક જ વાત છે

વસ્તુમાં જેટલા ધર્મો છે તે બધા જ આપણને જ્ઞાત હોઇ શકતા નથી, અને જેટલા જ્ઞાત થઇ શકે છે તે બધા ભાષામાં ઉતારી શકાતા નથી એટલે વસ્તુ કથંચિત્ અવક્તવ્ય જ રહે છે

વળી, વસ્તુ સ્વભાવે અવક્તવ્ય છે તે અનુભવમાં આવી શકે, પણ શબ્દો દ્વારા કહી શકાતી નથી. "ગળ્યું કેવું છે?" કે "ઘીનો સ્વાદ કેવો છે?" એનો ઠીક જવાબ અનુભવ કરવાથી મળી શકે, ન કે શબ્દોથી. ગોળ, મધ અને સાકરના ગળપણમાં જે તફાવત છે તે શબ્દોથી શું બતાવી શકાય? માટે વસ્તુ અવક્તવ્ય પણ છે

ચોથા ભંગમાં વસ્તુ "શું છે" અને "શું નથી" તે સંબંધી કથન **એકી સાથે** કરવું અશક્ય હોવાથી તે

અર્થમાં વસ્તુ અવર્ણનીય છે એમ જણાવવા માટે "અવકતવ્ય" કહેવામાં આવે છે એ પ્રમાણે ન્યાયગ્રંથોમાં ચોથા ભંગનું નિરૂપણ કરાયલું મળે છે.

'ઘટ' કોઇ અપેક્ષાએ 'અવકતવ્ય' છે એ ચોથો ભંગ

આ ચાર ભંગો ઉપરથી બીજા ત્રણ ભંગો ઊપજે છે, તે આ પ્રમાણે:—

વસ્તુ કથંચિત્ 'અવક્તવ્ય' છતાં અન્ય દૃષ્ટિઓથી કથંચિત્ વકતવ્ય પણ છે [ જુઓ ભંગ ૧-૨-૩ ] માટે જ્યારે આપણે વસ્તુની અવક્તવ્યતા સાથે કોઇ રૂપમાં એની વકતવ્યતા પણ કહેવા ચાહીએ છીએ ત્યારે વકતવ્યરૂપ ત્રણે ભંગ (અસ્તિ, નાસ્તિ, અસ્તિ-નાસ્તિ) અવકતવ્યની સાથે મળી જાય છે

અવકતવ્યની સાથે 'અસ્તિ' મળવાથી "અસ્તિ અવક્તવ્ય" નામનો

**પંચમ ભંગ** બને છે અર્થાત્ 'ઘટ' અમુક અપેક્ષાએ 'અવકતવ્ય' હોવા સાથે અસ્તિ છે-એ પાંચમો ભંગ

અવકતવ્યની સાથે 'નાસ્તિ' મળવાથી "નાસ્તિ અવકતવ્ય" નામનો

**ષષ્ઠ ભંગ** બને છે અર્થાત્ 'ઘટ' અમુક અપેક્ષાએ 'અવકતવ્ય' હોવા સાથે નાસ્તિ છે-એ છઠ્ઠો ભંગ.

અવકતવ્યની સાથે અસ્તિ, નાસ્તિ મળવાથી "અસ્તિ-નાસ્તિ અવકતવ્ય" નામનો

**સપ્તમ ભંગ** બને છે અર્થાત્ 'ઘટ' અમુક અપેક્ષાએ 'અવકતવ્ય' હોવા સાથે અસ્તિ-નાસ્તિ છે એ સાતમો ભંગ

વસ્તુમા અનેક ધર્મો છે, માટે વસ્તુ અનેકાન્ત, અર્થાત્ અનેકધર્માત્મક કહેવાય છે કોઇ મકાનના ચારે દિશાઓથી—ચાર—ફોટા લેવામા આવે તો તે ફોટા એક સરખા નહિ હશે, તો પણ તે એક જ મકાનના છે અને એમ જ કહેવાશે એ પ્રમાણે વસ્તુ પણ અનેક દૃષ્ટિઓથી અનેક તરહની માલૂમ પડે છે. એ જ કારણ છે કે આપણા વાકયપ્રયોગ પણ નાનાવિધ બને છે. એક જ માણસને બીજી વખત, ઉન્નત હાલતમાં આવેલો આપણે જોઇએ છીએ ત્યારે આપણે એમ કહીએ છીએ કે "આ હવે એ નથી રહ્યો, મોટો કલાકાર કે વિદ્વાન્ બની ગયો છે" આ પ્રમાણે ભિન્નભિન્ન બાબત (અવસ્થા કે ધર્મ)ને અનુલક્ષીને ભિન્નભિન્ન વાકય—પ્રયોગ કરવામાં આવે છે એમાં વિરોધ કોઇને લાગતો નથી. કેરીનું ફળ કોળા કરતાં નાનું અને બોર કરતાં મોટું—એમ એકને જ નાનું અને મોટું સાથે જ અપેક્ષા—ભેદથી કહેવામાં આવે છે એમાં કોઇને કશો વિરોધ જણાતો નથી. અનેકાન્તના વિષયમાં પણ આ જ વાત છે. એક જ વસ્તુને અપેક્ષાભેદે 'છે' અને 'નથી' કહી શકાય છે કયા ધર્મોમાં પરસ્પર વિરોધ છે એ વાત આપણે પહેલેથી નથી જાણી શકતા; પણ જ્યારે આપણને એ વાત માલૂમ પડે છે કે અમુક બે ધર્મો એક સમયમાં એક જગ્યાએ રહી શકતા નથી, ત્યારે તેમનો પરસ્પર વિરોધ જાણવા અને માનવામાં આવે છે પણ જો બે ધર્મો એકત્રિત થઇને રહી શકતા હોય તો પછી એમનો વિરોધ કેવો ? સ્વદ્રવ્યાદિચતુષ્ટયની અપેક્ષાએ

'અસ્તિ' અને એ જ [સ્વદ્રવ્યાદિચતુષ્ટયની] અપેક્ષાએ 'નાસ્તિ' એમ જો માનવામાં આવે તો ખરેખર એ વિરોધની વાત ગણાય પણ સ્વદ્રવ્યાદિચતુષ્ટયની અપેક્ષાએ 'અસ્તિ' અને પરદ્રવ્યાદિચતુષ્ટયની અપેક્ષાએ 'નાસ્તિ' એમ માનવામાં વિરોધ કેવો? આમ, 'અસ્તિ', 'નાસ્તિ' બન્ને એક વસ્તુમાં **અપેક્ષાભેદે** માનવામાં વિરોધ જ નથી. અને વિરોધ ન હોવાથી જ વિરોધમૂલક મુકાયેલાં ['અનેકાન્ત' ઉપર] દૂષણો નિરવકાશ બની જાય છે

વિચાર કરતા જોઇ શકાય છે કે સપ્તભંગીમા મૂળ ભંગ તો ત્રણ છે: (૧) અસ્તિ, (૨) નાસ્તિ અને (૩) અવક્તવ્ય બાકીના ભંગો તો એમના (એ ત્રણના) સંયોગથી બનેલા છે **ભગવતી** આદિ આગમ–શાસ્ત્રોમાં "सिय अत्थि, सिय नत्थि, सिय अवत्तव्वं" એ પ્રમાણે ઉપરના ત્રણ જ ભંગો ઉલ્લેખાયેલા છે સપ્તભંગી એ ત્રિભંગીની વિશેષ વ્યાખ્યા છે

કોઇ પણ પ્રશ્નનો ઉત્તર દેવા વખતે આ સાત ભંગોમાંથી કોઇ ને કોઇ ભંગનો ઉપયોગ આપણે કરવો પડે છે પ્રસ્તુત વિષયને સુગમ કરવા માટે આપણે એક **સ્થૂલ** ઉદાહરણ અહીં જોઇએ. કોઇ મરણાસન્ન રોગીના વિષયમાં પૂછવામાં આવે કે એની કેવી હાલત છે? તો એના જવાબમાં વૈદ્ય નીચે જણાવેલ સાત ઉત્તરોમાંથી કોઇ એક ઉત્તર આપશે:—

(૧) સારી તબિયત છે. (અસ્તિ)
(૨) તબિયત સારી નથી (નાસ્તિ)

(૩) કાલથી તો સારી છે (અસ્તિ), પણ એવી સારી નથી કે આશા રાખી શકાય (નાસ્તિ). [અસ્તિ, નાસ્તિ]

(૪) સારી છે કે ખરાબ કંઇ કહી શકાતું નથી (અવક્તવ્ય)

(૫) કાલથી તો સારી છે (અસ્તિ), છતાં કહી શકાતું નથી કે શું થશે (અવક્તવ્ય) [અસ્તિ, અવક્તવ્ય]

(૬) કાલથી તો સારી નથી (નાસ્તિ), છતાં કહી શકાતું નથી કે શું થશે (અવક્તવ્ય) [નાસ્તિ, અવક્તવ્ય]

(૭) આમ તો સારી નથી (નાસ્તિ), પણ કાલ કરતાં સારી છે (અસ્તિ), તો પણ કહી શકાતું નથી કે શું થશે (અવક્તવ્ય) [અસ્તિ—નાસ્તિ, અવક્તવ્ય]

આ વ્યાવહારિક સાધારણ ઉદાહરણ ઉપરથી સપ્તભંગીનો વિશેષ રીતે ખ્યાલ આવી શકે છે. એ રીતે સપ્તભંગી વ્યવહારુ બને છે-ઘટના, પરિસ્થિતિ અને સિદ્ધાન્તનું ઉપયોગી વિશ્લેષણ કરનારી બને છે જોઇ શકયા છીએ કે જુદી જુદી અપેક્ષા ઉપર આ સાત ભંગો (વચન–પ્રયોગો) અવલંબિત છે અને એથી પરસ્પરથી કંઇક વિશેષતા ધરાવતા છે

## નય

હવે 'નય'ની વાત 'પ્રમાણ' એટલે જ્ઞાન અને 'નય' પણ જ્ઞાન (વિચારાત્મક જ્ઞાન) જ છે.

વસ્તુ જ્યારે અખંડિતપણે ભાસે છે ત્યારે તે 'અનેક–ધર્માત્મક વિષય' કહેવાય છે પરન્તુ તે જ વસ્તુમાંથી કોઇ

એક અંશ છૂટો પડી પ્રધાનપણે ભાસે છે ત્યારે તે એક-અંશવિશિષ્ટ વિષય કહેવાય છે. આ વાત દાખલાથી સ્પષ્ટ કરીએ. આંખ સામે કોઈ એક ઘોડો આવે ત્યારે અમુક આકાર, અમુક કદ અને અમુક રંગ એ તેની વિશેષતાઓ પ્રધાનપણે ભાસે છે; પણ તે વખતે એ વિશેષતાઓની પ્રધાનતા છતાં અભિન્નરૂપે અન્ય વિશેષતાઓ સહિત **સમગ્ર** (આખો) ઘોડો જ ચાક્ષુષ જ્ઞાનનો વિષય બને છે. તે વખતે કંઈ તેની અમુક વિશેષતાઓ બીજી વિશેષતાઓ કરતાં છૂટી પડી ભાસતી નથી, કે ઘોડારૂપ અખંડ પદાર્થમાંથી આકાર આદિ તેની વિશેષતાઓ પણ તદ્દન ભિન્નપણે ભાસતી નથી. માત્ર અમુક વિશેષતાઓ દ્વારા તે **આખો** ઘોડો જ અખંડિતપણે ભાસે (આંખનો વિષય બને) છે. એ જ **પ્રમાણનો વિષય** થવાની રીત છે. પ્રમાણનો વિષય થયેલ એ ઘોડાનું જ્ઞાન જ્યારે બીજાને શબ્દ-દ્વારા કરાવવું હોય ત્યારે તે ઘોડાની અમુક વિશેષતાઓ બીજી વિશેષતાઓ કરતાં બુદ્ધિ-દ્વારા છૂટી પાડી વક્તા કહે છે કે આ ઘોડો લાલ છે, ઊંચો છે, અથવા અમુક આકાર કે અમુક પ્રકારનો છે. તે વખતે વક્તાના બૌદ્ધિક વ્યાપારમાં કે શ્રોતાની જ્ઞાનક્રિયામાં ઘોડો ભાસમાન છતાં તે માત્ર ગૌણ હોય છે અને તેની વિશેષતાઓ જે બીજી વિશેષતાઓ કરતાં જુદી પાડી કહેવામાં આવે છે તે જ મુખ્ય હોય છે. તેથી જ એ વખતે જ્ઞાનનો વિષય બનતો ઘોડો અમુકઅંશવિશિષ્ટ વિષય બને છે. એ જ **નયનો વિષય** થવાની રીત છે.

ઇન્દ્રિયોની મદદથી કે મદદ સિવાય ઉત્પન્ન થયેલ જ્ઞાન જ્યારે કોઇ વસ્તુને યથાર્થપણે પ્રકાશિત કરે છે ત્યારે તે 'પ્રમાણ' કહેવાય છે અને પ્રમાણ-દ્વારા પ્રકાશિત થયેલી વસ્તુને શબ્દદ્વારા બીજાને જણાવવા માટે તે વસ્તુના વિષયમા જે માનસિક વિચારક્રિયા થાય છે તે 'નય'. અર્થાત્ શબ્દમાં ઉતારાતી કે ઉતારવા લાયક જે જ્ઞાનક્રિયા તે 'નય', અને તેનો પુરોગામી ચેતનાવ્યાપાર તે 'પ્રમાણ'.

પ્રમાણગૃહીત વસ્તુના એક અંશને નય સ્પર્શે છે માટે 'નય' પ્રમાણભૂત જ્ઞાનનું અશભૂત જ્ઞાન છે

ઉપર કહ્યું તેમ, પ્રમાણ-દૃષ્ટિ વસ્તુને અખંડ રૂપે ગ્રહણ કરે છે, અને વસ્તુના જુદાજુદા ધર્મ પરત્વેની મુખ્ય દૃષ્ટિ એ નયદૃષ્ટિ છે એક વસ્તુને કોઇ, કોઇરૂપે જુએ યા સમજે અને બીજો બીજા રૂપે જુએ અથવા સમજે, એથી એક વસ્તુ પરત્વે જુદા જુદા માણસોનો જુદો જુદો અભિપ્રાય બંધાય છે 'ક' એક વસ્તુને જે રીતે (જે પ્રકારે) સમજ્યો હોય તેની, એ જ વસ્તુને જુદી રીતે [જુદા પ્રકારે] સમજનાર 'ખ'ને ખબર પણ ન હોય, અને એ જ પ્રમાણે 'ખ'ની સમજની 'ક'ને ખબર ન હોય; પણ એ બન્નેને એક-બીજાની ભિન્નભિન્ન પ્રકારની સમજ માલૂમ પડે તો એમની (એ બન્નેની) અધૂરી સમજ પૂરી થાય-જો એ બન્ને જિજ્ઞાસુ હોય તો.

જેમ 'પ્રમાણ' એટલે શુદ્ધજ્ઞાન, તેમ 'નય' એટલે પણ શુદ્ધજ્ઞાન ફરક એટલો જ કે એક શુદ્ધજ્ઞાન અખંડ-

વસ્તુસ્પર્શી છે, જ્યારે બીજું વસ્તુનો એક અંશ સ્પર્શે છે. પણ–મર્યાદાનું તારતમ્ય છતાં–એ બન્ને જ્ઞાન છે શુદ્ધ. પ્રમાણરૂપ શુદ્ધ જ્ઞાનનો ઉપયોગ 'નય'ની વાટે થાય છે કેમકે પ્રમાણરૂપ શુદ્ધ જ્ઞાન જ્યારે બીજાની આગળ પ્રકટ કરવામાં આવે છે ત્યારે તે ખાસ મર્યાદામાં આવવાથી 'નય' બની જાય છે વસ્તુની એક બાબત (અંશ)ને સ્પર્શનારી એક નયદૃષ્ટિને એ જ વસ્તુની બીજી બાબત કે બીજા અંશની ખબર હોય પણ ખરી, અને ન પણ હોય જો હોય તો યે પોતાના જ વિષયને સ્પર્શવાની એની મર્યાદા છે; અને **વ્યવહારમાર્ગ** એવો જ હોય છે જેમકે, જ્ઞાનની મહત્તા અને ઉપયોગિતા બતાવવી હોય ત્યારે જ્ઞાનનું મહત્ત્વ કે ઉપયોગિત્વ જે વર્ણવાય તે જ્ઞાનદૃષ્ટિરૂપ જ્ઞાનનયને આભારી છે તે વખતે, ક્રિયાને પણ સ્થાન છે એની ખબર હોવા છતાંય જ્ઞાનનય–પ્રસંગાનુરૂપ–જ્ઞાનની જ મહત્તા વર્ણવે; અને એમ કરવામાં એ કશું ખોટું કરતો નથી. હા, ખોટું કરતો તે ત્યારે કહેવાય કે જ્યારે પોતાની વાતને ગાવાની ધૂનમાં ક્રિયાની ઉપયોગિતાના સ્થાનને નષ્ટ કરી નાખે

વસ્તુની બે બાજુઓ પૈકી એક જ બાજુની જેને ગમ હોય તે જો શુદ્ધ જિજ્ઞાસુ હોય તો બીજી બાજુના દૃષ્ટિબિન્દુને પણ સમજવાનો યત્ન કરે અને યુક્તિયુક્ત જણાય તો તે બાજુને પણ સહર્ષ સ્વીકારે જ્ઞાન અને ક્રિયા એ બેમાંથી એકની જ ઉપયોગિતાની જેને સમજ હોય અથવા દ્વૈત અને અદ્વૈત જેવા સામસામા દેખાતા સિદ્ધાન્તોમાંથી એક જ સિદ્ધાન્તની જેને સમજ હોય, તે જો બીજી

બાબત તરફ પણ પોતાની વિચારદૃષ્ટિ લગાવે, એના દૃષ્ટિબિન્દુને પણ યોગ્ય રીતે સમજે તો બીજી બાબતને પણ સ્વીકારે જ.

વસ્તુતઃ સ્યાદ્વાદનીતિ [અનેકાન્તદષ્ટિ] કેળવવી આવશ્યક છે, જેના બળે વસ્તુની જુદી જુદી બાબતો-વસ્તુના જુદા જુદા અંશો કે ધર્મો અવગત થઇ શકે, અને એમ થવું જરૂરી છે. કેમકે તો જ [બીજી બાજુની માહિતી હોય તો જ] વ્યવહારમાં વસ્તુના કોઇ અંશ કે ધર્મનો સમયસર ઉચિત ઉપયોગ કરવાનુ શકય બને; તેમ જ બીજાના એ પ્રકારના ઉચિત ઉપયોગને આવકાર આપી શકાય. આથી, બીજી બાજુના વિચાર સાથે અજ્ઞાનમૂલક જે સંઘર્ષણ થાય છે તે થવા ન પામે. **સમન્વયદૃષ્ટિથી**, સંભવિત બીજી બાજુનો યોગ્ય મેળ બેસાડવાનું કૌશલ પ્રાપ્ત થવાથી જુદી જુદી બાજુના વિચાર ધરાવનારાઓ વચ્ચે સમજપૂર્વક એકમત થવાનું ઘણે અંશે શકય બને છે, જેના પરિણામે પરસ્પર **સૌમનસ્ય** સધાવાનો માર્ગ સુગમ થાય છે

એક જ વસ્તુ પરત્વે જુદી જુદી દૃષ્ટિએ ઉત્પન્ન થતા જુદા જુદા [યથાર્થ] અભિપ્રાયો, વિચારો 'નય' કહેવામાં આવે છે એક જ મનુષ્યને જુદી જુદી અપેક્ષાએ કાકો-ભત્રીજો, મામો-ભાણેજ, પુત્ર-પિતા, સસરો-જમાઇ વગેરે જે માનવામાં આવે છે તે સાદા દાખલાથી 'નય' નો ખ્યાલ આવી શકે છે વસ્તુમાં એક ધર્મ નથી, અનેક ધર્મો છે. અતએવ વસ્તુમાં જેટલા ધર્મો છે તે બધાને લગતા જેટલા

અભિપ્રાયો તેટલા 'નયો' છે. જગતના વિચારોનાં આદાન-પ્રદાનનો બધો વ્યવહાર 'નય' છે.

હવે નયદૃષ્ટિનાં થોડાં ઉદાહરણ જોઇએ.

એક જ ઘટ વસ્તુ, મૂળ દ્રવ્ય-માટીની અપેક્ષાએ વિનાશી નથી, અર્થાત્ નિત્ય છે; કિન્તુ તેના આકારાદિરૂપ પરિણામની દૃષ્ટિએ વિનાશી છે આમ એક દૃષ્ટિએ ઘટને નિત્ય માનવો અને બીજી દૃષ્ટિએ અનિત્ય માનવો એ બન્ને નયો છે

આત્મા નિત્ય છે, એમાં શક નથી કેમકે તેનો નાશ થતો નથી પરન્તુ તેના સંસારી જીવનમાં હમેશાં પરિવર્તન થતું રહે છે કારણ કે આત્મા કોઇ વખતે પશુજીવનને પ્રાપ્ત થાય છે, જ્યારે કોઇ સમયે મનુષ્ય-અવસ્થામાં આવે છે, વળી કોઇ અવસરે દેવભૂમિનો ભોક્તા બને છે, તેમ જ કદાચિત્ નરક આદિ દુર્ગતિઓમાં જઇને પડે છે આ કેટલું બધું પરિવર્તન! એક જ આત્માની આ કેવી વિલક્ષણ અવસ્થાઓ! આ શું સૂચવે છે? ખરેખર આત્માની પરિવર્તનશીલતા એક જ શરીરમાં થતાં પરિવર્ત્તનોની સાથે પણ આત્મા પરિવર્ત્તનની ઘટમાળમાં ફરતો સમજી શકાય છે વિચાર, વેદના, ભાવના આદિ અને હર્ષ, વિષાદ આદિ અવસ્થાઓનાં સતત પરિવર્ત્તન પણ એનાં સ્પષ્ટ છે આ કારણને [પરિવર્ત્તનશીલતાને] લીધે નિત્યદ્રવ્યરૂપ આત્માને કથંચિત્ અનિત્ય પણ માની શકાય અતએવ આત્માને એકાન્તનિત્ય નહિ, એકાન્તઅનિત્ય નહિ, કિન્તુ નિત્યાનિત્ય માનવાનું

પ્રાપ્ત થાય છે. આવી હાલતમાં જે દૃષ્ટિએ આત્મા નિત્ય છે તે, અને જે દૃષ્ટિએ આત્મા અનિત્ય છે તે બન્ને દૃષ્ટિઓ નયો કહેવાય છે.

આ બાબતમાં એક વાત ધ્યાન આપવા જોગ છે કે, આત્મા કહેતાં મુખ્યપણે દ્રવ્ય ધ્વનિત થાય છે, અને ઘટ કહેતાં મુખ્યપણે પર્યાય ધ્વનિત થાય છે. માટે આત્મા કહેતાં મુખ્યપણે નિત્ય તત્ત્વનો બોધ થાય છે, અને ઘટ કહેતાં મુખ્યપણે અનિત્ય અર્થનો બોધ થાય છે.

શરીરથી આત્મા જુદો છે એ વાત સ્પષ્ટ અને નિઃસન્દેહ છે. પરન્તુ એમાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે દહીંમાં જેમ માખણ વ્યાપીને રહેલું છે, તેમ શરીરમાં આત્મા વ્યાપીને રહ્યો છે. આ ઉપરથી, માટલું અને તેમાં રહેલા લાડુની જેમ શરીર અને આત્મા જુદાં સિદ્ધ થતાં નથી, એ ખુલ્લું જણાય છે અને એથી જ શરીરના કોઇ પણ ભાગમાં કંઇક ચોટ લાગે કે તુરત જ આત્માને વેદના થવા લાગે છે. શરીર અને આત્માના આવા ગાઢ–અત્યન્તગાઢ સમ્બન્ધને લઇ જૈનશાસ્ત્રકારો કહે છે કે આત્મા શરીરથી વસ્તુતઃ જુદો જ હોવા છતાં તેને શરીરથી તદ્દન ભિન્ન ન માનવો જોઇએ. કેમકે તેમ માનવામાં તદ્દન ભિન્ન એવાં બે મનુષ્યોનાં શરીરો પૈકી એકને આઘાત લાગવાથી બીજાને જેમ વેદનાનો અનુભવ થતો નથી, તેમ શરીર પર આઘાત લાગતાં આત્માને વેદનાનો અનુભવ નહિ થાય. અને થાય છે ખરો. માટે આત્મા અને શરીરનો કોઇક અંશે અભેદ પણ માનવો ઘટે છે અર્થાત્ શરીર

અને આત્મા એ વસ્તુતઃ તદ્દન જુદા હોવા છતા એ બન્નેનો સંયોગ એવો ઘનિષ્ઠ થયો છે કે એ સંયોગની દૃષ્ટિએ એમને કથંચિત્ અભિન્ન પણ કહી શકાય છે. આ સ્થિતિમાં જે દૃષ્ટિએ આત્મા અને શરીર ભિન્ન છે તે અને જે દૃષ્ટિએ આત્મા અને શરીરનો અભેદ મનાય છે તે બન્ને દૃષ્ટિઓ નયો કહેવામાં આવે છે

જે અભિપ્રાય જ્ઞાનથી સિદ્ધિ બતાવે છે તે 'જ્ઞાનનય' અને જે અભિપ્રાય ક્રિયાથી સિદ્ધિ કથે છે તે 'ક્રિયાનય' આ બન્ને અભિપ્રાયો નયો છે

જ્ઞાન-ક્રિયા વિષેનું આ પ્રસંગે જરા વિશદીકરણ કરી લઇએ.

કોઇપણ કાર્યની-મોક્ષની પણ-સિદ્ધિ જ્ઞાન અને ક્રિયા એ બન્ને ઉપર અવલંબે છે. એકલું જ્ઞાન અપંગ છે અને એકલી ક્રિયા અન્ધ છે એટલે ક્રિયા વિનાના એકલા જ્ઞાનથી અથવા જ્ઞાન વિનાની એકલી ક્રિયાથી ધાર્યું પરિણામ આણી શકાતું નથી. દાખલા તરીકે, ક્વીનાઇન મેલેરિયા તાવ ઉપર રામબાણ ઇલાજ છે એવું જ્ઞાન હોવા છતાં જો તેને દવા તરીકે રીતસર યોગ્ય પ્રમાણમા લેવામા ન આવે, એટલે કે સદરહુ જ્ઞાનને આચરણમાં મૂકવામાં ન આવે તો તાવ જતો નથી તેમ જ, તાવ શાથી જાય છે તે બાબતના જ્ઞાનના અભાવે ભળતી જ કોઇ ચીજને દવા તરીકે લેવામાં આવે તેથી પણ તાવ જતો નથી. તે જ પ્રમાણે, વર્તનમાં અનીતિ, અન્યાય, દંભનો ત્યાગ કર્યા સિવાય મોક્ષ પ્રતિ પ્રગતિ કરી શકાતી નથી એવું જ્ઞાન મેળવ્યા છતાં તે અનુસરતું વર્તન રાખવામાં ન આવે તો તેમ

પ્રગતિ થવાને બદલે તેથી વિરુદ્ધ દિશામાં પીછેહઠ થાય તેમાં કશી નવાઇ નથી, તેમ થવું બિલ્કુલ સ્વાભાવિક છે. મતલબ કે જ્ઞાનને ક્રિયામાં [આચરણમાં] મૂકયા સિવાય એકલું જ્ઞાન વાંઝિયું રહે છે, અર્થાત્ ફલદાયક થતું નથી; તેમ જ જ્ઞાનની સાચી દોરવણી વગરની એકલી ક્રિયા નિષ્ફલ જાય છે, અથવા વિપરીત પરિણામ આણે છે.

ભોજનને જોવું અને એના વખાણ કરવાં એથી ભૂખ્યા માણસની ભૂખ નહિ ભાંગે; એણે પોતાના હાથ ચલાવવા જોઇશે–ખાવું જોઇશે એ પ્રમાણે મહાપુરુષનો ઉપદેશ સાભળી લીધાથી નહિ ચાલે, પણ એ સદુપદેશને બરાબર સમજી તેને આચરણમાં મૂકવો પડશે ઇપ્સિત સ્થળનો માર્ગની માહિતી હોય, પણ એ માર્ગે ચાલીએ નહિ તો એ સ્થળે કેમ પહોંચાય? અને એ જ પ્રમાણે, અજ્ઞાનથી અવળા રસ્તે ચાલીએ તો? તો ઇષ્ટ સ્થળ તો દૂર જ રહે, પણ વધારામાં રખડપટ્ટીની તકલીફ પલ્લે પડે×.

×हयं नाणं कियाहीणं हया अन्नाणओ किया ।
पासंतो पंगुलो दड्ढो धावमाणो अ अंधओ ॥ ११५९ ॥
(વિશેષાવશ્યક, ભાષ્યગત આવશ્યકનિર્યુક્તિ)

અર્થાત્ ક્રિયા વગરનું જ્ઞાન હણાયેલું સમજવું, તે જ પ્રમાણે જ્ઞાન વગરની ક્રિયા હણાયેલી સમજવી. ઉદાહરણ તરીકે, દેખવા છતાં પાંગળો અને દોડવા છતાં આંધળો બન્ને બળી મુઆ.

संजोगसिद्धीइ फलं वयंति न हु एगचक्केण रहो पयाइ ।
अंधो य पंगू य वणे समिच्चा ते संपउत्ता नगरं पविट्ठा ॥ ११६५ ॥
(વિશેષાવશ્યક ભાષ્યગત આવશ્યકનિર્યુક્તિ)

જે દૃષ્ટિ વસ્તુની તાત્ત્વિક સ્થિતિ અર્થાત્ વસ્તુના મૂળ સ્વરૂપનો સ્પર્શ કરનારી છે તે 'નિશ્ચયનય' અને જે દૃષ્ટિ વસ્તુની બાહ્ય કે સ્થૂલ અવસ્થા ( ઉપરની—બહારની હાલત ) તરફ લક્ષ ખેંચે છે, તે 'વ્યવહારનય' છે નિશ્ચયનય એમ કહે છે કે આત્મા ( જીવમાત્ર ) શુદ્ધ—બુદ્ધ—નિરંજન—સચ્ચિદાનન્દમય છે, જ્યારે વ્યવહારનય આવરણ આત્માની કર્મબદ્ધ અવસ્થા પર ધ્યાન રાખી તેને મોહવાન્, અવિદ્યાવાન્ આદિ બતાવે છે આવી રીતના નિશ્ચય-વ્યવહારનાં ઘણાં પ્રકારના ઉદાહરણો છે

અભિપ્રાય બતાવનાર શબ્દ, વાક્ય, શાસ્ત્ર કે સિદ્ધાન્ત એ સર્વ 'નય' કહી શકીએ પોતપોતાની મર્યાદામા રહેતા એ (નય) માનનીય છે અને એક—બીજાને ખોટા ઠરાવવા જતા અમાન્ય ઠરે છે ઉદાહરણાર્થ, જ્ઞાનથી પણ સિદ્ધિ—લાભ બતાવાય અને ક્રિયાથી પણ સિદ્ધિલાભ બતાવાય

---

અર્થાત્ જ્ઞાન અને ક્રિયા એ બેના સંયોગથી જ ફલસિદ્ધિ થાય છે એક ચક્રથી રથ ચાલતો નથી ( વનમા દાવાનળ ફાટતા ) આંધળો અને પાંગળો એ બન્ને એકબીજાનો સહયોગ સાધી તો અગ્નિને નગરે પહોચી શક્યા [ અન્ધના સ્કન્ધ ઉપર પંગુ બેઠો અને પંગુના કહ્યા પ્રમાણે અન્ધ ચાલ્યો આમ એકબીજાનો સહયોગ પરસ્પર મેળ કરવાથી એ બન્ને બચી ગયા જો એ જણાએ એકબીજાની કરી ન હોત તો બેઉ મરી જાત આ પ્રમાણે પંગુસદૃશ જ્ઞાન અને અંધસમાન ક્રિયા એ બન્ને પરસ્પર મળે—સંયોજિત બને તો સફલતાની ભૂમિએ પહોચી શકે, પણ એ બન્ને અલગ અલગ રહે—સંયુક્ત ન બને તો એ બન્ને અલ્પપ્રાય [ ... ] સિદ્ધિકારક થઈ શકતા નથી ]

આ બન્ને અભિપ્રાયો કે વિચારો પોતપોતાની હદમાં સાચા છે પણ એ જો એક-બીજાને ખોટા ઠરાવવા જાય તો એ બન્ને ખોટા ઠરે ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુ પર ઘડાયલા જુદા જુદા અભિપ્રાયો, જે 'નય' કહેવાય છે, પોતાના પ્રદેશ-વિષય-પુરતા સત્ય છે 'નય' એ વસ્તુના અંશનો ગ્રાહક હોઇ આંશિક જ્ઞાન છે, અતએવ એ આંશિક યા આપેક્ષિક સત્ય છે. પોતાના-એક અપેક્ષા પર અવલંબિત આંશિક-જ્ઞાનને સંપૂર્ણ સત્ય માની બીજાના-બીજી અપેક્ષા પર અવલંબિત-આંશિક જ્ઞાનને બીજી બાજુનો વિચાર કર્યા વગર ખોટું કહેવું એ દુરાગ્રહ છે. એ પ્રકારનો દુરાગ્રહ મનુષ્યસમાજમાં જેટલો ફેલાય તેટલી હાનિ એને પહોંચે છે-આર્થિક, સામાજિક, રાજકીય અને ધાર્મિક બધી બાબતમાં. કોઇ બાબતમાં કોઇદૃષ્ટિબિન્દુસાપેક્ષ જ્ઞાનને પૂર્ણ જ્ઞાન માની ન લેતાં તે બાબતને શકય તેટલાં દૃષ્ટિબિન્દુઓથી તપાસી તે બધાં દૃષ્ટિબિન્દુઓના સમન્વયપૂર્વક જે બોધ થાય તે યથાર્થ-સાચું જ્ઞાન ગણાવા યોગ્ય છે

જેમ હાથીના જુદા જુદા અવયવનો સ્પર્શ કરી તેને હાથી માની હાથીના સ્વરૂપની ચર્ચા કરતાં સાત આંધળા અન્દર અન્દર બધડી પડયા, તેમ પોતાના અંશ-જ્ઞાનને પૂર્ણ સત્ય માની બીજાના દૃષ્ટિબિન્દુ અને તત્સાપેક્ષ સમજને (અંશજ્ઞાનને) સમજવાનો યત્ન નહિ કરનારા અને પૂરું સમજ્યા વગર તેને અવગણનારા આપસઆપસમાં વિરોધ અને બખેડા કેવા મચાવે છે એ આપણી નજર સામે ઉઘાડું છે

એકબીજાની વિચારદૃષ્ટિને યથાસ્થિતપણે સમજવાનો યત્ન ન કરવાથી અને અભિમાન તથા ઘમંડને વશ થવાથી માણસો અને તાર્કિક પંડિતો લાંબા કાળથી અરસપરસ લડતા આવ્યા છે. ધર્માચાર્યોએ પણ જો એકબીજાનાં દૃષ્ટિબિન્દુઓને શાન્ત ભાવથી સમજવા પ્રયત્ન કર્યો હોત તો જરૂર એકબીજાનાં દૃષ્ટિબિન્દુઓ અને તત્સાપેક્ષ સમજનો સવળો અને ઉપયોગી અર્થ ગ્રહણ કરી જનતામાં સુરભિ વાતાવરણ ફેલાવી શકયા હોત, જેના પ્રતાપે સમગ્ર જનસમૂહ વચ્ચેનો મીઠો મૈત્રીભાવ આજે આપણને જોવા અને અનુભવવા મળત પણ દુનિયાનું દૈવ એટલું પાંસરું નહિ હશે!

એક જ વસ્તુને વિષે જુદા જુદા દૃષ્ટિકોણને અવલંબી જુદી જુદી વિચારસરણીઓ ઘડાય છે એ 'નય' છે સંસ્કારી દૃષ્ટિ એ જુદા જુદા વિચારો પાછળ એમના આધારભૂત જે જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓ હોય છે તેમને તપાસે છે, અને એમ કરી મેળ સાધે છે નયવાદની સરણી સમન્વય કરવાનો માર્ગ છે અપેક્ષા સમજાય તો સમન્વય થઇ જાય અને વિખવાદ મટી જાય. વિશાલ નયદૃષ્ટિ મનુષ્યની વિચારદૃષ્ટિમાં સુન્દર અંજન પૂરવાનું કામ કરે છે. એ અંજનથી દૃષ્ટિનું વૈષમ્ય ટળી જાય છે અને વિવેકબુદ્ધિ પ્રાપ્ત થાય છે. એથી અન્તઃકરણ ઉદાર તથા મૈત્રીપૂત બને છે આમ વિચાર-ભૂમિના વિવિધ કલહો શમાવવામાં અને જીવનવિકાસનો માર્ગ સરળ કરી આપવામાં ભિન્નભિન્ન દૃષ્ટિકોણોને સ્પર્શનારી નયદૃષ્ટિ કેટલી બધી ઉપયોગી છે! ખરેખર એ સંસ્કારી

સમર્થ અગ છે એ દૃષ્ટિ-વૈભવ વ્યવહારુ પણ છે અને આધ્યાત્મિક પણ છે એને વ્યવહારુ જગતનો કુનેહબાજ પણ સમજે અને મોક્ષમાર્ગનો પ્રવાસી પણ સમજે એ વિશાલ વિચાર દૃષ્ટિના વિમળ જળથી અન્તર્દૃષ્ટિનું પ્રક્ષાલન થતા રાગ-દ્વેષના દોષો શાન્ત પડવા માડે છે, એટલે ચિત્તની શુદ્ધિ થતા આત્મસમાધિનો માર્ગ સુલભ થવા પામે છે

જેમ સમુદ્રનુ બિન્દુ સમુદ્ર ન કહેવાય, તેમ અસમુદ્ર [સમુદ્રથી બહાર છે એમ] પણ ન કહેવાય, કિન્તુ સમુદ્રનો અ શ× કહેવાય, આંગળીનું ટેરવુ એ આગળી ન કહેવાય, તેમ આગળી નથી એમ પણ ન કહેવાય, છતા આંગળીનો અ શ તો છે જ, તે પ્રમાણે 'નય' પણ શ્રુત પ્રમાણનો અ શ છે કોઇપણ વિષય પરત્વે અ શે અ શે વિચાર ઉત્પન્ન થાય છે અને એમ થઇને જ છેવટે તે વિશાલતા કે સમગ્રતામા પરિણમે છે વિચાર ક્રમે ઉત્પન્ન થતા હોઇ સ્વાભાવિક રીતે જ નયનુ નિરૂપણ શ્રુત પ્રમાણથી જુદુ કરવાનુ પ્રાપ્ત થાય છે વળી કોઇ વિષયના સમગ્ર જ્ઞાનનો ઉપયોગ વ્યવહારમા તો અ શે અ શે જ થવાનો, તેથી પણ સમગ્ર-વિચારાત્મક શ્રુત કરતા અ શવિચારાત્મક નયનુ નિરૂપણ જુદુ કરવાનુ પ્રાપ્ત થાય છે

---

× સમુદ્રના એક બિન્દુને સમુદ્ર માનવામાં આવે તો એ બિન્દુ સિવાયનો સમુદ્રનો શેષ ભાગ અસમુદ્ર બની જાય ! અથવા સમુદ્રનો પ્રત્યેક બિન્દુ એક એક સમુદ્ર કહેવાવા લાગે એથી એકજ સમુદ્રમા કરોડો સમુદ્રોનો વ્યવહાર થવા લાગે !

નયદૃષ્ટિ એ વિચારદૃષ્ટિ છે, જે, વિરોધી દેખાતા વિચારોના વાસ્તવિક અવિરોધનું મૂળ તપાસે છે અને એમ કરી તેવા વિચારોનો સમન્વય કરે છે દાખલા તરીકે, આત્મા એક છે અને અનેક છે, એમ ઉભયથા ઉપલબ્ધ થતાં વિરુદ્ધાભાસ કથનોની સંગતિ શી રીતે એની શોધ કરી નયવાદે એવો સમન્વય કર્યો છે કે વ્યક્તિરૂપે આત્મા અનેક છે અને શુદ્ધ ચૈતન્યરૂપે એક છે આવો સમન્વય કરી નયવાદ પરસ્પર વિરોધી દેખાતાં વાક્યોનો અવિરોધ [એકવાક્યતા] સાધે છે.

---

નય અગણિત છે, અને બીજી એ કે નયનો વચન સાથે બહુ સમ્બન્ધ છે વચનની સાથે નયનો સંબંધ છે તો નય–ઉપચારથી–વચનાત્મક પણ કહી શકાય; અર્થાત્ પ્રત્યેક નય, વચનો દ્વારા પ્રગટ કરી શકાય છે માટે વચન પણ નય કહી શકાય આ પ્રમાણે નય બે પ્રકારનો કહી શકાયઃ ભાવનય અને દ્રવ્યનય. જ્ઞાનાત્મક નય તે ભાવનય અને વચનાત્મક નય તે દ્રવ્યનય.

તત્ત્વાર્થશ્લોકવાર્ત્તિકમાં શ્રીવિદ્યાનન્દિસ્વામી કહે છે કેઃ—

सर्वे शब्दनयास्तेन परार्थप्रतिपादने ।
स्वार्थप्रकाशने मातुरिमे ज्ञाननयाः स्थिताः ॥*

અર્થાત્—બધા નયો પોતાને બોધકરૂપ હોતાં જ્ઞાનનય છે અને બીજાને બોધકરૂપ હોતાં શબ્દનય છે.

નયો સેંકડો છે અભિપ્રાયો કે વચનપ્રયોગો જ્યારે ગણનાથી બહાર છે, તો નયો તેથી જુદા ન હોવાથી તેની ગણના થઇ શકે નહિ. મૌલિકરૂપે નયના મુખ્ય બે ભેદો બતાવ્યા છેઃ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક. મૂળ પદાર્થને 'દ્રવ્ય' કહેવામાં આવે છે. જેવી રીતે ઘટની માટી. મૂળ દ્રવ્યનો પરિણામ 'પર્યાય' કહેવાય છે. માટી અથવા કોઇ પણ મૂળ દ્રવ્યને લગતો જે ફેરફાર થાય છે તે બધો 'પર્યાય' સમજવો. વસ્તુના સ્થૂલ ફેરફારરૂપ સ્થૂલ પર્યાય

---

અર્થાત્—જેટલા વચનમાર્ગો છે તેટલા નયવાદ છે, અને જેટલા નયવાદ છે તેટલા પરસમય (મતાન્તર) છે.

*તત્ત્વાર્થશ્લોકવાર્તિકમાં તત્ત્વાર્થસૂત્રના પ્રથમાધ્યાયના ૩૩ મા સૂત્રના વાર્તિકમાં ૯૬ મો શ્લોક.

તો માલૂમ પડે છે, પણ ક્ષણે ક્ષણે (સમયે સમયે) સૂક્ષ્મ, સુસૂક્ષ્મ ફેરફાર થતા રહે છે તે સૂક્ષ્મ પર્યાય અગમ્ય છે, અગમ્ય છતાં નિશ્ચિત રૂપે પ્રતીતિમાં ઊતરી શકે છે.

'દ્રવ્યાર્થિક' નય એટલે મૂળ દ્રવ્ય પર, (સામાન્ય સ્થિર તત્ત્વ પર) લક્ષ આપનારો અભિપ્રાય. પર્યાયાર્થિક નય એટલે વસ્તુના–પર્યાય પરિવર્તન (ફેરફાર) પર લક્ષ કરનારો અભિપ્રાય. દ્રવ્યાર્થિક નય સમસ્ત પદાર્થોને નિત્ય માને છે. જેમકે ઘડો મૂળ દ્રવ્ય મૃત્તિકારૂપે નિત્ય છે. પર્યાયાર્થિક નય સમસ્ત પદાર્થોને અનિત્ય માને છે. કેમકે સર્વ પદાર્થોમાં પરિવર્ત્તન (રૂપાન્તર) થતું રહે છે, એટલે એ દૃષ્ટિએ એ અનિત્યતાનો ઘોષક છે. સામાન્યતત્ત્વગામિની વિચારદૃષ્ટિ 'દ્રવ્યાર્થિકનય' અને વિશેષઅંશગામિની, 'પર્યાયાર્થિકનય'.

મનુષ્યની બુદ્ધિ જ્યારે સામાન્યઅંશગામી હોય ત્યારે તેનો તે વિચાર 'દ્રવ્યાર્થિક' નય, અને જ્યારે વિશેષ–અંશગામી હોય ત્યારે તેનો તે વિચાર 'પર્યાયાર્થિક નય. દ્રવ્યદૃષ્ટિમાં વિશેષ કે પર્યાયદૃષ્ટિમાં દ્રવ્ય નથી આવતું એમ તો નથી જ; પણ એ દૃષ્ટિવિભાગ ગૌણમુખ્યભાવની અપેક્ષાએ સમજવો જોઇએ.

આ બે દૃષ્ટિઓનો ખ્યાલ નીચેના દાખલાથી આવી શકશે

દરિયા તરફ દૃષ્ટિપાત કરતાં જ્યારે પાણીનો રંગ, તેનું ઉંડાણ કે તેનો વિસ્તાર યા સીમા વગેરે કોઇ પણ તેની વિશેષતા તરફ ધ્યાન ન જાય અને માત્ર પાણી ''

તરફ જ ધ્યાન જાય ત્યારે તે માત્ર પાણીનો સામાન્ય વિચાર કહેવાય, અને તે જ, પાણી વિષે 'દ્રવ્યાર્થિક'નય. આથી ઉલટું જ્યારે ઉપર્યુક્ત વિશેષતાઓ તરફ ધ્યાન જાય ત્યારે તે વિચાર પાણીની વિશેષતાઓનો હોવાથી તેને, પાણી વિષે 'પર્યાયાર્થિક'નય કહી શકાય.

આ ઉદાહરણથી વિદિત થઇ શકે છે કે બધા ભૌતિક પદાર્થો વિષે સામાન્યગામી અને વિશેષગામી વિચારો સંભવે છે. તેમ જ, ભૂત, વર્તમાન અને ભવિષ્યં એ ત્રિકાળરૂપ અપાર પટ પર પથરાયેલ કોઇ એક જ આત્મા આદિ વસ્તુ વિષે પણ સામાન્યગામી તથા વિશેષગામી વિચારો સંભવે છે. કાળ અને અવસ્થાભેદના વિવર્તો તરફ ધ્યાન ન આપતાં માત્ર શુદ્ધ ચેતના તરફ ધ્યાન અપાય ત્યારે તે, તે વિષય(આત્મા)નો 'દ્રવ્યાર્થિક' નય કહેવાય, અને એ ચેતના ઉપરની દેશકાલાદિકૃત વિવિધ દશાઓ તરફ ધ્યાન જાય ત્યારે તે, તે વિષયનો 'પર્યાયાર્થિક' નય કહેવાય.

પર્યાય વિના દ્રવ્ય હોતું નથી અને દ્રવ્ય વિના પર્યાય હોતો નથી. દ્રવ્ય-પર્યાયનો સમ્બન્ધ ભિન્નાભિન્ન છે દ્રવ્યનો વ્યક્તિ-પર્યાય સાથેનો સંબંધ ભિન્ન હોવા છતાં પર્યાયપ્રવાહની અપેક્ષાએ અભિન્ન પણ છે.

હવે વિસ્તૃત વિવેચન માટે નયના સાત પ્રકારો બતાવવામાં આવે છે તે આ: નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવમ્ભૂત.

**નૈગમ.** 'નિગમ' એટલે સંકલ્પ, કલ્પના, એથી થતો વ્યવહાર 'નૈગમ' કહેવાય છે, અર્થાત્-લૌકિક રૂઢિ અને લૌકિક

સંસ્કારના અનુસરણમાંથી જે વિચાર જન્મે છે તે 'નૈગમનય', છે એના ત્રણ પ્રકારો છે: 'ભૂતનૈગમ', 'ભવિષ્યદ્નૈગમ' અને 'વર્ત્તમાનનૈગમ' થઇ ગયેલી વસ્તુનો વર્ત્તમાનરૂપે વ્યવહાર કરવો એ 'ભૂતનૈગમ' છે જેવી રીતે–"આજના દિવસે મહાવીરસ્વામી નિર્વાણ પામ્યા હતા" એ ઉદાહરણમાં હજારો વર્ષ પહેલાના દિવસ (દીપમાલિકા–દિવસ)માં "આજ"ની, એટલે આજના દિવસની કલ્પના કરવામાં આવે છે. થનારી વસ્તુને થઇ કહેવી અર્થાત્ ભવિષ્યમાં ભૂતની કલ્પના કરવી એ 'ભવિષ્યદ્–નૈગમ' છે જેવી રીતે ચોખા પૂરા રંધાઇ ગયા ન છતાં 'ચોખા રંધાઇ ગયા' એમ કહેવું ચોખા રંધાઇ જવા આવ્યા હોય, ચૂલેથી ઊતરવાને થોડી વાર હોય ત્યારે ચોખા રંધાઇ ગયા કહેવાનો વ્યવહાર જોવાય છે પથારી થઇ જવા આવી હોય તે વખતે 'પથારી થઇ' એમ કહેવાય છે 'कडेमाणे कडे' [क्रियमाणं कृतम्] અર્થાત્ જે કરાઇ રહ્યું છે તે કરાયું–એ વ્યવહાર 'ભવિષ્યદ્નૈગમ' છે. ચોખા રાધવાને લાકડાં–પાણી વગેરેની તૈયારી કરતા માણસને કોઇ પૂછે કે 'શું કરો છો?' તો, તેના જવાબમાં તે એમ કહે કે–'ચોખા રાધું છું', તો તે વર્ત્તમાનનૈગમ' છે કેમકે ચોખા રાંધવાની ક્રિયા જે વર્ત્તમાનમાં શરૂ થઇ નથી તેનુ વર્ત્તમાન રૂપે કથન કરવામાં આવ્યું છે કુહાડાના હાથા માટે લાકડું લેવા જતા માણસને કોઇ પૂછે કે 'કયાં ચાલ્યા?', ત્યારે તે કહેશે કે 'કુહાડો લેવા જાઉં છું' આવા જવાબ, પૂછનાર વગર વાંધે સમજી લે છે. આ લોકરૂઢિ છે, આમ વિવિધ લોકરૂઢિઓ'

પડેલા સંસ્કારને પરિણામે જે વિચારો જન્મે છે તે બધા નૈગમનયની કોટીમાં મુકાય છે

નૈગમનય ધર્મ અને ધર્મી પૈકી કોઇ એકને ગૌણરૂપે અને બીજાને મુખ્યરૂપે ગ્રહણ કરે છે. જેમકે, જીવના સ્વરૂપ-નિરૂપણમા એના જ્ઞાનાદિ ગુણો ગૌણરૂપ હોય છે, અને જ્ઞાનાદિ ગુણોના સ્વરૂપવર્ણનમાં જીવ ગૌણરૂપે હોય છે ગુણ-ગુણી, ક્રિયા-ક્રિયાવાન્, અવયવ-અવયવી તથા જાતિ-જાતિમાન્ એમની વચ્ચેના તાદાત્મ્ય (અભેદ) ને આ નય સ્પર્શતો નથી એ બધા વચ્ચે ( જેમકે ગુણ અને ગુણી વચ્ચે ) એ ભેદને જુએ છે એમનામાંના (ગુણ-ગુણી વગેરેમાંના) કોઇ એકને મુખ્યપણે તો બીજાને ગૌણપણે રજૂ કરવાની આ નયની સરણી છે

સંગ્રહ સામાન્યતત્ત્વને આશ્રીને અનેક વસ્તુઓનું-સમેટીને-એકરૂપે ગ્રહણ કરવું એ સંગ્રહનય છે જડ અને ચેતનરૂપ અનેક વ્યક્તિઓમાં જે સતરૂપ સામાન્યતત્ત્વ રહેલું છે તે તત્ત્વ ઉપર નજર રાખી બીજા વિશેષોને લક્ષમા ન લેતાં એ બધી વિવિધ વ્યક્તિઓને એકરૂપે સમજી એમ વિચારવું કે વિશ્વ બધું સતરૂપ છે [કારણ કે સત્તા વિનાની કોઇ વસ્તુ નથી], તે સંગ્રહનયની દૃષ્ટિ છે 'એક આત્મા છે' એ કથનથી વસ્તુતઃ બધાનો એક આત્મા સિદ્ધ થતો નથી. પ્રત્યેક શરીરે આત્મા જુદો જુદો છે* છતાં બધા આત્માઓમાં રહેલ સામાન્ય ચૈતન્યતત્ત્વને આશ્રીને 'એક આત્મા છે'

---

*"व्यवस्थातो नाना।" (વૈશેષિક દર્શન, ૩ અધ્યાય, ઉપાન્ત્ય સૂત્ર)

એવું કથન થાય છે એ સંગ્રહનયની દૃષ્ટિ છે. લૌકિક ઉદાહરણ પણ જોઇ શકાય છે કે કપડાની વિવિધ જાતો અને વ્યક્તિઓને લક્ષમાં ન લઇ માત્ર કપડાપણાનું સામાન્યતત્ત્વ દૃષ્ટિ સામે રાખી વિચારવું કે અહીં એક કાપડ જ છે, એ સંગ્રહનયનો દાખલો છે

'સંગ્રહ'નય સામાન્ય તત્ત્વને આશ્રિત હોઇ, સામાન્ય જેટલું વિશાળ તેટલો તે સંગ્રહનય વિશાળ, અને સામાન્ય જેટલું નાનું, તેટલો તે 'સંગ્રહ'નય ટૂંકો હકીકત એવી છે કે જે જે વિચારો સામાન્ય તત્ત્વને લઇ વિવિધ વસ્તુઓનું એકીકરણ કરવા તરફ પ્રવર્તતા હોય તે બધા જ સંગ્રહનયની શ્રેણીમાં મૂકી શકાય

**વ્યવહાર** સામાન્યરૂપે નિર્દિષ્ટ કરાયલી વસ્તુ વિગતવાર ન સમજી શકાય, માટે તેની વિશેષ સમજ આપવા માટે વિશેષ પ્રકારે તેના ભેદ પાડી તેનું પૃથક્કરણ કરી બતાવનાર વિચાર 'વ્યવહાર' નય કહેવાય છે સામાન્ય કાપડ કહેવાથી તેની વિશેષ જાતોની ખબર ન પડે, માટે તેની વિશેષ જાતો બતાવવા રૂપે તેના ભેદો કરવા પડે એ 'વ્યવહાર' નયની બાબત છે એ જ પ્રમાણે, સતરૂપ વસ્તુ જડ અને ચેતન એમ બે પ્રકારે બતાવવી અને એ બે પ્રકારોનું પણ ભેદબહુલ વિસ્તૃત વિવેચન કરવું એ 'વ્યવહાર' નયની પ્રવૃત્તિ છે 'આત્મા એક છે' એમ 'સંગ્રહ' નયે કહ્યું, પણ એના (આત્માના) ભેદો ... ભેદોને વિશેષ વિવેચનથી બતાવવા એ વ્યવહાર

છે. ટૂંકમાં એકીકરણરૂપ બુદ્ધિવ્યાપાર એ 'સંગ્રહ' અને પૃથક્કરણરૂપ બુદ્ધિવ્યાપાર એ 'વ્યવહાર'.

**ઋજુસૂત્ર.** વસ્તુના માત્ર વર્તમાન પર્યાય તરફ આ નય લક્ષ ખેંચે છે. જે વિચાર ભૂત અને ભવિષ્ય કાળને બાજુએ મૂકી માત્ર વર્તમાનને સ્પર્શે તે 'ઋજુસૂત્ર' નય. આ નયની દૃષ્ટિએ વર્ત્તમાન સમૃદ્ધિ સુખનું સાધન થતી હોવાથી તેને સમૃદ્ધિ કહી શકાય, પણ ભૂત સમૃદ્ધિનું સ્મરણ કે ભાવી સમૃદ્ધિની કલ્પના એ વર્ત્તમાનમાં સુખ–સગવડ પૂરી પાડનાર ન હોવાથી તેને સમૃદ્ધિ ન કહી શકાય. જે પુત્ર વર્તમાનમાં ઉપયોગી હોય તે આ નયના હિસાબે પુત્ર છે, બાકી ભૂતકાળ કે ભવિષ્ય કાળનો પુત્ર જે આજે નથી તે આની દૃષ્ટિએ પુત્ર જ નથી એ જ પ્રમાણે, સુખ-દુઃખની વર્તમાન અવસ્થા જ એને માન્ય છે. વર્તમાનમાં ઉપસ્થિત હોય તેજ ખરું એમ એ માને છે. કોઇ ગૃહસ્થ સાધુ–ધર્મની શુભ મનોવૃત્તિવાળો હોય ત્યારે તેને આ નય સાધુ કહે; અને કોઇ, સાધુના વેષમાં છતાં અસંયમીવૃત્તિવાળો હોય ત્યારે તેને આ નય સાધુ ન કહેતાં અવ્રતી જ કહે સામાયિકમાં બેઠેલો માણસ જો બુરા વિચારમાં પડેલો હોય તો તે–આ નયના હિસાબે–'"ઢેડવાડે" ગયો' કહેવાય.

આ ચાર અર્થનય આપણે જોયા. હવે ત્રણ 'શબ્દ' નયો જોઇએ.

**શબ્દ.** આ નય પર્યાય(એકાર્થ)વાચી શબ્દોને એકાર્થ-વાચી માને છે; પણ કાળ, કારક, લિંગ તથા સંખ્યાનો

ભેદ જો પડતો હોય તો તે ભેદને લીધે એકાર્થવાચી શબ્દોનો પણ અર્થભેદ માને છે લેખક પોતાના સમયમાં 'રાજગૃહ' નગર મોજૂદ હોવા છતાં પૂર્વ કાળનું જુદા પ્રકારનું હોવાથી અને તેનું વર્ણન લેખકને પ્રસ્તુત હોવાથી તેને "હતું" લખે છે તે આ નયને આભારી છે આ કાળભેદે અર્થભેદનો દાખલો પહાડ–પહાડી, નદ–નદી, કુઓ–કુઇ વગેરેમાં લિંગભેદ હોઇ એને અંગે કેટલોક અર્થભેદ જણાય છે નાના પહાડને પહાડી કહે છે મોટી નદીને નદ આ લિંગભેદે અર્થભેદનો દાખલો કારકભેદ તથા સંખ્યાભેદની વાત આ પ્રમાણે: 'પાણી પડે છે' અને 'પાણી પીવાય છે' એમાં પાણી–ક્રમશઃ–કર્તારૂપે અને કર્મરૂપે છે. આમ, કર્તા અને કર્મ એ પ્રકારના માત્ર કારકભેદના કારણે આ નય 'પાણી' શબ્દમાં ભિન્નાર્થતા માને છે તેમ જ એકવચન, દ્વિવચન, બહુવચનમાં પ્રયુક્ત શબ્દોને ભિન્નાર્થક ગણે છે.

કાળ, કારક વગેરે, અનેકાન્ત (અનેકધર્માત્મક) વસ્તુમાં જ સંગત થઇ શકે છે કાળ વગેરેના ભેદે એક જ વસ્તુના ભિન્નભિન્ન પર્યાયો બને છે. એકાન્ત નિત્ય કે એકાન્ત અનિત્ય વસ્તુમાં આ પ્રકારનું પરિણમન શક્ય નથી. કેમકે સર્વથા નિત્યમાં ઉત્પાદ અને વ્યય, અને સર્વથા અનિત્ય (ક્ષણિક)માં સ્થૈર્ય સંભવિત નથી આમ, કાળ વગેરેના ભેદે અર્થભેદ માની 'શબ્દ'નય એમને માટે ભિન્નભિન્ન શબ્દ પ્રયોજવાનુ માને છે ×

---

×'શબ્દ' નયની બીજી વિવેચન —

જે શબ્દ જે અર્થનો–વસ્તુનો વાચક કે સૂચક, હોય તે અર્થને

**સમભિરૂઢ** આ નયની દૃષ્ટિમાં પ્રત્યેક શબ્દનો અર્થ જુદો જુદો છે 'શબ્દ'નયે લિંગ વગેરેના ભેદથી અર્થનો ભેદ માન્યો, પણ લિંગાદિનો ભેદ ન હોતાં પર્યાયવાચી શબ્દોમાં [ ઇન્દ્ર, પુરન્દર, શક્ર વગેરે અનેક પર્યાયવાચી શબ્દોમાં ] અર્થભેદ માન્યો નથી, ત્યારે આ નય શબ્દના જ ભેદથી અર્થભેદ માને છે શબ્દ ભિન્ન તો અર્થ ભિન્ન એવો એનો મત છે. આથી રાજા, નૃપ, ભૂપતિ વગેરે એકાર્થવાચી

---

તે વસ્તુને દર્શાવવા તે જ શબ્દ વાપરવાની 'શબ્દ' નય કાળજી રાખે છે. એ વસ્તુ ગમે તો કોઇ વ્યક્તિ ( પ્રાણી અથવા પદાર્થ ) હોય, ગુણ હોય, ક્રિયા હોય અથવા સંબંધ ( સાપેક્ષ સંબંધ ) હોય. વ્યક્તિમાં નર અથવા નારીનો ભેદ (લિંગભેદ) હશે તો તે દર્શાવવા પ્રસ્તુત નય જુદા જુદા શબ્દોનો પ્રયોગ કરશે જેમકે પુરુષ, સ્ત્રી; ગર્દભ, ગર્દભી; શ્વાન, શુની; મોર, ઢેલ. એકબીજાની સરખામણીમાં એક મોટું અને બીજું નાનુ હશે તો તે પરિણામભેદ દર્શાવવા આ નય જુદા જુદા શબ્દો વાપરશે. જેમકે લોટો, લોટી; ટેકરો, ટેકરી; કુઓ, કુઇ. ( આ સાપેક્ષ સંબંધનો દાખલો છે ) તેમજ એક જ માણસ જુદા જુદા માણસોના સંબંધે જુદું જુદું સગપણ ધરાવતો હશે તો તે માણસના સંબંધમાં બોલતાં પ્રત્યેક સગપણસબંધ જુદો જુદો જણાવવા જુદા જુદા શબ્દોનો ઉપયોગ કરશે. જેમકે કાકો, મામો, ભાઇ, ભત્રીજો, બાપ, દીકરો, સસરો, જમાઇ વગેરે. ( આ પણ સાપેક્ષ સંબંધનો દાખલો છે ) કોઇ ક્રિયા ભૂતકાળમાં થઈ હોય તો ભૂતકાળ, વર્તમાનકાળમાં થતી હશે તો વર્તમાનકાળ અને ભવિષ્યકાળમાં થવાની હશે તો ભવિષ્યકાળ વાપરવાની આ નય કાળજી રાખશે. આ નય એક અર્થને ( વસ્તુને ) કહેનાર અનેક જુદા જુદા શબ્દો ( પર્યાયવાચી શબ્દો )માંથી કોઇ પણ એક શબ્દને તે અર્થ (તે વસ્તુ) દર્શાવવા માટે વાપરવાનું યોગ્ય માને છે.

મનાતા પર્યાયશબ્દોનો પણ એમની (એ શબ્દોની) વ્યુત્પત્તિ પ્રમાણે જુદો જુદો અર્થ કલ્પે છે, અને કહે છે કે રાજ-ચિહ્નોથી રાજે (શોભે) તે 'રાજા', માણસોનું રક્ષણ કરે તે 'નૃપ', પૃથ્વીનું પાલન-પોષણ કરે તે 'ભૂપતિ' રાજચિહ્નોથી શોભવાપણું, માણસોનું રક્ષણ કરવાપણું અને પૃથ્વીનું પાલન-પોષણ કરવાપણું એ બધાનો આધાર એક વ્યક્તિ હોવાથી એ અર્થોને જણાવતા એ [ રાજા, નૃપ, ભૂપતિ ] શબ્દો પર્યાયવાચી બની ગયા છે, પણ વસ્તુતઃ એમનો અર્થ જુદો જુદો છે એવા મતનો આ નય, ઉપર કહ્યું તેમ, જુદા જુદા પર્યાયશબ્દોના પણ તેમની જુદી જુદી વ્યુત્પત્તિ અનુસાર જુદા જુદા અર્થ માને છે પ્રત્યેક શબ્દ મૂળમાં તો પૃથક્ અર્થ બતાવનાર હોય છે, પછી કાલાન્તરે વ્યક્તિ અને સમૂહમા પ્રયુક્ત થતાં થતાં પર્યાયવાચી બની જાય છે 'સમભિરૂઢ' નય એમના પર્યાયવાચિત્વને નહિ ગણકારી એ પ્રત્યેક શબ્દનો મૂળ અર્થ પકડે છે-ઉપર જોયું તેમ

**એવંભૂત.** આ નય કહે છે કે જો વ્યુત્પત્તિભેદથી અર્થભેદ માનવામા આવે તો એમ પણ માનવું જોઇએ કે જ્યારે વ્યુત્પત્તિ-સિદ્ધ અર્થ ઘટતો હોય ત્યારે જ તે શબ્દનો તે અર્થ સ્વીકારવો અને તે શબ્દ વડે તે અર્થનું કથન કરવું, બીજા વખતે નહિ. આ કલ્પના પ્રમાણે રાજચિહ્નોથી શોભવાની યોગ્યતા ધરાવવી અને મનુષ્ય-રક્ષણની જવાબદારી રાખવી એટલું જ 'રાજા' અને 'નૃપ' કહેવડાવવા માટે બસ નથી; પણ તેથી આગળ વધી

ખરેખર રાજચિહ્નોથી શોભિતપણું વર્તતું હોય ત્યારે જ અને ત્યાં સુધી જ 'રાજા' કહેવડાવી શકાય; તે જ પ્રમાણે, ખરેખર મનુષ્યોનું રક્ષણ કરાતું હોય ત્યારે જ અને તેટલી જ વાર 'નૃપ' કહેવડાવી શકાય; અર્થાત્ ત્યારે જ તેવી વ્યક્તિ વિષે 'રાજા' અને 'નૃપ' શબ્દનો પ્રયોગ વાસ્તવિક ઠરે. આ જ રીતે જ્યારે કોઇ ખરેખરી સેવામાં લાગેલો હોય ત્યારે જ અને તેટલી જ વાર તે 'સેવક' નામ ધરાવી શકે. આમ, જ્યારે ખરેખરું કામ થતું હોય ત્યારે જ તેને લગતું વિશેષણ કે વિશેષ્ય નામ વાપરવાનો મત એવંભૂત નય ધરાવે છે.

'સમભિરૂઢ'નય શબ્દોના જુદા જુદા અર્થ જણાવે છે એ આપણે ઉપર જોયું, પણ યોદ્ધા જ્યારે યુદ્ધ કરતો ન હોય (યુદ્ધકાર્યમાં પ્રવર્તમાન ન હોય, લડાઇનો પ્રસંગ ન હોઇ મકાનમાં નિરાંતે રહેતો હોય) ત્યારે તે વખતે તેને માટે 'યોદ્ધા' શબ્દનો પ્રયોગ કરવા સામે એ વાંધો નહિ લે, પણ 'એવંભૂત' નય લેવાનો. તે કહેશે કે યોદ્ધા યુદ્ધની પ્રવૃત્તિમાં પ્રવર્તમાન હોય ત્યારે જ તેને 'યોદ્ધા' કહી શકાય. એ જ પ્રમાણે, પૂજાક્રિયામાં પ્રવર્તમાન હોય ત્યારે જ તે વખતે જ કોઇ માણસને 'પૂજારી' કહી શકાય કોઇ પણ શબ્દ ક્રિયાનો અર્થ બતાવે જ છે. એટલે, જે શબ્દની વ્યુત્પત્તિમાંથી જે ક્રિયાનો ભાવ નિકળતો હોય તે ક્રિયામાં તે શબ્દનો અર્થ (તે શબ્દની અર્થરૂપ વસ્તુ) પ્રવર્તમાન હોય ત્યારે જ તેને તે શબ્દથી કહી શકાય. હરેક શબ્દ કોઇ ને કોઇ ધાતુથી બનેલો હોઇ કોઇ ને

કોઇ ક્રિયા સાથે સમ્બન્ધ રાખે છે 'સમભિરૂઢ'નય, શબ્દમાંથી નિકળતી 'ક્રિયા' એના અર્થભૂત પદાર્થમાં કયારેક કોઇ વખત જોયા પછી ગમે ત્યારે એ અર્થમાં એ શબ્દનો પ્રયોગ કરશે– એ ક્રિયા એ અર્થમાં (વસ્તુમાં) વર્તમાન હોય કે ન હોય પણ 'એવંભૂત' નય એ ક્રિયા એ અર્થમાં (પદાર્થમાં) જ્યાં સુધી પ્રવર્તતી રહે ત્યાં સુધી જ તે શબ્દનો તે પદાર્થમાં પ્રયોગ કરશે; ક્રિયાના અભાવમાં તે શબ્દને તે પદાર્થ માટે અપ્રયોજ્ય કહેશે". આ નયના મતે દરેક શબ્દ ક્રિયાશબ્દ છે

આ છેલ્લા ત્રણ નય શબ્દપ્રધાન હોઇ 'શબ્દ'નય કહેવાય છે આમ સાત નયો આપણે સક્ષેપમાં જોયા નૈગમનો વિષય સત અને અસત્ બન્ને છે કેમકે એ બન્ને સંકલ્પ–કલ્પનાના વિષય છે. એના કરતાં, કેવલ સતને જ વિષય કરનાર સંગ્રહ નય અલ્પવિષયવાળો છે સંગ્રહના ટુકડાઓને વ્યવહાર જાણે છે વ્યવહારથી ઋજુસૂત્ર પાતળે

છે ઋજુસૂત્ર કરતાં 'શબ્દ' નયો ઉત્તરોત્તર× પાતળા (સૂક્ષ્મવિષયના) છે આમ નયો ઉત્તરોત્તર સૂક્ષ્મ થતા જાય છે શરૂના ત્રણ 'સ્થૂલ' હોઇ વધુ સામાન્યગામી છે; અને ઋજુસૂત્ર ભૂત, ભવિષ્યનો ઇન્કાર કરી માત્ર વર્તમાનનો ગ્રાહક હોવાથી 'વિશેષ'ગામીરૂપે સ્પષ્ટ ખ્યાલમાં આવી શકે છે, તેમ જ એની પછીના ત્રણ નયો પણ સૂક્ષ્મ થતા જતા હોઇ અધિક વિશેષગામી છે સામાન્ય અને વિશેષ બન્ને એક વસ્તુની અવિભાજ્ય બાજુઓ છે અને પરસ્પર સુસમ્બદ્ધ છે, માટે વાસ્તવમા બધા નયો સામાન્યવિશેષો-ભયગામી કહી શકાવા છતા જે જેટલો-વિશેષગામી કરતાં-વધુ સામાન્યગામી હોય તે 'દ્રવ્યાર્થિક' નયની શ્રેણીમાં ગણાય; અને જે જેટલો-સામાન્યગામી કરતાં-વધુ વિશેષગામી હોય તે 'પર્યાયાર્થિક' નયમાં મનાય કેમકે **प्राधान्येन व्यपदेशा भवन्ति** [પ્રાધાન્યને-મુખ્યતાને અનુલક્ષીને કથન થાય છે]

નયો પ્રમાણસિદ્ધ દ્રવ્યપર્યાયરૂપ અનેકધર્માત્મક પદાર્થને વિભક્ત કરી પ્રવર્તે છે એના મુખ્ય બે ભેદો: દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક સાત નયો પૈકી પહેલા ત્રણ દ્રવ્યાર્થિક અને છેલ્લા ચાર પર્યાયાર્થિક ગણાય છે

દ્રવ્યાર્થિક નય પર્યાયાર્થિક નયના વિષયભૂત ભેદને ગૌણરૂપે રાખી પોતાના વિષયભૂત અભેદનો જ વ્યવહાર

×લિંગાદિના ભેદે અર્થભેદ માનવાના કારણે 'શબ્દ' નય ઋજુસૂત્ર કરતાં પાતળો છે અને 'શબ્દ' નય કરતાં એની પછીના બે નયોનુ ઉત્તરોત્તર પાતળાપણું સ્પષ્ટ છે.

કરે છે. જેમકે, દ્રવ્યાર્થિક નયથી (દ્રવ્યસામાન્યના અભિપ્રાયથી) એમ કહેવામાં આવે કે 'સુવર્ણ લાવ!', તો લાવનાર, સુવર્ણના કટક, કુંડલ. કંદોરો, દોરો વગેરેમાંથી કોઇ પણ આભૂષણ મંગાવનારની પાસે રજૂ કરે તો સુવર્ણ–દ્રવ્ય મંગાવ્યાની આજ્ઞા એણે બજાવી ગણાશે કેમકે સુવર્ણનાં કટક, કુંડલ વગેરે પૈકી કોઇ પણ આભૂષણ સુવર્ણ–દ્રવ્ય જ છે; એમાંનુ કોઇ રજૂ કરવાથી–આજ્ઞામુજબ–સુવર્ણ જ રજૂ કર્યું ગણાય

પર્યાયાર્થિક નય દ્રવ્યાર્થિક નયના વિષયભૂત અભેદને ગૌણરૂપે નાખી પોતાના વિષયભૂત ભેદનો જ વ્યવહાર કરે છે જેમકે પર્યાયાર્થિક નયથી (પર્યાયના અભિપ્રાયથી) કહેવામાં આવ્યું હોય કે 'કુંડલ લાવ!', તો લાવનાર, કટક, કંકણ આદિ બીજું કોઇ આભૂષણ ન લેતાં ફક્ત કુંડલ જ લઇને મંગાવનારની પાસે રજૂ કરશે કારણ કે કટક, કંકણ, કંઠી વગેરે બધા સૌવર્ણ આભૂષણોમા સુવર્ણ એક હોવા છતા સુવર્ણના તે બધા પર્યાયો એકબીજાથી ભિન્નભિન્ન છે માટે સુવર્ણના જો કોઇ ખાસ પર્યાય મંગાવ્યો હોય તો તે જ રજૂ કરવાથી તે આજ્ઞા બજાવી ગણાય

આ ઉપરથી દ્રવ્યાર્થિક નયના અભિપ્રાયે સુવર્ણ એક જ છે અને પર્યાયાર્થિક નયના અભિપ્રાયે અનેક,–સુવર્ણના પર્યાયો નોખા નોખા હોવાથી. અને એમાંથી એક–અનેકને આશ્રીને સપ્તભંગી ચાલે આમ, એકત્વ–અનેકત્વ અન્યત્ર સર્વત્ર ઘટાવી શકાય

સૂક્ષ્મતાથી જોઇએ તો મુખ્યત્વેન બે પ્રકારની જ દૃષ્ટિ કામ કરે છે: અભેદદૃષ્ટિ અને ભેદદૃષ્ટિ. દ્રવ્યાર્થિક નય અભેદ-દૃષ્ટિ પર અને પર્યાયાર્થિક નય ભેદદૃષ્ટિ પર છે. 'નૈગમ' આદિ નયો, અભેદગ્રાહી તથા ભેદગ્રાહી એવા-મૂલભૂત-આ બે નયોનો જ વિસ્તાર છે. સિદ્ધસેન દિવાકરે અભેદસંકલ્પી નૈગમને સંગ્રહમાં તથા ભેદસંકલ્પી નૈગમને વ્યવહારમાં સમાવિષ્ટ કરી નૈગમને પૃથક્ નય માન્યો નથી. એમના અભિપ્રાયે સંગ્રહાદિ છ નય છે.

હવે નયાભાસ (દુર્નય) પણ જોઇ લઇએ

ધર્મ-ધર્મી, ગુણ-ગુણી વગેરેનો એકાન્ત ભેદ માનતો મત-કેવલ ભેદની બાજુ સ્વીકારી અભેદને તિરસ્કારનાર મત-**નૈગમાભાસ** છે. આના ઉદાહરણમાં નૈયાયિક-વૈશેષિક દર્શનને મૂકવામાં આવે છે.

સંગ્રહનયના પરસંગ્રહ તથા અપરસંગ્રહ એમ બે ભેદો હોઇ, સમગ્ર વિશ્વ સત્રૂપે એક છે એમ માત્ર સત્‌ને શુદ્ધ દ્રવ્ય માનતો પરસંગ્રહ સમગ્ર વિશેષો તરફ ઉદાસીન રહે છે; પણ ઉદાસીન ન રહેતાં જો વિશેષોનો ઇન્કાર કરે તો તે **પરસંગ્રહાભાસ** બની જાય છે.

જીવ, પુદ્‌ગલ, કાળ વગેરે દ્રવ્યોને દ્રવ્યત્વરૂપે એક માનતો અપરસંગ્રહ તેમના વિશેષો તરફ ઉપેક્ષા ધરે છે; પણ ઉપેક્ષા ન ધરતાં એ વિશેષોનો ઇન્કાર કરે તો તે **અપરસંગ્રહાભાસ** બની જાય છે.

સંગ્રહાભાસના ઉદાહરણમાં સાંખ્યદર્શન તથા અદ્વૈતવાદનાં દર્શનોને મૂકવામાં આવે છે.

સંગ્રહના વિષયભૂત સત્ તત્ત્વનું 'જે સત્ તે દ્રવ્ય અથવા પર્યાય; જે દ્રવ્ય તે જીવાદિ અનેક પ્રકારનું; જે જીવ તે મુક્ત તથા સંસારી' ઇત્યાદિ પ્રકારે વિભજન-વિશ્લેષણ (વિભાગશઃ વિવેચન) કરનાર વ્યવહાર નય છે; પણ જ્યારે એ દ્રવ્ય-પર્યાયના વિભાગને અપારમાર્થિક (ખોટાં) કહી નાખે (કેવલ ભેદગામી બની અભેદને વખોડી કાઢે) ત્યારે **વ્યવહારાભાસ** બને છે વ્યવહારાભાસના ઉદાહરણમાં ચાર્વાક દર્શનને મૂકવામાં આવે છે.

ઋજુસૂત્ર માત્ર વર્તમાન ક્ષણના પર્યાયને સ્વીકારે છે, જ્યારે એ દ્રવ્ય-પર્યાયના સમ્બન્ધનો-સ્થાયી દ્રવ્યનો સર્વથા અપલાપ કરે ત્યારે **ઋજુસૂત્રાભાસ** બની જાય. બૌદ્ધદર્શન, પ્રતિક્ષણ વિનશ્વર પર્યાયોને જ વાસ્તવિકતયા માનનાર અને એમના (એ પર્યાયોના) આધારભૂત ત્રિકાલસ્થાયી દ્રવ્યનો ઇન્કાર કરનાર દર્શન તરીકે ગણાયું છે; એવું કોઇ દર્શન ઋજુસૂત્રાભાસના ઉદાહરણમાં બતાવવામાં આવે છે

કાલ, કારક, લિંગ વગેરેના ભેદે શબ્દના અર્થભેદનું જ એકાન્તે સમર્થન કરે તે **શબ્દાભાસ.** ભૂતકાળપ્રયુક્ત અને વર્તમાનકાળપ્રયુક્ત 'રાજગૃહ' એકાન્તે જુદું જ 'રાજગૃહ' જણાવે છે એમ માનવું એ શબ્દાભાસનું ઉદાહરણ એ જ પ્રમાણે, પર્યાયશબ્દોનો એકાન્તે જુદો જુદો જ અર્થ માનવાનો આગ્રહ રાખવો એ **સમભિરૂઢાભાસ** એવંભૂત નય, શબ્દાર્થરૂપ પદાર્થ શબ્દની પ્રવૃત્તિ-નિમિ

(શબ્દમાથી નિકળતી) ક્રિયામાં પરિણત હોય ત્યારે તે વખતે તે શબ્દ તે અર્થને કહી શકે છે એવા મતનો છે. પણ એ મતને જ **એકાન્તે** પકડી રાખે-રાજા સૂતો હોય ત્યારે તે રાજા કે નૃપ કહેવાય જ નહિ એમ એકાન્તે વિધાન કરે-તો એ **એવંભૂતાભાસ** બને.

અત્યારસુધીના વિવેચન ઉપરથી જાણી શકયા છીએ કે સ્યાદ્વાદ અથવા અનેકાન્તદૃષ્ટિ એક વસ્તુમાં વિવિધ ધર્મોનો સમૂહ જુએ છે, નિરૂપે છે; અને નય તે ધર્મોમાંથી કોઇ એક ધર્મના મુખ્યપણે કથન-વ્યવહાર કરે છે. સ્યાદ્વાદ 'સકલાદેશ' કહેવાય છે-એટલા માટે કે તે એક ધર્મ દ્વારા આખી એક વસ્તુને 'સકલ' (અખંડ) રૂપે ગ્રહણ કરે છે, જ્યારે નય 'વિકલાદેશ' કહેવાય છે-એટલા માટે કે તે વસ્તુને વિકલરૂપે અર્થાત્ અંશતઃ [વસ્તુના એક દેશનું-એક ધર્મનું] કથન કરે છે. સ્યાદ્વાદ અર્થાત્ સકલાદેશ (પ્રમાણ-વાકય) અનેકાન્તાત્મક (અનેકધર્માત્મક) વસ્તુને જણાવે છે. જેમકે 'જીવ' કહેવાથી જ્ઞાન-દર્શનાદિ અસાધારણ-ગુણવાળો, સત્ત્વ-પ્રમેયત્વાદિ સાધારણ ધર્મવાળો અને અમૂર્તત્વ, અસખ્યપ્રદેશિત્વ વગેરે સાધારણાસાધારણ ધર્મવાળો જીવનો અખંડ રૂપે બોધ થાય છે એમાં જીવના બધા ધર્મો એક (અભિન્ન) રૂપે ગૃહીત થતા હોઇ ગૌણમુખ્યભાવની વિવક્ષા અન્તર્લીન થઇ જાય છે. વિકલાદેશ-નય-વસ્તુના એક ધર્મનું મુખ્યતયા કથન કરે છે જેમકે 'ચેતન જીવ' અથવા 'જ્ઞાતા જીવ' એમ કહેવાથી જીવના ચૈતન્ય કે જ્ઞાન ગુણનો મુખ્યત્વેન બોધ થાય છે અને શેષ ધર્મો ગૌણરૂપે અન્તર્ગત રહે છે.

'પ્રમાણ'-બોધનો ઉલ્લેખ 'સ્યાત્ (કથંચિત્) સત' અથવા 'સ્યાત્ સત જ' એવા પ્રકારનો છે એમાં 'સ્યાત્'નો પ્રયોગ, એટલા માટે છે કે બીજા પણ ધર્મો સાપેક્ષ રીતે ધ્વનિત કે સૂચિત થાય. 'સ્યાત્' મૂકવાથી એ કથન સ્યાદ્વાદ બને છે નયનો ઉલ્લેખ 'સત' એ પ્રકારનો છે× કારણ કે એ સ્વાભિમત ધર્મને જ કથે છે સ્વાભિમત ધર્મથી ભિન્ન ધર્મની પંચાતમાં એ પડતો નથી પરન્તુ જે સ્વાભિમત ધર્મના સમર્થન સાથે ઇતર ધર્મનો નિષેધ કરે તે નય નહિ, પણ દુર્નય છે એનો ઉલ્લેખ "સત જ" એમ, એકાન્ત (નિરપેક્ષ એકાન્ત)-નિર્ધારણરૂપ છે નય અને દુર્નય એ બે વચ્ચેનો આ જીતફાવત છે.

જેમ, અવધારણ વગરનો ધર્મનિર્દેશ નય છે,-જેમ કે 'સત્', તેમ, એકાન્તનું અવધારણ પણ સાપેક્ષ હોય તો નય છે,-જેમકે 'સ્યાત સત જ' આ વાકયમા 'જ' મૂકયો હોવાથી સત્ત્વ (એસ્તિત્વ) સાવધારણ છે, પણ તે સાપેક્ષ છે એ સાપેક્ષતા 'સ્યાત્'ના પ્રયોગ કે અધ્યાહારથી જાણી શકાય છે. એ જ પ્રમાણે, 'ઘટ અનિત્ય છે' એ અવધારણ વગરનો ધર્મનિર્દેશ જેમ નય છે, તેમ 'ઘટ કથંચિત્ અનિત્ય જ છે' એવો સાવધારણ નિર્દેશ પણ સાપેક્ષ હોઇ નય છે, દુર્નય નહિ*.

---

×सदेव, सत्, स्यात्सदिति त्रिधार्थो मीयेत दुर्नीति-नय-प्रमाणैः । (હેમચન્દ્ર -અન્યયોગવ્યવચ્છેદિકા, શ્લો૰ ૨૮).

*अनेकान्तोऽप्यनेकान्तः प्रमाणनयसाधनः ।
अनेकान्तः प्रमाणात्ते तदेकान्तोऽर्पितान्नयात् ॥१०३॥
[સ્વયમ્ભૂસ્તોત્ર સ્વામી શ્રીસમં

નયવાદ આંશિકજ્ઞાનવાદ છે; તે અંશજ્ઞાનને અંશ-જ્ઞાન જ ગણે છે એ સાપેક્ષ એકાન્તવાદ સમ્યક્ એકાન્તવાદ છે એવા એકાન્તવાદોનો સુયોજિત હાર તે અનેકાન્તવાદ છે.

દિવાકર શ્રીસિદ્ધસેનની સન્મતિતર્કની

भद्दं मिच्छादंसणसमूहमइअस्स अमयसारस्स ।
जिणवयणस्स भगवओ संविग्गसुहाहिगम्मस्स ॥

આ ૬૯ મી ગાથામા જિનવચનને **મિથ્યાદર્શનોના સમૂહરૂપ** જણાવવામાં આવ્યું છે અર્થાત્ અનેકાન્તપૂત જિનવાણી સમન્વિત બનેલાં મિથ્યાદર્શનોનો સમુચ્ચય છે મતલબ એ કે, પ્રત્યેક મિથ્યાદર્શનને આંશિક જ્ઞાન તરીકે ગણીને તેમના સમુચ્ચયને જિનવચન કહેવામાં આવ્યું છે. મિથ્યાદર્શનને (તેના વાસ્તવિક અર્થમાં) અંશજ્ઞાન તરીકે સમજવામાં આવતાં તેનું મિથ્યાપણું ટળી જાય છે જેને મિથ્યાદર્શન કહેવામાં આવે છે તેમાં આંશિક સત્ય સમાયેલુ છે એ વાત ભૂલવા જેવી નથી **"ષડદર્શન જિનઅંગ ભણીજે"** એ આનન્દઘનનો ઉદ્ગાર પણ એ જ જણાવે છે.

અગાઉ આપેલ હાથીના ઉદાહરણ પર વિચાર કરી શકીએ છીએ કે, આખો હાથી જ્યારે સમજાય ત્યારે એક હાથી વસ્તુ પૂરી સમજાઇ ગણાય, પણ તેના એક એક અવયવને હાથી સમજવામાં આવે એ કંઇ હાથી સમજાયો ન કહેવાય, પણ હાથીનો એક એક અંશ જ સમજાયો કહેવાય હાથીના એક એક અંશને હાથી માનનારા (પેલા આંધળા) કેવા ઘેલા હતા? અને એટલે જ હાથીના

એક એક અવયવને હાથી માની આપસમાં ઝઘડવા લાગ્યા જગતમાં સર્વત્ર મોટે ભાગે આવું બને છે એક એક બાજુની અધૂરી વાતને પકડી કમસમજ માણુસો લડે છે અજ્ઞાનનું (દુરાગ્રહયુક્ત અપૂર્ણજ્ઞાનનું) કામ જ લડાવવાનું છે

જેમ, હાથીના એક એક અવયવમાં નહિ, પણુ તેના સઘળા અવયવોમાં હાથી જણાય, તેમ વસ્તુની એક જ બાજુ નહિ, પણુ તેની સંભવિત વિવિધ બાજુઓ માલૂમ થાય ત્યારે વસ્તુ પૂરી જણાઇ કહેવાય 'અર્થાત હાથીના સઘળા અવયવોમાં હાથી જાણુવો એ જેમ હાથી વિષેની પૂરી સમજ કહેવાય, તેમ વસ્તુને એના ભિન્નભિન્ન સ્વરૂપોમાં જાણુવી, એની ભિન્નભિન્ન બાબતોમાં સમજવી એ વસ્તુ વિષેની પૂરી સમજ કહેવાય મતલબ કે વસ્તુની એક એક નહિ, પણુ સંભવિત અનેક બાજુઓ જાણુવામાં વસ્તુનું પૂરું જ્ઞાન સમાયું છે. જડ કે ચેતન તત્ત્વની અનેક બાજુઓ રીતસર સમજવામાં આવે તો, દાર્શનિકોમાં, હાથીના એક એક અંગને પકડી લડનારા પેલા લોકો જેવી લડાઇ થાય ખરી ?

વ્યવહારમાં તો સમય ઉપર સમય-સંજોગ અનુસાર પ્રાયઃ કોઇ એકાધ માર્ગ ગ્રહણુ કરી લેવો પડે છે (ગ્રહણુ કરી લેવામાં અનુકૂલતા રહે છે) નયદૃષ્ટિ વ્યાવહારિક ઉપયોગની વસ્તુ હોઇ જે વખતે જે માર્ગ અનુકૂલ તથા હિતકર લાગે તે માર્ગની દૃષ્ટિ (નયદૃષ્ટિ) **અનેકાન્ત-રત્નકોષમાંથી** પકડી લેવાની રહે છે

'સ્યાદ્વાદ' યા 'અનેકાન્તવાદ' એ એક એવી વિશાળ દૃષ્ટિ છે, જે વસ્તુનું ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણુોથી-જુદી જુદી

બાજુઓથી અવલોકન કરે છે. આ વિશાલ અને વ્યાપક દૃષ્ટિના અવલોકને એકદૃષ્ટિબદ્ધ વિચારો સંકુચિત (અધૂરા) પુરવાર થાય છે અને ભિન્નભિન્નદૃષ્ટિબિન્દુસંગત ભિન્નભિન્ન (વિરુદ્ધ દેખાતા) વિચારો પણ માલામાં મૌક્તિકોની જેમ સમન્વિત બની જાય છે. અનેકાન્તવાદ, માટે જ, વસ્તુતઃ સમન્વય-કલા હોઇ સમન્વયવાદ છે, જેનું પરિણામ, અધૂરી દૃષ્ટિઓથી ઊપજતા કલહોને શમાવી સામ્યવાદ (સમવાદ-સમભાવ)ના સર્જનમાં આવે છે. કેમકે એક દૃષ્ટિના આધાર પર એક બાજુનો મત ધરાવનાર જ્યારે સામી દૃષ્ટિનો ખ્યાલ પામે છે ત્યારે તેનો એક બાજુનો અનુચિત જક્ક અને એ વિષેની તકરાર મટી જાય છે. અવશ્ય, એકબીજાનાં માનસને સમાહિત બનાવી પરસ્પર મીઠાશવાળાં બનાવવામાં વ્યાપક જ્ઞાનની જરૂર છે, અને તે, વ્યાપક દૃષ્ટિ પૂરું પાડે છે, જે દૃષ્ટિને, જૈનદર્શનમાં, 'અનેકાન્તદૃષ્ટિ' કહેવામાં આવે છે

એકાદ ઉદાહરણ લઇ કંઇક વિચાર કરીએ

એક સમ્પ્રદાય કહે છે કે જગત્કર્તા ઇશ્વર છે; બીજો કહે છે કે જગત્કર્તા ઇશ્વર નથી અથવા ઇશ્વર જગત્કર્તા નથી. નિઃસન્દેહ, આ બન્નેમાંથી કોઇ એક અસત્ય છે. પણ સમજવાની બાબત એ છે કે આ બન્ને વાદોનું લક્ષ્ય શું છે? ઇશ્વરકર્તૃત્વવાદી કહે છે કે જો તમે પાપ કરશો તો ઇશ્વર તમને દંડ દેશે, નરકમાં મોકલશે; જો તમે પુણ્ય કરશો તો તે ખુશ થશે; તમને સુખ દેશે, સ્વર્ગમાં મોકલશે. ઇશ્વરકર્તૃત્વવિરોધી જૈન વગેરે કહેશે કે જો તમે પાપ કરશો તો અશુભ કર્મોને બાંધશો. ખાધેલા અપથ્ય ભોજનની

જેમ એનું (અશુભ કર્મનું) દુ:ખરૂપ ફળ તમને મળશે, તમારે બુરી ગતિમાં જવું પડશે જો તમે પુણ્ય કરશો તો તમે શુભ કર્મનું ઉપાર્જન કરશો; ખાધેલા પથ્ય ભોજનની જેમ એ (શુભ કર્મ) તમને સુખદાયક થશે એક ધર્મ-સમ્પ્રદાય માણસોને ઇશ્વરકર્તૃત્વવાદી બનાવી જે કામ કરાવવા ચાહે છે, તે જ કામ બીજો ધર્મ-સમ્પ્રદાય તેમને ઇશ્વરકર્તૃત્વ-મતના વિરોધી બનાવી કરાવવા ઇચ્છે છે આમા જોવું જોઇએ કે ધર્મમા (ધર્મના મુદ્દામા) ભિન્નતા આવી? ના ભિન્નતા એનાં સાધનોમાં આવી માટે આ ભિન્નતા વિરોધકારક શા માટે થવી જોઇએ? વિરોધ ત્યા હોઇ શકે, જ્યા બન્નેના ઉદ્દેશ્ય એકબીજાની વિરુદ્ધ હોય પણ અહી (ઉપરના વક્તવ્યમા) બન્નેનો ઉદ્દેશ્ય એક જ છે, માટે વિરુદ્ધતા ન કહી શકાય ઇશ્વરકર્તૃત્વવાદને વૈજ્ઞાનિક દૃષ્ટિથી અતથ્ય માનીએ, તોયે એ અધર્મ (અધર્મપ્રેરક) ન કહી શકાય બુદ્ધિ કરતા ભાવુકતા જેમની વધારે છે તેઓને ઇશ્વરકર્તૃત્વવાદ અધિક પ્રિય અને ઉપયોગી લાગે છે તેઓ એમ વિચારતા લાગે છે કે ઇશ્વરના ભરોસે બધુ છોડી દેવાથી નિશ્ચિન્ત થઇ શકાય છે એથી કર્તૃત્વનો અહંકાર પેદા થતો નથી પુણ્ય-પાપનો વિચાર રહે છે જેમની બુદ્ધિ અધિક વિકસિત છે તેઓ ઇશ્વરકર્તૃત્વને **તર્કસિદ્ધ ન હોવાથી** માનતા નથી તેઓ એમ સમજે છે કે ઇશ્વરને કર્તા ન માનતા સ્વાવલમ્બી બનવું, આત્મબળ અને નિજપુરુષાર્થને ખિલ-વવામા જાગ્રત્ રહેવુ આવશ્યક છે ઇશ્વરને ખુશ કરવાની ભોળી ભક્તિ અને ભોળી કોશિશ કરવાને બદલે કર્ત્તવ્ય-

સાધનમાં પ્રગતિમાન્ બનવા પ્રયત્નશાલી થવું એજ કર્તવ્ય છે તેઓ એમ સમજે છે કે અમારા પાપોને માફ કરનાર કોઇ નથી એ વિચારે અમે પાપાચરણથી ડરીએ છીએ

જોઇ શકાયું કે જેમણે ઇશ્વરકર્તૃત્વને માન્યું છે તેમણે પણ એ જ માટે એ માન્યું છે કે માણસ પાપ ન કરે; જેમણે ઇશ્વરકર્તૃત્વને માન્યુ નથી તેમની એ માન્યતાનો સાર પણ એ જ અર્થમાં પરિણમે છે કે માણસ પાપ ન કરે બન્નેનું લક્ષ્ય એક છે પ્રાણીઓ સદાચરણી થઇ સુખી બને એ જ બન્નેનો ઉદ્દેશ છે

આ પ્રમાણે, અદ્વૈતવાદ, જેનો સિદ્ધાન્ત એ છે કે, જગતનું મૂળ તત્ત્વ એક છે, એમ કહે છે કે દ્વૈત-ભાવના સંસારનું કારણ છે અદ્વૈતની ભાવનાવાળો આ મારો સ્વાર્થ, એ બીજાનો સ્વાર્થ એવા સંકુચિત વિચાર નથી રાખતો એ તો જગતના હિતમાં પોતાનું હિત સમજે છે જે વૈયક્તિક સ્વાર્થ પાછળ માણસો નાનાવિધ પાપ કરે છે એ વૈયક્તિક સ્વાર્થ એની દૃષ્ટિમાં નહિ રહે અને અત એવ એ નિષ્પાપ બનશે દ્વૈતવાદી કહેશે કે, મૂળ તત્ત્વ બે છે હું આત્મા છુ અને મારી સાથે લાગેલું પરતત્ત્વ-જડતત્ત્વ-પુદ્ગલતત્ત્વ જુદું છે હું **ચેતનતત્ત્વ** હોવા છતાં મૂર્ખ બની પરતત્ત્વ-જડતત્ત્વના કારણે મારા **સમાનધર્મી** અન્ય ચેતન તત્ત્વો (જીવો) સાથેના વ્યવહારમા પ્રામાણિક ન રહેતાં અનીતિ-અન્યાયભરેલું વર્તન ચલાવુ છું તે મારે માટે યોગ્ય નથી હુ જડતત્ત્વના કલુષિત મોહબન્ધનમા પડી

જડતત્ત્વની-ગુલામી-સ્વીકારી-દુઃખી થાઉં છું-અને અન્યને દુઃખી કરું છું. માટે આ મોહના બન્ધનને મારે તોડવું જોઇએ.

અનેકાન્ત વિષયમાં મારી 'અનેકાન્ત-વિભૂતિ'-[દ્વાત્રિંશિકા] ના કેટલાક શ્લોકો પણ અહીં રજૂ કરી દઉં:—

द्वैतं यथार्थं जड-चेतनाभ्यामद्वैतमप्यात्मविकासदृष्ट्या ।
इत्थं द्वयं तत् पटु सङ्गमय्य शान्तस्त्वया तारक! तद्विरोधः ॥९॥

જગત્ જડ અને ચેતન એમ બે તત્ત્વરૂપ હોઇ 'દ્વૈતવાદ' યથાર્થ છે, તેમ જ આરાધ્ય તત્ત્વ એકમાત્ર **આત્મતત્ત્વ** હોઇ, તેના (આત્માના) વિકાસસાધનની દૃષ્ટિએ [તેની વિકાસસાધના પર ભાર મૂકવા માટે] 'અદ્વૈતવાદ'નો નિર્દેશ પણ યથાર્થ છે આમ, એ બન્નેની કુશલ સંગતિ કરીને, હે તારક પ્રભુ! એમનો વિરોધ તેં શાન્ત કરી દીધો છે ૯

एकात्मवादो हि समात्मवादः स सर्वभूतैः सममाववादः ।
इत्थं सुधीर्भावयति श्रितोऽपि नानात्मवादं परमार्थसिद्धम् ॥१०॥

मुक्तस्य भूयो न भवावतारो मुक्तिव्यवस्था न भवावतारे ।
उत्कृष्टजन्मान उदारकार्यैर्महावतारा उदिता महान्तः ॥११॥

મુક્તિ પામ્યા પછી મુક્ત આત્માનું પુનઃ સંસારમાં અવતરણ થતું નથી સંસારમાં એનું પુનઃ અવતરણ માનવામાં મુક્તિની વ્યવસ્થા રહેશે નહિ. અતઃ એ પ્રકારનો 'અવતારવાદ' મુક્તિયુક્ત નથી. મહાન્ પુરુષોનો જન્મ મહાન્ કાર્યો કરવા વડે મહાન્ ગણાય છે, અને એથી જ, 'અવતાર'નો અર્થ 'જન્મ' હોઈ તેઓ 'અવતારી' કે મહાન્ અવતારી ગણાય છે ૧૧

सोपाधिरात्मा जगति प्रवृत्तोऽनुपाधिरात्मा न वहेदुपाधिम् ।
एवं हि कर्तृत्वमकर्तृतां चाथित्योद्भवन्तः कलहा व्यपेयुः ॥१२॥

ઉપાધિવાળો આત્મા જગતમાં પ્રવૃત્તિ કરે છે. ઉપાધિમુક્ત શુદ્ધ (સચ્ચિદાનન્દમય) આત્માને-પરમ આત્માને ઉપાધિ ઉઠાવવાપણું હોય નહિ. આમ, કર્તૃત્વ અને અકર્તૃત્વવાદને અંગે ઊભા થતા કલહો શમી જાય છે. ૧૨

साकारभावे सशरीरतायां निराकृतित्वे च विदेहतायाम् ।
सङ्गच्छमाने परमेश्वरस्य विरोधभावोऽनवकाश एव ॥१३॥

પરમાત્માનું શરીરધારી અવસ્થામાં સાકારપણું અને વિદેહ દશામાં નિરાકારપણું, એમ બન્ને સંગત હોવાથી એમાં વિરોધને અવકાશ નથી. ૧૩

शरीरमानोऽस्ति शरीरधारी विभुः पुनर्ज्ञानविभुत्वयोगात् ।
इत्थं बुधोऽर्थमेव वैभवस्य समन्वयं सत्कुरुते त्वदीयम् ॥१४॥

શરીરધારી આત્મા સ્વશરીરપ્રમાણ છે; અને જ્યારે એ વ્યાપક જ્ઞાન-શકિતના પ્રકાશથી પ્રકાશમાન બને છે ત્યારે એ જ્ઞાનની વિભુતાની દૃષ્ટિએ વિભુ પણ છે. આમ, તારા બતાવેલા વિભુત્વ અને અવિભુત્વના સમન્વયને સુજ્ઞ જન સત્કારે છે. ૧૪

जगत् समग्रं खलु सारहीनमिति प्रबुद्धो निजगाद शून्यम् ।
विनश्वरं च क्षणिकं तदेवं ज्ञात्वाऽऽशयं कः कुरुतां विरोधम् ?
॥१५॥

સમગ્ર જગત્ અસાર છે એમ સમજનારે એને 'શૂન્ય' કહ્યું; અને, એને વિનશ્વર સમજનારે 'ક્ષણિક' જણાવ્યું. આ દૃષ્ટિએ 'શૂન્યવાદ' અને 'ક્ષણિકવાદ'ને સમજવામાં આવે તો કોણ વિરોધ કરે તેમ છે? ૧૫

श्वेताम्बरा दिग्वसनाश्च हन्त ! कथं मिथः स्युः कलहायमानाः ?
आश्रित्य नग्नेतरभावभूमिं भवत्यनेकान्तधुरन्धरत्वे, ॥१६॥

શ્વેતામ્બરો અને દિગમ્બરો બન્ને અનેકાન્તવાદના ધુરન્ધર છે (અનેકાન્તવાદનો જોશીલો પ્રચાર કરનારા છે), છતાં, નગ્નતા અને અનગ્નતાની બાબત પર પરસ્પર કલહ કેમ કરતા હશે? ૧૬

कषायमुक्तावगत्य मुक्तिं बुद्ध्वाऽप्यनासक्ति-समर्थयोगम् ।
ज्ञात्वा श्रमं साधनसंश्रयं च को नाम निन्दिष्यति यत्रवादम् ?
॥१७॥

કષાયો (કામ, ક્રોધ, મદ, મોહ)થી મુક્તિ જાણ્યા પછી, 'અનાસક્તિ' યોગના સામર્થ્યનો ખ્યાલ પામ્યા પછી

અને સાધનવિધિનું ક્રમિકપણું સમજ્યા પછી કોણ 'વસ્ત્રવાદ' ને વખોડશે? કોણ, સાધુ નગ્ન જ હોવો જોઈએ એવું એકાન્ત સમર્થન કરશે? ૧૭

न मुक्तिसंसाधनयोगमार्गो वस्त्राद् विना न्यूनदशो यदि स्यात्।
नग्नो विमुच्येत कथं न तर्हि ? सतामनेकान्त-विचारणेयम् ॥१८॥

મુક્તિલાભ ાં સાધનભૂત જે યોગમાર્ગ છે તેમાં જો વસ્ત્ર વગર ખામી ન આવતી હોય તો નગ્નની મુક્તિ કેમ ન થાય? આ પ્રમાણે સુજ્ઞની વિચારણા અનેકાન્તપૂત હોય ૧૮

सद्भावना जाग्रति मूर्तियोगाद्, उपासकास्तां तत आश्रयन्ति।
योगाप्रमत्त-स्थिरमानसानामावश्यकः स्यान्नहि मूर्तियोगः॥२२॥

ભગવાનની મૂર્તિનો આશ્રય લેવાથી સદ્ભાવના જાગ્રત્ થાય છે, માટે ઉપાસકો તેનો આશ્રય લે છે યોગની અપ્રમત્ત દશામાં સ્થિર-મનાઓને મૂર્તિયોગ જરૂરી ન હોય ૨૨

सद्भावनोद्भावनसाधनानां मूर्त्यात्मकं खल्वधिकं य धकम्।
श्रयेद् यथाशक्ति विवेकयुक्तः करोति नैवानुचितं स किञ्चिव्
॥२३॥

સદભાવનાને જાગરિત કરવાનાં સાધનોમાં એક વધુ સાધન મૂર્તિયોગ પણ છે; તેનો જે યથાશક્તિ વિવેકયુક્ત આશ્રય લે છે તે શું કંઇ ગેરવાજબી કરે છે? નહિ જ ૨૩

कषायरोधाय हि मूर्तियोगः समाश्रयंस्तं तमनाश्रयद्भिः।
सार्धं विरोधाचरणं वहेच्चेत् कुतस्तदा तस्य स सार्थकः स्यात्?
॥२४॥

મૂર્તિયોગ ક્યાયોને શમાવવા માટે છે તેનો આશ્રય લેનાર તેનો આશ્રય નહિ લેનાર સાથે (તેનો આશ્રય ન લેવાના કારણે) જો વિરોધભાવ ધારણ કરે તો તેનું મૂર્તિ-ઉપાસન કેમ સાર્થક થાય? ૨૪

**न कर्मकाण्डाश्रयदुर्ग्रहस्यानेकान्तदर्शी ददतेऽवकाशम् ।**
**सर्वाः क्रियाः शुद्धिभृतः सुयोगाः शुभावहाः, कोऽत्र सतां विरोधः? ॥२५॥**

અનેકાન્તદર્શી ક્રિયાકાંડની બાબતમાં દુરાગ્રહ કે હઠવાદને અવકાશ આપતા નથી. કોઈ પણ ક્રિયા જો શુદ્ધિવાળી હોય, એમાં મન-વચન-કાયનો યોગ શુદ્ધ યા શુભ હોય, તો તે કલ્યાણકર છે. એમાં ક્યાં સમજુનો વિરોધ હોય? ૨૫

અનેકાન્તનો ખ્યાલ આપનો આ નીચેનો શ્લોક પણ દ્રષ્ટવ્ય છે:—

**उत्पद्यते हि सावस्था देशकालामयान् प्रति ।**
**यस्यामकार्यं कार्यं स्यात् कर्म कार्यं च वर्जयेत् ॥***

* હેમચન્દ્રાચાર્યની દ્વાત્રિંશિકા [illegible] ઉપરની મલ્લિષેણસૂરિની 'સ્યાદ્વાદમંજરી' ટીકામાં આ (उत्पद्यते हि xx) શ્લોક [illegible] આધાર પર કહેવામાં આવ્યું છે કે, આયુર્વેદ મુજબ જે રોગને અંગે જે અવસ્થામાં જે અપથ્ય હોય તે જ વસ્તુ તે જ રોગમાં બીજી અવસ્થા [illegible] પથ્ય બને છે. [illegible] જ્વરની હાલતમાં ઉપવાસ [illegible] છે, ત્યારે ક્ષીણધાતુની હાલતવાળા જ્વરવાળાને એ અયોગ્ય છે. દેશકાલાદિની અપેક્ષાએ જ્વરવાળા [illegible] દધિપાન વગેરે યોગ્ય બને છે. મતલબ કે એક [illegible] અપથ્યનો ત્યાગ રોગનો [illegible] બને છે, તે [illegible] અવસ્થાઓમાં તે જ રોગના શમનમાં અનુકૂળ પડે.

(હારિભદ્ર સત્તાવીસમા અષ્ટકના પાંચમા શ્લોકની વૃત્તિમાં શ્રી જિનેશ્વર સૂરિએ ઉદ્ધૃત)

અર્થાત્—દેશ, કાલ અને રોગના કારણે એવી અવસ્થા આવી પડે છે કે જ્યારે અકાર્ય કાર્ય બની જાય છે અને કાર્ય અકાર્ય બની જઇ ત્યાગી દેવું પડે છે.

આમાં અનેકાન્તદર્શનની છાપ છે. જૈન 'આચાર' અંગ ચોથા અધ્યયનના બીજા ઉદ્દેશનો પ્રારંભ કરતાં જણાવે છે કે—

**"जे आसवा ते परिस्सवा, जे परिस्सवा ते आसवा"।**

અર્થાત્—જે કર્મબન્ધનાં સ્થાન છે તે કર્મનિર્જરાનાં સ્થાન છે; અને જે કર્મનિર્જરાનાં સ્થાન છે તે કર્મબન્ધનાં સ્થાન છે.

અર્થાત્—જે કાર્ય (પ્રવૃત્તિ) અજ્ઞાની-અવિવેકીને કર્મબન્ધક થાય છે તે કાર્ય (પ્રવૃત્તિ) જ્ઞાનીને કર્મનિર્જરા-(કર્મનાશ)રૂપ થાય છે. એથી ઉલટું, જે કાર્ય (પ્રવૃત્તિ) જ્ઞાનીને કર્મનિર્જરા(કર્મનાશ)રૂપ થાય છે તે અજ્ઞાની-અવિવેકીને કર્મબન્ધકરૂપ થાય છે.

બાબત એવી છે કે જ્ઞાની વિવેકી મનુષ્ય સામાન્ય નિયમ તરીકે જણાવેલી વાતોને હરેક પ્રસંગે વિચાર વિના વળગી રહેતો નથી, પણ જે તે પ્રસંગે દેશકાલાદિ પરિસ્થિતિનો વિચાર કરી પોતાને માટે શું કર્તવ્ય છે અને શું અકર્તવ્ય છે તે ઠરાવી તેને અનુસરીને પોતાનું વર્તન ચલાવે છે; ત્યારે અજ્ઞાની અવિવેકી જે તે વખતના સંજોગોને વિચારમાં લીધા વિના, સામાન્ય નિયમ તરીકે જે વાતોને કર્તવ્ય

અથવા અકર્તવ્ય તરીકે જણાવવામાં આવી હોય તેને આંખો મીંચીને વળગી રહે છે અને પરિણામે ધર્મ આચરવાની બુદ્ધિ છતાં ધર્મને બદલે અધર્મ આચરી બેસે છે.

આ અનેકાન્તદૃષ્ટિની વાત ધ્યાન પર લેવા યોગ્ય છે

અનેકાન્તદર્શનની બાબતમાં સૂચવવાનું પ્રાસ થાય છે કે, જે પ્રવૃત્તિના ઔચિત્ય માટે વિવેકદૃષ્ટિનો ટેકો ન હોય અને જેને વિવેક એકન્દરે અયોગ્ય ઠરાવતો હોય તેને અનેકાન્તનો ટેકો આપવો કે સ્યાદ્વાદને સંગત કરવા મથવું અને અનેકાન્તના ઓઠા નીચે એને ઉચિત તથા આદરણીય ઠરાવવી એ અનેકાન્તવાદનો દુરુપયોગ છે, અને એની મજાક ઉડાવવા સરખું છે. બીજી બાજુ ઘટે છે કે નહિ એની મીમાંસા કરવી અને ઘટતી હોય તો તેનો યોગ્ય સમન્વય કરવો એ અનેકાન્તવાદ છે. વસ્તુની એક નહિ, પણ અનેક બાજુઓ જોવી. તપાસવી અને સંગત થઇ શકતી બાજુઓનો યોગ્ય મેળ બેસાડવો એ અનેકાન્તવાદનો અર્થ છે. જે બાબત ઘટતી ન હોય, અનુચિત હોય તે બાબતને ઘટિત તથા ઉચિત ઠરાવવી એ બાલચેષ્ટા કહેવાય. એ રીતે તો અનેકાન્ત 'અંધાધુંધવાદ' બની જાય.

આત્મવાદીમાં પણ કોઇ એકાત્મવાદી છે, તો બીજા નાનાત્મવાદી એ જ પ્રમાણે ઈશ્વરવાદનો મતમાં ઘણી ભિન્નતાઓ છે આ બધાં મંતવ્યો એકબીજા સાથે ટકરાતાં રહે છે અને વાદચર્ચાનો વિષય બન્યા રહે છે એમ છતા જગતની સામે એક તત્ત્વ સુનિશ્ચિત છે, અને તે, બધા પ્રાણધારીઓમાં-સમસ્ત જીવન્ત શરીરોમાં "હું" નુ વેદન-સંવેદન થાય છે તે એ સર્વાનુભવસિદ્ધ અને સર્વમાન્ય તત્ત્વના આધાર પર "જીવો અને જીવવા દો" નો ઉપદેશ સર્વગ્રાહ્ય બન્યો છે કટ્ટરમા કટ્ટર કહેવાતી નાસ્તિક સંસ્થા પણ એ ઉપદેશને સ્વીકારે છે અને કર્તવ્ય માને છે એ ઉપદેશ એટલે સુધી માનવસમૂહમાં વિસ્તરેલો છે કે બીજાના હિતના ભોગે પોતાનું હિત સાધવું એ અનીતિ છે, દોષ છે, પાપ છે એમ માણસ માત્રને સમજાયું છે, એમ સમજાયું છે કે "હું" નું સંવેદન બધાં પ્રાણીઓમાં એકસરખું હોવાથી બધાએ પરસ્પર સદ્ભાવ અને મૈત્રીથી રહેવું અને વર્તવું જોઇએ એ રીતે વર્તવામા જ બધાના હિત અને સુખ સમાયા છે ટૂંકમા "હું" ના સર્વમાન્ય તત્ત્વના આધાર પર આખુ નૈતિક ધોરણ અથવો સદાચરણનીતિ ગોઠવાઇ જાય છે જે માણસ "આખો કહે આંધળો કુવો"-મુજબ દાર્શનિક ચર્ચાઓ અને કલ્પનાઓથી મુંઝાઇ જઇ વિષમ ગુંચવાતમાં લાગતા એ બધા વાદોથી નિરપેક્ષ થઇ જાય હોય તે પણ ઉપર બતાવેલ સર્વગ્રાહ્ય "હું" ના તત્ત્વ પર પ્રતિષ્ઠિત સદાચરણ નીતિની (સત્ય-શીલ-સદાચારની) ઉપાસનાથી પોતાનું કલ્યાણ સાધી શકે છે. ખરેખર એ ઉપાસનાના

બળે ચિત્તશુદ્ધિ સધાતી અને વિકસતી જાય છે અને વિકાસ પામતી પામતી એવી ઉજ્જવલ બનવા પામે છે કે અગોચર રહેલાં સત્યો જેવાં હોય તેવાં એ માણસની દૃષ્ટિને સ્પષ્ટ થાય છે **"વાગતું વાગતું બધું માંડવે આવી જાય છે."**

આ ઉપરથી સમજી શકાય છે કે અનાત્મવાદી પણ જો શુદ્ધ સદાચરણપરાયણ હશે તો એની એ સાધના આત્મતત્ત્વની સાધનારૂપે જ લેખાવાની એની એ સાધના અજાણ્યે પણ (આત્મતત્ત્વના સ્વતન્ત્ર અસ્તિત્વથી અજાણ હાલતમાં પણ) એના આત્માના શુદ્ધીકરણમાં જ પહોંચવાની એટલે એવો માણસ માન્યતાની દૃષ્ટિએ અનાત્મવાદી કહેવાવા છતાં વર્ત્તનની દૃષ્ટિએ આત્મવાદી છે, જ્યારે આત્મવાદીનું વર્તન જો આત્માને હિતાવહ ન હોય, સદાચરણપૂત ન હોય તો એ, માન્યતાથી ભલે આત્મવાદી કહેવાય, પણ વાસ્તવિક રીતે અનાત્મવાદી છે, બોલવાપૂરતો જ એ આસ્તિક છે, બાકી નાસ્તિક છે–સ્વપરને ભયરૂપ બને એવો આ જ પ્રમાણે ઇશ્વરવાદની બાબત. ઇશ્વર કે પરમાત્મા સદાચરણી બનવાનું, વિચાર–વાણી–વર્તનને શુદ્ધ રાખવાનું ફરમાવે છે હવે જે માણસ ઇશ્વરવાદમાં માનતો નથી, છતાં આ ફરમાનનો અમલ કરે છે, અર્થાત સદાચરણના શુભ માર્ગ પર ચાલે છે, તે માન્યતાની દૃષ્ટિએ ભલે નિરીશ્વરવાદી ગણાય, પણ તત્ત્વતઃ ઇશ્વરવાદી છે, ઇશ્વરભક્ત છે કેમકે એને ઇશ્વરની કલ્પના ન હોવા છતાં એ એ સન્માર્ગ પર ચાલે છે, જે માર્ગે ચાલવાનું ઇશ્વરનું ફરમાન છે વિશ્વંભર ભગવાનને પ્રત્યક્ષ

પાસેથી કંઇ જોઇતું નથી એ જો પૂજકને ફરમાન કરે તો એટલું જ કરે કે, માણસ બન! જીવનમાંથી દોષો અને બુરાઇઓ દૂર કરી સદ્ગુણી થા! સદાચરણી અને સત્કર્મી થા! માણસ એવું જીવન જીવે એટલા માટે જ **અદ્વૈતવાદે** જડતત્ત્વ ઉપરનો મોહ ખંખેરી નાખી આત્મદૃષ્ટિને જગાવી આત્મારાધક બ્રહ્મનિષ્ઠ (આત્મનિષ્ઠ) બનવાનું ઉપદેશ્યું. **દ્વૈતવાદે** ચેતનતત્ત્વ સાથે ભળેલ અચેતનતત્ત્વ(જડતત્ત્વ)ને ઓળખી તેને પોતાના ચિત્-સ્વરૂપમાંથી ખસેડવાનું પ્રબોધ્યું, અર્થાત્ નિર્મોહ દશા પ્રાપ્ત કરી પોતાનું શુદ્ધ ચૈતન્યસ્વરૂપ પ્રગટાવવાનું સમજાવ્યું. **ક્ષણિકવાદે** સમગ્ર દુન્યવી વિસ્તારને ક્ષણિક (ક્ષણભંગુર) બતાવી, ક્ષણિક ઉપર મોહ શો? એમ ઠસાવી મોહવાસનાને હટાવવાના સદુપદેશમાં પોતાનો ફાળો આપ્યો. **શૂન્યવાદે** નાશવન્ત જગત્ની સમજ પાડીને, આખરે બધું સૂનુંસૂનું થઇ જાય છે એવા સર્વસ્પર્શી અનુભવના આધાર પર, સંસારની અસારતાના અર્થમાં-દૌર્જન્યપ્રેરક દુર્મોહનું દૂરીકરણ કરવાના ઇરાદે-'શૂન્યવાદ' જણાવ્યો. **જ્ઞાનવાદે**, લાભકારક વસ્તુને નુકસાનકારક અને નુકસાનકારકને લાભકારક, હિતને અહિત તથા અહિતને હિત, તેમ જ પ્રિયને અપ્રિય અને અપ્રિયને પ્રિય સમજી લેનારું મન કોનાથી અજાણ્યું છે? એમ જણાવી, અર્થાત્ વસ્તુની હાલત ગમે તે હોય, પણ તેની નાનારંગી કલ્પના જ ચિત્તને આવરી લઇ નાનારંગી બનાવે છે એવી લોકપ્રતીતિને રજૂ કરી, સત્ય-શીલ-સદાચારથી સધાનારી ચિત્તશુદ્ધિમાંથી પ્રગટનાર વિશુદ્ધ અનુભૂતિ અને પ્રમિતિ ઉપર જીવનસ્વાસ્થ્ય

અવલંબિત હોવાનું નિરૂપ્યું. **જગત્કર્તૃત્વવાદે** ઇશ્વરનું ઐશ્વર્ય (સામર્થ્ય) વર્ણવી તેની તરફ ભક્તિ કેળવવાનું ઉપદેશી તે ભક્તિના અનુસંધાનમાં તેના સાચા ફળ રૂપે સચ્ચરિત્ર બનવાનું ઉદ્‌ઘોષ્યું—એ અભિપ્રાયથી કે સચ્ચરિત્ર વગર ભક્તિ નહિ અને ભક્તિ વગર સચ્ચરિત્રનો વિકાસ નહિ. **જગત્કર્તા ઇશ્વર નહિ માનનાર** વાદે આત્માને સ્વયંભૂ શક્તિશાલી બતાવી આત્મા ઉપરનાં કાર્મિક આવરણોનાં આક્રમણોને ખસેડવામાં પોતાના સમર્થ આત્મબળનો ઉપયોગ કરવાનું પ્રરૂપ્યું. આમ પરસ્પર વિરુદ્ધ દેખાતા પૌરાણિક વાદોના પુરસ્કર્તાઓએ પોતપોતાના વાદના પુરસ્કરણના મૂળમાં જીવનને સદ્‌ગુણી, સદાચરણી, સત્કર્મા બનાવવાનું જ એકમાત્ર મુખ્ય ધ્યેય રાખ્યું છે આ ધ્યેયને કોઇ પણ મતાવલંબી દાર્શનિક કે વાદી સાધી શકે છે અને એમ કરી પોતાના કલ્યાણસાધનની સાથે સાથે આ પ્રત્યક્ષ દુનિયાને રૂડી બનાવવામાં પોતાનો યથાશક્તિ પ્રશંસનીય ફાળો આપી જાય છે, જેનાથી અધિક શ્રેયસ્કર બીજું શું હોઇ શકે?

અનેકાન્તદૃષ્ટિ યા વિવિધનયદૃષ્ટિના વિષય–પ્રદેશનું એક વધુ સ્થળ આ નીચે રજૂ કરવામાં આવે છે:—

(૧) કાળ

કરેલાં શુભાશુભ કર્મો તરત ઉદયમાં આવતાં નથી, પણ પરિપક્વ થયા પછી ઉદયમાં આવે છે, માટે **કર્મને** પણ પોતાનું ફળ બતાવવામાં કાળની અપેક્ષા છે. કાર્યસિદ્ધિને અનુકૂલ ઉદ્યમ પણ સફલ થવા માટે થોડો ઘણો વખત લે

જ છે આંબો વાવ્યો કે તરત જ ફળ ઉત્પન્ન થતું નથી. આગબોટ કે મોટર હંકારી યા એરોપ્લેન ઉડયું કે તરત જ ગન્તવ્ય સ્થળે પહોંચતા નથી– કેરીની ગોટલીમાં આંબો બનવાનો **સ્વભાવ** છે, અને ઉદ્યમ વગેરેની અનુકૂલતા છે, છતાં કાળની મર્યાદા પ્રાપ્ત થયા વગર તે ગોટલી આંબો બની શકતી નથી, માટે સ્વભાવને પણ કાળની દરકાર છે શિયાળામાં ઠંડી પડે, ઉન્હાળામાં ગરમી પડે, વર્ષાઋતુમાં વરસાદ પડે, વસન્તઋતુમા વૃક્ષો સુપલ્લવિત બને, યૌવનવયમાં પુરુષને દાઢી–મૂછ આવે એ વગેરે ઘણી ઘણી બાબતો ઉપરથી કાળની નિમિત્તકારણતાનું સામર્થ્ય જાણી શકાય છે કાળ જિન્દગીના બનાવોમાં અગત્યનો ભાગ ભજવે છે એમ કહ્યા સિવાય રહી શકાય તેમ નથી મોક્ષને માટે પણ **ભવસ્થિતિના પરિપાકની** જે આવશ્યકતા છે તે પણ કાલની લબ્ધિ જ છે

(૨) **સ્વભાવ**

'ચોખા વાવ્યા હોય તો ચોખા જ અને ઘઉં વાવ્યા હોય તો ઘઉં જ ઉગે એ મહિમા સ્વભાવનો છે. 'એમાં' કાળની મર્યાદાને અવશ્ય સ્થાન છે, છતા બીજના સ્વભાવ પ્રમાણે જ ફલસિદ્ધિ થવાની આંબાના ગોટલામા આંબો બનવાનો સ્વભાવ છે, માટે જ આંબાનો ગોટલો વાવવાથી ઉદ્યમ દ્વારા, કાલમર્યાદાનુસાર ભાગ્યવાનને કેરી પ્રાપ્ત થઇ શકે છે કાળ, ઉદ્યમ વગેરે હોવા છતાંય સ્વભાવવિરુદ્ધ કંઇ કાર્ય થઇ શકતું નથી ચેતન, અચેતનના સ્વભાવ પ્રમાણે કાર્ય બન્યા કરે છે' નિઃસન્દેહ, સ્વભાવનું જબરદસ્ત સ્થાન છે

(૩). કર્મ

સુખ–દુઃખ અને તેની સાથે સમ્બન્ધ ધરાવતી વિવિધ દશાઓ કર્મની વિચિત્રતા ઉપર આધાર રાખે છે. સવળું કરતાં અવળું અને અવળું કરતાં સવળું થાય એની પાછળ કર્મનું સામર્થ્ય છે. આકસ્મિક લાભ અને આકસ્મિક આફત એ કાર્મિક બળના અદ્ભુત નમૂના છે. સંસારવર્તી સમગ્ર જીવો કર્મનાં બન્ધનોથી બદ્ધ હોવાથી તદનુસાર ભિન્નભિન્ન પરિસ્થિતિઓમાં તેમને મુકાવું પડે છે, તરહતરહની અવસ્થાઓમાંથી પસાર થવું પડે છે. કર્મનું પ્રાબલ્ય સહુ કોઇને જાણીતું છે.

(૪) ઉદ્યમ.

ઉદ્યમની મહત્તા પણ માન્યા વગર ચાલે તેમ નથી. કેવલ કર્મને પ્રધાન માનનારે જાણવું જોઇએ કે કર્મને ઉત્પન્ન કરનાર કોણ? જીવ પોતે. જીવ પોતે પોતાના વ્યાપારથી કર્મો બાંધે છે, કર્મો સાથે બંધાય છે કર્મને ઉદિત થવામાં પણ પ્રવૃત્તિ–પ્રયત્નનો સહકાર છે. શુભ કર્મ અશુભ કર્મના રૂપમાં અને અશુભ કર્મ શુભ કર્મના રૂપમાં ફેરવાય છે એ પ્રયત્નનું કાર્ય છે. કર્મની ગતિ જ્યાં નથી ચાલતી ત્યાં **ઉદ્યમની ધજા ફરહરે છે.** કર્મનું ('અદૃષ્ટ'નું) કામ ભવચક્રમાં જીવને ભમાવવાનું–ફેરવવાનું છે, ત્યારે ઉદ્યમ–પ્રયત્ન–પુરુષાર્થ કર્મોની સામે લડત ચલાવી કર્મકટકને ધ્વસ્ત કરી આત્માને મુક્તિ–ધામે લઇ જાય છે. કૈવલ્યને પ્રગટાવવામાં કર્મનું બળ કારણ નથી, પણ કર્મોનો ક્ષય જ–કર્મક્ષયસાધક પ્રયત્ન જ એક માત્ર કારણ છે.

આ પ્રકારની ઉદ્યમની–પ્રયત્નની–આત્મબળની–અસાધારણ વિશેષતાઓ ધ્યાનમાં લેતાં 'કર્મ'ના મહત્ત્વ તરફ **એકાન્ત પક્ષપાત** રાખવો અસ્થાને છે કર્મ ('અદૃષ્ટ'ના અર્થમાં), કર્મ (ક્રિયાના અર્થમા) પર અવલંબિત છે, માટે, સારી–શુભ–પ્રશસ્ત ક્રિયા (સત્કાર્યો) કરવામાં, મનોવાક્કાય-વ્યાપારને શુદ્ધ કે શુભ રાખવામા દૃઢ–સંકલ્પી બની રહેવું એ જ કર્મતન્ત્રને સુધારવા અને નાબૂદ કરવાનો ઉપાય છે એમ જ્ઞાની સન્તો તરફથી ઉપદેશવામાં આવ્યું છે. કેવળ કર્મવાદી માણુસ . સફલતાથી વંચિત અને પોતાના "દારિદ્રય"ને ખંખેરવામાં અસમર્થ રહે છે

જો કે પુરુષાર્થને કાળ, સ્વભાવ વગેરેની અપેક્ષા રહે જ છે, તો પણ વિજય આપવામાં તે **એક્કો** છે. વર્તમાન યુગમા રેલ્વે, મોટર, ટેલીગ્રાફ, વાયરલેસ ટેલીગ્રાફ, ફોનોગ્રાફ, એરોપ્લેન, રેડિયો, અણુબોમ વગેરે જે નવી નવી શોધો નિકળી છે, જેનો ઉપયોગ આમ જનતામાં વ્યાપક બન્યો છે, અને બીજા નવા નવા આવિષ્કારો જે નિકળતા જાય છે તે પુરુષાર્થ–બળનાં જ્વલન્ત ઉદાહરણ છે પુરુષાર્થ ફોરવનારી પ્રજા આગળ વધે છે અને પોતાના ઉત્કર્ષ તથા અભ્યુદયને ખિલવે છે, અને અકર્મણ્ય પ્રજા પોતાના નિઃસત્ત્વપણાને લીધે પાછળ રહે છે અને બીજાની ગુલામી નીચે એને કચડાવું પડે છે [ અવશ્ય, ઉદ્યમથી પ્રાપ્ત થતી સિદ્ધિનો દુરુપયોગ કરવામાં આવે તો એ ઉદ્યમનો કે સિદ્ધિનો વાંક નથી, પણ સિદ્ધિનો દુરુપયોગ કરનારનો વાંક છે ]

## (૫) નિયતિ

'નિયતિ' એટલે ભાવિભાવ અથવા ભવિતવ્યતા. અવશ્ય ભાવિભાવ અવશ્ય બને છે એ પ્રમાણે 'નિયતિ'નો અર્થ આપી શકાય. અનુકૂલ સંજોગોથી ખેતી પાકીને તૈયાર થઇ, પણ હિમ પડવાથી યા તીડનાં ઝુંડનાં આક્રમણથી અથવા કોઇ અનિવાર્ય આકસ્મિક ઉપદ્રવથી ખેતી નષ્ટ થાય તે ભાવિભાવનું ઉદાહરણ છે. ફલસિદ્ધિ સાંપડવાના અણીના વખતે જ બીમારી કે બીજું કોઇ આકસ્મિક પ્રબલ વિઘ્ન આવી પડતાં ફલસિદ્ધિ અટકી પડે તે 'નિયતિ'નો પ્રભાવ મનાય છે સટ્ટા, લોટરી વગેરેમા વગર મહેનતે ધનવાન્ બની જવાનું પણ 'નિયતિ' પર મુકાય છે

'નિયતિ' જીવોના સમ્બન્ધમાં એક પ્રકારનું અનિવાર્ય કર્મ કહી શકાય, જેને જૈન પરિભાષામાં 'નિકાચિત' કર્મ કહેવામાં આવે છે.' જે કર્મ અભેદ્ય હોઇ અવશ્ય (વિપાકોદયથી) સુખ કે દુઃખરૂપે ભોગવવું પડે તે નિકાચિત કર્મ આવા પ્રકારનું કર્મ અવશ્ય ભોગવવું પડતું હોવાથી તેના ફળનો ઉદય "ભાવિભાવ"ના નામથી ઓળખાય છે. અનિવાર્ય વિલક્ષણ કર્મનો 'કર્મ'માં સમાવેશ થઇ શકવા છતાં, તેની વિશેષતાને અંગે તેનો 'નિયતિ'ના નામે પૃથક્ નિર્દેશ કરવામાં આવ્યો છે

પાંચે કારણોની સત્તા જોઇ. એ પાંચે પોતપોતાન્ સ્થાને ઉપયોગી છે. એક કારણને સર્વથા પ્રાધાન્ય બીજાને ઉડાવી દેવાય જ નહિ અથવા સર્વથા

મૂકી શકાય જ નહિ કાલવાદી કાલને જ પ્રાધાન્ય આપી, બીજાઓનું યથાયોગ્ય મૂલ્ય ન આંકે તો તેની તે ભ્રાન્તિ ગણાય તેવી રીતે સ્વભાવવાદી, કર્મવાદી, ઉદ્યમવાદી માટે પણ, સમજવું પાંચે કારણોને યથોચિત ગૌણ-મુખ્યભાવે માનવામાં જ **સમ્યગ્દૃષ્ટિ** રહેલી છે એથી વિપરીત **એકાન્તવાદ** તરફ જવું એ મિથ્યાદૃષ્ટિ છે

પાંચે કારણોના સહયોગના દાખલા પણ આપણી સામે મોજૂદ છે સ્ત્રીથી બાળક ઉત્પન્ન થવામાં પાંચે કારણો જોવાય છે કાળ (ગર્ભકાળ પૂરો થયા) વગર બાળક જન્મે જ નહિ એ સ્પષ્ટ છે. પ્રસવસ્વભાવવાળી સ્ત્રીથી જ બાળક જન્મે એ પણ સ્પષ્ટ છે, એટલે ત્યાં સ્વભાવ પણ કારણરૂપે ઉપસ્થિત છે ઉદ્યમ તો ત્યાં હોય જ પૂર્વકર્મની અનુકૂલતા હોય તો જ એ વસ્તુ બને અને નિયતિનો વિરોધ હોય તો એ વસ્તુ બને જ નહિ આમ પ્રસૂતિમાં પાંચે કારણોનો સમવાય વર્તે છે વિદ્યાભ્યાસમાં આગળ વધી ઉંચી કક્ષાને પસાર કરવામાં પણ આ કારણસામગ્રીનું સાન્નિધ્ય જોવાય છે ત્યાં કાળની મર્યાદા છે, વિકાસગામી ઉદ્યમ છે, શિક્ષણયોગ્ય સ્વભાવ પણ છે અને કર્મની અનુકૂલતા તથા નિયતિની અપ્રતિકૂલતા પણ છે પાંચે કારણોની પ્રધાનતા જ બધે હોય એમ સમજવાનું નથી, પણ ગૌણતાએ કે મુખ્યતાએ પાંચે કારણો અવશ્ય વિદ્યમાનતા ધરાવતાં હોય છે

કાળની મર્યાદા ઉદ્યમ વગેરેથી બદલાવી શકાય છે અન્નફલાદિ પાકવામાં અમુક વખતની મર્યાદા નિયમિત નથી;

વૃક્ષનાં ફળ પાકવાનો સમય જુદા જુદા દેશમાં ભિન્નભિન્ન હોય છે. અન્ય દેશોમાં યન્ત્રો દ્વારા ખેતીનો પાક હિન્દુસ્તાનની અપેક્ષાએ જલદી તૈયાર કરી શકાય છે. હાથથી બનાવાતી વસ્તુમાં વધુ વખત લાગે છે, જ્યારે યન્ત્ર દ્વારા થોડા વખતમાં તૈયાર કરી શકાય છે. પૂર્વકાળમાં જ્યારે રેલ્વે નહોતી ત્યારે વીરમગામથી કાશી પહોંચતાં મહીનાના મહીના લાગતા, જ્યારે વર્તમાન યુગમાં રેલ્વે દ્વારા ત્રીજે દિવસે પહોંચી શકાય છે; અને એરોપ્લેનથી સુદૂર પ્રદેશમાં પણ કેટલી ઝડપે પહોંચી શકાય છે તે અજાણ્યું નથી. આ પ્રમાણે કાળની મર્યાદામાં ઉદ્યમ વગેરેથી ફેરફારની શક્યતા પ્રત્યક્ષ જોઇ શકાય છે. છતાં સામાન્યત: કાળની થોડી ઘણી મર્યાદા તો સર્વત્ર ( દરેક કાર્યની સિદ્ધિમાં ) જરૂર રહે છે. માટે કાળ સ્વતન્ત્ર નહિ, પણ ઉદ્યમ, સ્વભાવ વગેરેને અવલંબીને જેટલે દરજ્જે કાર્યસાધક ( કાર્યસાધનમાં ઉપયોગી ) હોય તેટલે દરજ્જે તેની મહત્તા માનવી ન્યાય્ય છે. કાળની ઉપયોગિતા માનવામાં બીજું પણ કારણ એ નજરે ચઢે છે કે કાર્યનો પ્રારંભ કરીને કાર્ય પૂર્ણ ન થાય ત્યાં સુધી માણસ ધીરજ રાખતાં શીખે. નહિ તો કોઇ કામને માટે ક્રિયા પ્રારંભ કરીને તરત જ કે પૂરતા વખત પહેલાં—અસમયમાં જ—ફલેચ્છા રાખવા જતાં તેમ ન બનવાને લીધે માણસ નિરાશ થઇ જાય, અને કાર્ય સાધવાના ઉદ્યમમાં ઢીલો પોચો પડી જાય તો ફળથી વંચિત રહે. જ્યારે કાળને કારણ માનવામાં આવે ત્યારે એમ બંધાય કે કાળે કરી ફળ મળશે, અર્થાત્ કાળક્રમે સિદ્ધ થાય. આથી માણસ કાર્યમાં ઉદ્યમી રહે

કાળની મર્યાદા ઉલ્લંઘનીય છે, તેમ સ્વભાવની મર્યાદા ઉલ્લંઘનીય નથી. છતા વ્યવહારદૃષ્ટિએ સ્વભાવનુ પણ અતિક્રમણ થતું જોવાય છે ક્રોધી માણસનો ક્રોધી સ્વભાવ શાન્તાત્મા સન્તના સત્સંગથી ઓછો થઇ જઇ શકે છે સત્સંગના બળે દુર્જન પ્રકૃતિ સજ્જન પ્રકૃતિમાં ફેરવાઇ જાય છે સોબત પ્રમાણે સારા ખરાબ થઇ જાય છે અને ખરાબ સારા વળી, ભિન્નભિન્ન વસ્તુઓનું મિશ્રણ કરવાથી એ વસ્તુઓના મૂળસ્વભાવમાં ફેર પડે છે અને અન્ય જ સ્વભાવ પેદા થાય છે જેમકે પિત્તસ્વભાવવાળી સૂંઠ અને કફસ્વભાવનો ગોળ એ બેનું મિશ્રણ થતાં તેમાં કફ કે પિત્તના સ્વભાવનો દોષ રહેતો નથી

કર્મમાં-પૂર્વકર્મમાં પણ ફેરફાર થાય છે એનાં સ્થિતિ-રસમા ફેરફાર થાય છે કોઇ કર્મ વહેલું પણ ઉદયમાં આવે છે કર્મનાં ઉપશમ, ઉદ્વર્તન, અપવર્તન, સંક્રમણ થઇ શકે છે આત્મબળથી, 'નિકાચિત' સિવાયનાં કર્મને વિપાકોદયથી ભોગવ્યા વગર નષ્ટ કરી શકાય છે. કર્મથી મળેલ શરીર, ઇન્દ્રિયો વગેરેને જો યોગ્ય રીતે કેળવવામાં ન આવે તો તેમનો વિકાસ થઇ શકતો નથી, માટે કર્મથી મળેલ વસ્તુઓના વિકાસનો લાભ ઉદ્યમને આભારી છે. જે સારી કેળવણી મેળવી પોતાનાં શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, હૃદયનો યોગ્ય વિકાસ સાધે છે તે પોતાના તે પ્રકારના પ્રશસ્ત ઉદ્યમ અને પ્રયત્નથી પોતાના જીવનનું હિત સાધવા સાથે તેને સુખી બનાવે છે

જેમ કેવળ ભાગ્ય ઉપર આધાર રાખનાર માણસ પુરુષાર્થના અભાવે પોતાના જીવનનો વિકાસ કરી શકતો નથી અને અકર્મણ્યતાના પરિણામે નિઃસત્ત્વ બની પોતાની જિન્દગીને નિઃસાર બનાવે છે તેમ, જેઓ કર્મને-પૂર્વકર્મને માનતા નથી તેઓ ભયંકર ભ્રાન્તિમાં ગોથાં મારતા હોય છે કર્મવાદની ઉપયોગિતા વિષે ગયા પ્રકરણમાં વિવેચન થઈ ગયું છે કર્મવાદને અવગણનાર માણસને આત્મા જેવા વિશિષ્ટ તત્ત્વની પ્રતીતિ ન હોવાથી વિપત્તિના વખતે તેને સહવામાં તે સમભાવ રાખી શકતો નથી, કલ્યાણસાધનની સાચી ભૂમિ તેવાને અજ્ઞાત અને અગમ્ય હોવાથી પોતાનો સાચો જીવનવિકાસ સાધવામાં તેઓ કામયાબ થઈ શકતા નથી.

આ કાળ વગેરે પરસ્પર સાપેક્ષપણે કારણભૂત હોઇ સમવાયી કારણ કહેવાય છે સમવાયી કારણ એટલે ભેગા મળીને કામ કરનાર કારણ

નયવાદનો કલ્યાણરૂપ સાર એ રીતે કહી શકાય કે —

**"નિશ્ચયદૃષ્ટિ હૃદય ધરીજી પાળે જે વ્યવહાર,**
**પુણ્યવંત તે પામશેજી ભવસમુદ્રનો પાર."**

અર્થાત્–નિશ્ચયદૃષ્ટિ એટલે આત્માનુ વાસ્તવિક સત્યરૂપ **વીતરાગતા**, તેને પોતાના હૃદયમા રાખી–ધ્યેય બનાવી તેના અનુશીલનરૂપે પ્રાણીમાત્ર તરફ શુદ્ધ વાત્સલ્ય (શુદ્ધ પ્રેમ અથવા મૈત્રી)ને કેળવનાર અને તેને અનુરૂપ સદ્–વ્યવહારથી પોતાના જીવનને ઉજ્જવલિત રાખનાર મનુષ્ય સ મારને તરી જશે

તાત્પર્ય કે નિશ્ચયદષ્ટિ (શુદ્ધ પ્રેમ), વ્યવહારને, તેમા પેસી જતી અશુદ્ધિઓ હટાવી, શુદ્ધ બનાવે છે જે પ્રમાણે ભર દરિયામા રાત્રિના અન્ધકારમા મુસાફરી કરનાર વહાણને દીવાદાડીના પ્રકાશની મદદથી સુકાની ખરાબા સાથે અથડાતુ બચાવી લઇ નિર્ભય માર્ગે હ કારી જાય છે, તે જ પ્રમાણે નિશ્ચયદષ્ટિ, મોહાન્ધકારને દૂર કરી વિવેકજ્ઞાનનો પ્રકાશ પાથરી પોતાના સમ્બન્ધના અથવા અન્ય સાથેના ઉચિત વ્યવહારને અ ગે કરાતા કોઇ પણ વર્તનને અશુદ્ધતામા–મલિનતામા સરકી જતુ અટકાવી શુદ્ધ માર્ગે વહાવી એ માર્ગને સીધો, સરળ અને કાંટાઝાખરા વગરનો સંમારી અવસ્થામા સ્વપરહિત (ભૌતિક

આધ્યાત્મિક હિત)ના અંગે કરાતા વ્યવહાર-આચરણમાંથી છૂટી શકાતું નથી, છૂટી જવું ઇષ્ટ પણ નથી. અને વ્યવહાર, જો તે શુદ્ધ હોય, એટલે કે જેના મૂળમાં શુદ્ધ પ્રેમ-વિશ્વપ્રેમ-આત્મપ્રેમ વિલસતો હોય તો મોક્ષપ્રાપ્તિમાં બાધક થતો નથી એ વાત સ્મરણ-પટ પર કોતરી રાખવા યોગ્ય છે

આ નિશ્ચયદૃષ્ટિ જેના મનોમન્દિરમાં પ્રકાશતી હોય તેના બાહ્ય જીવન પર-તેના વર્તનવ્યવહાર પર એ દૃષ્ટિનું અજવાળું કેવું ચમકી રહે એ કલ્પી શકાય છે. એવો સજ્જન પોતાની પત્ની અથવા પોતાનો પતિ, પોતાના નોકર-ચાકર કે પોતાનો શેઠ, પોતાના ઘરાક યા પોતાના સગાસંબંધી, અથવા પોતાના સંપર્કમાં આવનાર કોઇ પણ માણસ સાથે નીતિ અને વાત્સલ્યથી સુવાસિત વ્યવહાર રાખશે અહીં આપણે ખ્યાલ કરી લઇએ કે આવો ઉમદા વ્યવહાર ચિત્તની ઉચ્ચતા અને ઉદાત્તતા કેટલી સધાઇ હોય ત્યારે મૂર્તિમન્ત બની શકે સાચી કલ્યાણયાત્રા આ જ છે

નિશ્ચય અને વ્યવહાર બન્નેનો સરખી રીતે અમલ કરવાનો જ્ઞાની મહાત્માઓનો ઉપદેશ એમ જણાવે છે કે માણસે પોતાનું અન્તરંગ તથા બાહ્ય બન્ને જીવન ઉંચું અને શુદ્ધ રાખવું જોઇએ

નયવાદના પ્રસંગે; દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની દૃષ્ટિ કેટલી ઉપયોગી છે એ પણ જરા વિચારી લઇએ એ દૃષ્ટિ

વસ્તુનું સમ્યક્ દર્શન થવામાં ઉપયોગી છે, તેમ જ કૃત્ય અને અકૃત્ય તથા તેના પરિણામનો વિચાર કરવામાં-કાર્યના કર્તવ્યપણા કે અકર્તવ્યપણાનો નિર્ણય કરવામાં-ઉપયોગી છે.

અહીં ૩૪૫ મા પૃષ્ઠ પર આવેલો "उत्पद्यते हि सावस्था × × ×" એ શ્લોક યાદ કરી જવો જોઇએ, જે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની જ વાત કરે છે તાત્પર્ય એ છે કે નીતિશાસ્ત્રે અથવા ધર્મશાસ્ત્રે સામાન્ય નિયમ તરીકે-ઉત્સર્ગ માર્ગ તરીકે એકપક્ષે અમુક વસ્તુ કરવી જોઇએ અથવા અમુક રીતે વર્તવું જોઇએ, અને અન્યપક્ષે અમુક વસ્તુ ન કરવી જોઇએ અથવા અમુક રીતે ન વર્તવું જોઇએ એમ ઠરાવ્યું હોય તો પણ તે વિધિવાક્ય અથવા નિષેધવાક્ય હમેશને માટે અને બધી પરિસ્થિતિમાં લાગૂ પડે છે એમ સમજવું એ એકાન્ત છે અને ભૂલ છે અમુક વખતે, અમુક સ્થળે અમુક કરવું કે ન કરવું, એ યોગ્ય છે કે અયોગ્ય એ તે તે પ્રસંગના દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ ( તે તે વખતનાં સંજોગ, પરિસ્થિતિ ) જોઇને નક્કી કરવાનું છે દેશકાલાદિ અંગે પરિસ્થિતિ બદલાતાં, જે વાતને સામાન્ય નિયમ તરીકે કર્તવ્ય તરીકે જણાવવામાં આવી હોય તે વાત-પલટાયેલા સ્થિતિ-સંજોગોમાં-અકર્તવ્ય બને છે, અને જે વાતને અકર્તવ્ય તરીકે જણાવવામાં આવી હોય તે વાત પલટાયેલી પરિસ્થિતિમાં કર્તવ્યરૂપ બને છે આને અપવાદ માર્ગ કહે છે. આમાં નિયમનો ભંગ થતો નથી, પરન્તુ નિયમથી જે ઉદ્દેશ સિદ્ધ કરવાનો હોય છે તે જ ઉદ્દેશ, અથવા તેના જેવો અન્ય ઉચ્ચ ઉદ્દેશ, પલટાયેલી પરિસ્થિતિમાં અપવાદ માર્ગનો આશ્રય

લઇ પાર પાડવામાં આવે છે. બેશક, નિયમનો માર્ગ અસ્વીકારીને અપવાદનો આશ્રય લેતી વખતે ખૂબ જ સતર્કતા રાખવાની જરૂર છે. આ અનેકાન્તદૃષ્ટિની જ બાબત છે.

ઉત્સર્ગ અને અપવાદ એ બન્ને માર્ગનું લક્ષ્ય એક જ હોય છે. જે કાર્યને માટે ઉત્સર્ગનો નિર્દેશ કરવામાં આવે છે તે જ કાર્ય માટે અપવાદનો નિર્દેશ કરવામાં આવે છે. અર્થાત્ જે બાબત (હેતુ)ને ઉદ્દેશીને ઉત્સર્ગ પ્રવર્તે છે, અપવાદ પણ તે જ બાબત (હેતુ)ને ઉદ્દેશીને પ્રવર્તે છે. દાખલા તરીકે, જેમ, મુનિને વિશુદ્ધ આહાર ગ્રહણ કરવાનું–ઉત્સર્ગ–વિધાન સંયમના પરિપાલન માટે છે, તેમ, અન્યવિધ પ્રસંગ પર (માંદગી આદિના વખતે, બીજો રસ્તો ન હોઇ) અનેષણીય (મુનિને માટે બનાવેલ હોઇ અથવા એવા અન્ય કારણે ન ખપે એવો) આહાર ગ્રહણ કરવાનું–અપવાદ–વિધાન પણ સંયમના પરિપાલન માટે જ છે આમ એ બન્ને–ઉત્સર્ગ તથા અપવાદ–નો હેતુ એક જ છે આ બાબતમાં, અગાઉ કહેવાઇ ગયું છે તેમ, જેમ, એક અવસ્થામાં જે અપથ્યનો ત્યાગ રોગના શમન માટે છે તે જ અપથ્યનું–બીજી અવસ્થામાં–ગ્રહણ પણ રોગના શમન માટે છે (એક અવસ્થાનું અપથ્ય બીજી અવસ્થામાં પથ્ય બને છે), આમ અવસ્થાભેદે પથ્ય–અપથ્યનું ગ્રહણ જેમ રોગશમનરૂપ એક જ હેતુ માટે હોય છે, તેમ, એષણીય–અનેષણીય આહારઆદિનું ગ્રહણ પણ સંયમના પરિપાલનરૂપ એક જ હેતુ માટે છે:

ધર્મનું અનુશાસન સત્યનિષ્ઠ બનવાનું છે. પણ પશુપ્રાણીને હણવા તેની પાછળ પડેલ ઘાતકી માણસના, એ (પશુપ્રાણી) કઇ તરફ ગયાનું પૂછવા ઉપર, જાણવા છતાં એની રક્ષા માટે, ન છૂટકે, અતથ્ય બોલવું પડે તો તેમ બોલવાનું અપવાદવિધાન પણ ઉત્સર્ગ–વિધાનની જેમ અહિંસાની સાધના માટે હોઇ કર્તવ્યરૂપ* થઇ પડે છે આમ ઉત્સર્ગ અને અપવાદ એ બન્નેનું એક જ લક્ષ્ય છે

એ જ પ્રમાણે, સ્ત્રીનો સ્પર્શ સાધુને માટે નિષિદ્ધ છતાં કોઇ સ્ત્રી નદી, આગ કે એવી બીજી કોઇ વિકટ આફતમાં સપડાઇ પડી હોય તેવા વખતે તેને–અડીને પણ–બચાવવાનો ધર્મ સાધુને પણ પ્રાપ્ત થાય છે સાધુને માટે વિહિત સ્ત્રીસ્પર્શનિષેધની પાછળ બ્રહ્મચર્ય સલામત રહે એ દૃષ્ટિ છે, જે અહિંસાની એક પ્રદેશભૂમિ છે, તેમ એ આપવાદિક સ્પર્શ પણ બ્રહ્મચર્યની વિશાલભૂમિરૂપ અહિંસાના પોષણ માટે છે આમ સ્પર્શનિષેધ તથા સ્પર્શ બન્નેનું એક જ લક્ષ્ય છે

'નિક્ષેપ'

જ્ઞાનનું વાહન ભાષા છે. અમૂર્ત જ્ઞાન ભાષામાં ઊતરી મૂર્તરૂપ બની વ્યવહાર્ય બને છે. ભાષા શબ્દાત્મક છે, અને

---

*"यस्तु संयमगुप्त्यर्थं न मया मृगा उपलब्धा इत्यादि[illegible] न दोषाय" ।

('સૂયગડ' અંગના ૮ મા અધ્યયનની ૧૯ મી ર[illegible])

શબ્દનો સામાન્ય અર્થપ્રયોગ ચાર રીતનો જોવામાં આવે છે, જેને 'નામ', 'સ્થાપના', 'દ્રવ્ય' અને 'ભાવ' કહેવામાં આવે છે દાખલા તરીકે 'રાજા' લઇએ. 'રાજા' કોઇનું નામ હોય ત્યારે તે એ નામથી વ્યવહૃત થાય છે. એ 'નામ'-માત્રથી રાજા હોઇ નામ–રાજા છે 'રાજા' શબ્દનો આ અર્થ નામનિક્ષેપ કહેવાય. રાજાની મૂર્તિ, છબી કે ચિત્રને પણ રાજા કહેવામાં આવે છે જેમ ભગવાન્‌ની મૂર્તિને ભગવાન, ગાન્ધીજીની મૂર્તિને ગાન્ધીજી કહેવામાં આવે છે તેમ. એ સ્થાપના-(ચિત્ર, છબી, મૂર્તિ)ના રૂપે રાજા હોઇ સ્થાપના–રાજા છે. 'રાજા' શબ્દનો આ અર્થ સ્થાપના–નિક્ષેપ કહેવાય મૂળ વસ્તુનો એની મૂર્તિ, છબી કે ચિત્રમાં આરોપ કરવો એ સ્થાપના–નિક્ષેપ કહેવાય જે ભૂતકાળમાં રાજા હતો અથવા ભવિષ્યમાં રાજા થનાર છે તેને પણ 'રાજા' કહેવામાં આવે છે. એ 'દ્રવ્ય'થી એટલે કે પાત્રપણાની અપેક્ષાએ રાજા હોઇ દ્રવ્ય–રાજા છે. 'રાજા' શબ્દનો આ અર્થ દ્રવ્યનિક્ષેપ કહેવાય દ્રવ્યનો અર્થ અહીં 'પાત્ર' કરવો ઘટે એની મતલબ એ કે જે ભૂતકાળમાં રાજા હતો અથવા ભવિષ્યમાં રાજા થનાર છે તે માણસ રાજાપણાનું અથવા રાજાપણાને 'પાત્ર' છે, જેમાં વર્તમાનકાળે રાજાપણું નથી, પણ ભૂતકાળમાં હતું અથવા ભવિષ્યમાં આવવાનું. જે રાજાપણાથી રાજમાન (શોભિત) હોય તે રાજા કહેવાય છે એ જાણીતું જ છે. એ 'ભાવ'થી એટલે કે યથાર્થપણે રાજા હોઇ ભાવ–રાજા છે. 'રાજા' શબ્દનો આ અર્થ ભાવ–નિક્ષેપ કહેવાય આમ, નામ–સ્થાપના–દ્રવ્ય–ભાવ એ રીતોથી શબ્દના અર્થવિભાગ કરાય છે.

ભગવાનની ભક્તિ, તેમના નામસ્મરણથી, તેમની મૂર્ત્તિપૂજાથી અથવા ગુરુભક્તિ મારફત કરી શકાય છે. કારણ કે સાચો ગુરુ એ દ્રવ્યભગવાન્ ગણી શકાય. આ રીતે નામ, સ્થાપના અને દ્રવ્ય એ ત્રણ નિક્ષેપ ભાવ–નિક્ષેપ તરફ દોરી શકે છે.

## જૈનદર્શનની અસામ્પ્રદાયિકતા અને ઉદારતા

જૈનધર્મના સિદ્ધાન્તોને સ્ફુટ કરવા પ્રાચીન મહાન્ આચાર્યોએ સર્જેલી ગ્રન્થસમ્પત્તિ વિશાળ પ્રમાણમાં છે, જેમાં મહાન્ પુરુષોએ મધ્યસ્થપણે તત્ત્વનિરૂપણ કરતાં લોક-કલ્યાણ તરફ મુખ્ય દૃષ્ટિ રાખી છે. મૂળ આગમોમાં તો નિર્મળ સમભાવનાં વિશાળ ઝરણ આપણે જોઈ શકીએ છીએ; પણ એ પછીના શમભાવી મહાન્ આચાર્યોના રચેલા મહાન્ ગ્રન્થો પણ ઓછા મહત્ત્વના નથી ઉદાહરણાર્થ જુઓ આચાર્ય હરિભદ્રનો 'શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય' ગ્રન્થ. એ તત્ત્વપૂર્ણ સુન્દર ગ્રન્થમાં એ મહાન્ ગ્રન્થકાર સાધુ પુરુષના ઉમદા સમભાવ અને વાત્સલ્યનાં જે દર્શન થાય છે તેનાં અવતરણ આપવાને અહીં સ્થાન નથી. છતાં નમૂનારૂપે કંઈક જોઈએ.

એ ગ્રન્થમાં ત્રીજા સ્તબકમાં જૈનદર્શનસમ્મત

જગત્કર્તા નથી" એ સિદ્ધાન્ત યુક્તિપુરસ્સર [illegible]

પછી એ શમભાવસાધક અને ગુણપૂજક આચાર્ય લખે છે કેઃ—

ततश्चेश्वरकर्त्तृत्ववादोऽयं युज्यते परम् ।
सम्यग्न्यायाविरोधेन यथाऽऽहुः शुद्धबुद्धयः ॥१०॥

ईश्वरः परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्याः कर्त्ता स्याद् गुणभावतः ॥११॥

तदनासेवनादेव यत् संसारोऽपि तत्त्वतः ।
तेन तस्यापि कर्त्तृत्वं कल्प्यमानं न दुष्यति ॥१२॥

અર્થાત્—ઇશ્વરક-ર્તૃત્વનો મત આવી રીતની યુક્તિથી ઘટાવી પણ શકાય છે કે, પરમાત્મા ઇશ્વરે ફરમાવેલા માર્ગનું અનુસરણ કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે માટે મુક્તિના દેનાર ઇશ્વર છે એમ ઉપચારથી કહી શકાય અને ઇશ્વરદર્શિત સદ્ધર્મમાર્ગનું આરાધન નહિ કરવાથી ભવચક્રમાં જે પરિભ્રમણ કરવું પડે છે તે પણ ઇશ્વરનો ઉપદેશ નહિ માન્યાનું પરિણામ હોઇ ઇશ્વરે કરેલી શિક્ષારૂપ ગણાવી શકાય

'ઇશ્વર જગતનો કર્તા છે' એવા વાકય ઉપર જેમનો આદર બંધાયો છે તેમને અનુલક્ષીને (તેમના અનુરોધે) પૂર્વોક્ત પ્રકારની (ઇશ્વરક-ર્તૃત્વની) દેશના આપવામાં આવી છે એમ આચાર્ય મહારાજ નીચેના શ્લોકથી જણાવે છેઃ—

कर्त्ताऽयमिति तद्वाक्ये यतः केषाञ्चिदादरः ।
अतस्तदानुगुण्येन तस्य कर्त्तृत्व-देशना ॥१३॥

હવે બીજી રીતે, ઉપચાર વગર ઇશ્વરને જગત્કર્તા બતાવે છેઃ—

परमैश्वर्ययुक्तत्वान्मत आत्मैव वेश्वरः ।
स च कर्तेति निर्दोषः कर्तृवादो व्यवस्थितः ॥१४॥

અર્થાત્—ખરી રીતે આત્મા જ ઇશ્વર છે. કેમકે દરેક આત્મા (દરેક જીવ) એના સાચા રૂપમાં ઐશ્વર્યપૂર્ણ છે, અને સંસારમાં વર્તમાન આત્મા (જીવ) એ ચોખ્ખી રીતે કર્તા છે જ. આવી રીતે ઇશ્વરકર્તૃત્વવાદ (જગત્કર્તૃત્વ-વાદ) વ્યવસ્થિત થઇ શકે.

ઉપરના પાંચ શ્લોકો પછી એ જ વાતના અનુસંધાનમાં ઉપસંહાર કરતાં આચાર્ય મહારાજ કહે છે કે:—

शास्त्रकारा महात्मानः प्रायो वीतस्पृहा भवे ।
सत्त्वार्थसम्प्रवृत्ताश्च कथं तेऽयुक्तभाषिणः ? ॥१५॥
अभिप्रायस्ततस्तेषां सम्यग् मृग्यो हितैषिणा ।
न्यायशास्त्राविरोधेन यथाऽऽह मनुरप्यदः ॥१६॥

અર્થાત્—શાસ્ત્ર બનાવનારા ઋષિ-મહાત્માઓ પ્રાયઃ નિઃસ્પૃહ, પરમાર્થદૃષ્ટિવાળા અને લોકોપકારની વૃત્તિવાળા હોય છે. માટે તેઓ અયુક્ત ભાષણ કેમ કરે? અતઃ તેમનો અભિપ્રાય ન્યાયપુરસ્સર તપાસવો જોઇએ, કે અમુક વાત તેઓ કયા આશયથી કહે છે.

એ પછી (એ સ્તબકમાં) કપિલના પ્રકૃતિવાદની સમીક્ષા આવે છે. સાંખ્યમતાનુસારી વિદ્વાનોએ પ્રકૃતિવાદની જે વિવેચના કરી છે, તેમાં ઉપસ્થિત થતા દોષો જાહેર કરી પ્રકૃતિવાદમાં કપિલનું શું રહસ્ય સમાયેલું છે એ પ્રતિપાદન કરી છેવટે આચાર્ય મહારાજ કહે છે -

"एवं प्रकृतिवादोऽपि विज्ञेयः सत्य एव हि ।
कपिलोक्तत्त्वतश्चैव दिव्यो हि स महामुनिः" ॥४४॥

અર્થાત્-એ પ્રમાણે (પ્રકૃતિવાદનું જે ખરું રહસ્ય બતાવ્યું તે પ્રમાણે) પ્રકૃતિવાદ પણ યથાર્થ જાણવો. વળી તે કપિલનો ઉપદેશ છે, માટે સત્ય છે. કારણ કે તેઓ દિવ્યજ્ઞાની મહામુનિ હતા.

એ પછી છઠા સ્તબકમા ક્ષણિકવાદ, વિજ્ઞાનવાદ અને શૂન્યવાદની ખૂબ આલોચના કરીને અને તે વાદોમાં અનેક ઉભા થતા દોષો બતાવીને છેવટે આચાર્ય મહારાજ વસ્તુસ્થિતિ જાહેર કરે છે કે--

अन्ये त्वभिदधत्येवमेतदास्थानिवृत्तये ।
क्षणिकं सर्वमेवेति बुद्धेनोक्तं न तत्त्वतः ॥५१॥
विज्ञानमात्रमप्येवं बाह्यसंगनिवृत्तये ।
विनेयान् कांश्चिदाश्रित्य यद्वा तद्देशनार्हतः ॥५२॥
एवं च शून्यवादोऽपि सद्विनेयानुगुण्यतः ।
अभिप्रायत इत्युक्तो लक्ष्यते तत्त्ववेदिना ॥६३॥

અર્થાત્-મધ્યસ્થ પુરુષોનું એમ કહેવું છે કે 'બધું ક્ષણિક છે' એમ બુદ્ધે પરમાર્થદૃષ્ટિએ કહ્યું નથી, કિન્તુ રાગના કારણભૂત વિષયના નિત્યપણાની વાસનાને દૂર કરવાના ઉદ્દેશથી કહ્યું છે વિજ્ઞાનવાદ પણ તે પ્રકારની દેશનાને યોગ્ય શિષ્યોને આશ્રીને અથવા બાહ્યવિષયાસક્તિને દૂર કરવાના ઉદ્દેશથી કહેવામાં આવ્યો છે શૂન્યવાદ પણ યોગ્ય શિષ્યોને આશ્રીને વૈરાગ્યની પુષ્ટિ કરવાના આશયથી તત્ત્વજ્ઞાની બુદ્ધે કહ્યો જણાય છે.

આગળ જઇ, વેદાન્તના અદ્વૈતવાદની વેદાન્તાનુયાયી વિદ્વાનોએ જે વિવેચના કરી છે, તે પર આમ ઘણા દોષો બતાવી છેવટે આઠમા સ્તબકમાં આચાર્ય મહારાજ કહે છે કેઃ—

अन्ये व्याख्यानयन्त्येवं समभावप्रसिद्धये ।
अद्वैतदेशना शास्त्रे निर्दिष्टा न तु तत्त्वतः ॥८॥

અર્થાત્—મધ્યસ્થ મહર્ષિઓ એમ નિરૂપે છે કે, અદ્વૈતવાદ તાત્ત્વિક દૃષ્ટિએ નહિ પણ સમભાવની પ્રાપ્તિ માટે ઉપદેશવામાં આવ્યો છે

વળી જુઓ ઉદારતાના મનોહર ઉદ્‌ગારઃ—
હેમચન્દ્રાચાર્યનો

भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

આ શ્લોક તેમણે પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવની મૂર્તિના સાન્નિધ્યે સ્તુતિ કરતી વખતે ઉચ્ચાર્યો હતો એવી પરંપરાગત આખ્યાયિકા છે.

આ સ્તુતિશ્લોક કહે છે કેઃ—

સંસારના કારણભૂત રાગ, દ્વેષ આદિ સમગ્ર દોષો જેના ક્ષય પામ્યા છે તે આદ્ય બ્રહ્મા, વિષ્ણુ, શંકર અથવા જિન હોય તેને મારો નમસ્કાર છે.

મૂર્તિ એ આપણા વીતરાગતાના ઉચ્ચતમ આદર્શ-(પરમાત્મા)નું પ્રતીક છે. આદર્શને લેશ પણ નીચે ઉતાર્યા સિવાય કોઇ પ્રતીક ઉપર આપણા આદર્શનો આરોપ કરી તે પ્રતીકદ્વારા આદર્શ(પરમાત્મા)ની પૂજા-ભક્તિ થઇ શકે છે. દ્રોણાચાર્યે ભિલ્લ એકલવ્યને ધનુર્વિદ્યા શીખવવા જ્યારે ના પાડી ત્યારે તેણે (એકલવ્યે) દ્રોણાચાર્યનું—પોતાને આવડ્યું એવું પ્રતીક ગોઠવી તેના ઉપર ગુરુ તરીકે દ્રોણાચાર્યનો આરોપ કરી શ્રદ્ધાપૂર્વક ધનુર્વિદ્યા શીખવાનું શરૂ કર્યું અને છેવટે દ્રોણાચાર્યના પ્રિયતમ શિષ્ય અર્જુનને પણ ટપી જાય એવી ધનુર્વિદ્યા એ શીખ્યો. આ ઉદાહરણ કેટલું સૂચક છે! ખરેખર, આ ઉપરથી દિગંબરો અને શ્વેતાંબરો વચ્ચેના મૂર્તિના આકાર અને તેની સજાવટ વગેરે બાબતોના ઝઘડા કેવા ખોટા છે એ આપણને સમજાય તેમ છે.

આદર્શને કયા નામથી પૂજવું એ બાબતમાં પણ પ્રસ્તુત શ્લોક સ્પષ્ટ અજવાળું પાડે છે. આદર્શનું પૂજન અને ભક્તિ અમુક જ નામ ઉચ્ચારીને થઇ શકે એવું કંઇ નથી. ગમે તે નામ આપીને અને ઉચ્ચારીને આદર્શને પૂજી શકાય શ્રીયશોવિજયજી મહારાજ પણ (પરમાત્મ-પંચાશિકામાં) કહે છે કે:—

बुद्धो जिनो हृषीकेशः शम्भुर्ब्रह्मादिपूरुषः।
इत्यादिनामभेदेपि नार्थतः स विभिद्यते॥

અર્થાત્—બુદ્ધ, જિન, હૃષીકેશ, શંભુ, બ્રહ્મા, આદિપુરૂષ વગેરે જુદાં જુદાં નામ છતાં એ બધાંનો અર્થ એક જ છે. એક જ પરમાત્મા એ બધાં નામોથી અભિહિત થાય છે ×

તાત્પર્ય એ છે કે તમને ગમે તે મૂર્તિનું તમે આલંબન લો અને ગમે તે નામનું આલંગન લો, છતા, જેમની પૂજનીય મૂર્તિનો આકારપ્રકાર કે રચનાપ્રકાર ભિન્ન હોય અથવા જેઓ આદર્શ ઓળખાવવા માટે જુદા નામોનો ઉપયોગ કરતા હોય તેમની સાથે તે કારણે વિરોધ કે તકરાર કરવાનું કંઇ પણ સમર્થ કારણ નથી, એટલું જ નહિ, પણ તેમના પ્રત્યે આપણું વલણ આદરભાવયુક્ત હોવું જોઇએ

વીતરાગતા એ પ્રત્યેક માણસનું અન્તિમ સાધ્ય હોવું જોઇએ એ મુખ્ય મુદ્દો ચૂકયા સિવાય જૈનધર્મ અન્ય-સમ્પ્રદાયોની તત્ત્વવિષયક માન્યતા અને આચારપદ્ધતિ અથવા ક્રિયાકાંડ પ્રત્યે આદર ધરાવે છે એ નીચેના શ્લોક ઉપરથી સ્પષ્ટ થાય છે.—

जितेन्द्रिया जितक्रोधा दान्तात्मानो महाशयाः ।
परमात्मगतिं यान्ति विभिन्नैरपि वर्त्मभिः ॥

[યશોવિજયજી, પરમાત્મપચાશિકા]

અર્થ: જિતેન્દ્રિય, ક્રોધાદિકષાયરહિત, શાન્ત-મના મહાશયો જુદા જુદા માર્ગથી પણ પરમાત્મદશાએ પહોચી શકે છે

---

कैवल्यचिद्व्यापितयाऽसि विष्णु
शिवोऽसि कल्याणविभूतिपूर्णः ॥

[ તખ્તકની અનેકાન્તવિભૂતિ—દ્વાત્રિંશિકા ]

અર્થાત્ હે પ્રભુ ! તું રાગાદિદોષોનો જેતા હોવાથી જિન છે, પરમબુદ્ધિને પ્રાપ્ત થયેલ હોઇ બુદ્ધ છે, કેવલજ્ઞાનથી વ્યાપક છે તેથી વિષ્ણુ છે અને કલ્યાણવિભૂતિપૂર્ણ હોવાથી શિવ છે

અને તે પરમ આદર્શનો અનુયાયી, પછી તે શ્વેતામ્બર, દિગમ્બર, બૌદ્ધ કે બીજા ગમે તે નામથી ઓળખાતો હોય તો પણ તેનો આત્મા જો સમભાવભાવિત હોય તો મુક્તિ પ્રાપ્ત કરે છે એમાં કશો સન્દેહ નથી—એ વાત નીચેનો શ્લોક રજૂ કરે છેઃ—

**सेयंबरो य आसंबरो य बुध्धो य अहव अन्नो वा ।**
**समभावभाविअप्पा लहई मुक्खं न संदेहो ॥ २ ॥**

[ જયશેખર સૂરિની સમ્બોહસત્તરિ ]

કોઇ પણ માણુસ ગમે તે નામથી ઓળખાય એની કશી ચિન્તા નથી, પરન્તુ તે જો એમ માની બેસે કે દિગમ્બરત્વમાં ( નગ્ન રહેવામાં )જ મુક્તિ છે અથવા શ્વેતામ્બરત્વમાં (શ્વેત વસ્ત્ર ધારણ કરવામા ) જ યા વસ્ત્ર-ધારણમાં જ મુક્તિ છે, અથવા તત્ત્વવાદ કે તર્કવાદમાં નિપુણતા બતાવવામાં મુક્તિ છે, અથવા માત્ર પોતાના પક્ષની સેવા કરવામાં મુકિત છે તો એ પ્રકારની માન્યતાઓ ખોટી છે, કિન્તુ કષાયોમાંથી મુકિત એ જ સાચી [આધ્યાત્મિક] મુકિત છે—એ પ્રકારનો ઉપદેશ નીચેના શ્લોકથી મળે છેઃ—

नाशाम्बरत्वे न सिताम्बरत्वे
न तर्कवादे न च तत्त्ववादे ।
न पक्षसेवाऽऽश्रयणेन मुक्तिः
कषायमुक्तिः किल मुक्तिरेव ॥

અર્થાત્—દિગમ્બરપણામાં કે શ્વેતામ્બરપણામાં મુકિત નથી, તર્કવાદ, તત્ત્વવાદ કે શાસ્ત્રવાદમાં મુકિત નથી, તેમ જ

પક્ષસેવામાં અર્થાત્ સામ્પ્રદાયિક ઘેરાવાના સંકુચિત પૂતરી ણનવામાં મુક્તિ નથી, કિન્તુ કષાયોથી મુક્ત થવામાં જ મુક્તિ છે

દેશના (જ્ઞાનોપદેશ અથવા ધર્મોપદેશ) કેવી દેવી જોઇએ તે સમ્બન્ધમાં નીચેનો શ્લોક જુઓ !

चित्रा तु देशना तेषां स्याद् विनेयानुगुण्यतः ।
यस्यादेते महात्मानो भवव्याधि-भिषग्वराः ॥१३३॥

[યોગદૃષ્ટિસમુચ્ચય, હરિભદ્રસૂરિ]

**અર્થ:** આ [કપિલ, સુગત (બુદ્ધ) વગેરે] મહાત્માઓ ભવરોગના મહાન્ વૈદ્યો છે. તે કારણથી તેમની દેશના ((જ્ઞાનોપદેશ યા ધર્મોપદેશ) ભિન્નભિન્ન શ્રેણીના શિષ્યોની યોગ્યતાને અનુસરીને જુદા જુદા પ્રકારની હોય છે, હોઇ શકે છે, હોવી જોઇએ

તાત્પર્ય કે શ્રોતાજનોના અધિકારપરત્વે તેમને પચી શકે-તેમનાથી અમલમાં મૂકી શકાય-એવા પ્રકારની દેશના જુદા જુદા માણસો માટે જુદી જુદી હોય છે. કારણ કે આધ્યાત્મિક ઉન્નતિ એકદમ સાધી શકાતી નથી, પરન્તુ તે ક્રમિક હોઇ એક પછી એક પગથિયે તેમાં આગળ વધી શકાય છે. કૂદકો મારવા જતાં પગ ભાંગી જવાનો મોટો ભય છે અને ઘણાય પગ ભાંગી બેઠા છે એવા અનુભવો થયા છે. જેમ કુશલ વૈદ્ય પોતાના દર્દીઓના જુદા જુદા રોગોની પરીક્ષા કરી તે તે રોગને અનુસરીને જુદી જુદી દવા આપે છે અને અનુપાનો સૂચવે છે, તેમ જ પથ્યાપથ્ય-સમ્બન્ધમાં સૂચના કરે છે, તેમ ભવરોગના મહાન વૈદ્યો

પણ પોતાના શ્રોતાજનોની પરીક્ષા કરી તેમની યોગ્યતા અને અધિકારને અનુસરીને તેમને ઉચિત જુદી જુદી દેશના આપે છે

હરિભદ્રાચાર્યના આ શ્લોક ઉપરની તેમની ટીકા જણાવે છે કે "**સર્વજ્ઞ** કપિલ, સુગત (બુદ્ધ) વગેરેની દેશના જે ભિન્નભિન્ન પ્રકારની છે તે ભિન્નભિન્ન પ્રકારના શિષ્યો કે શ્રોતાઓને લઈને કેમકે એ (કપિલ, સુગત વગેરે) સર્વજ્ઞ મહાત્માઓ **ભવરોગના મહાન્ વૈદ્યો** છે."

એ જ કારણ છે કે એ મહાત્માઓની વચ્ચે **દાર્શનિક**-તત્ત્વભેદ માલૂમ પડે છે, જે, ભિન્નભિન્ન દૃષ્ટિકોણોને લીધે છે; વાસ્તવિક ભેદ કશો જ નથી .કેમકે એ ભવવ્યાધિના મોટા વૈદ્યોએ પ્રાણીઓનો ભવરોગ મટે એવો સદુપદેશ કર્યો છે × આ શ્લોકની આસપાસનો હરિભદ્રનો વાણીપ્રવાહ દ્રષ્ટવ્ય છે.

×હેય, હેયહેતુ, હાન અને હાનોપાય એ યોગદર્શનનું વર્ગીકરણ છે. હેય દુઃખ છે, એનું કારણ [હેયહેતુ] અવિદ્યા છે, દુઃખનો સમૂલનાશ એ હાન છે અને તેનો ઉપાય [હાનોપાય] વિવેકખ્યાતિ છે. દુઃખ, દુઃખસમુદય, દુઃખનિરોધ અને માર્ગ એ બુદ્ધનું ચતુર્વ્યૂહ છે. દુઃખનું કારણ તૃષ્ણા છે, જે, 'દુઃખસમુદય' શબ્દથી વિવક્ષિત છે. દુઃખનિરોધનો અર્થાત્ દુઃખનાશનો માર્ગ તૃષ્ણાનો નાશ છે. જે માર્ગથી તૃષ્ણાનો નાશ સધાય તે માર્ગ પણ દુઃખનાશનો માર્ગ કહી શકાય. જૈનપરિભાષામાં 'બન્ધ' હેય છે, એ હેયનો હેતુ 'આસ્રવ' છે. 'સંવર,' 'નિર્જરા' અને મોક્ષ એ હાન છે અને મનોવાક્કાયગુપ્તિ, સત્ય, સંયમ, તપ, ત્યાગ વગેરે એ હાનના ઉપાય છે.

જૈનધર્મ વસ્તુતઃ વાડારૂપ સમ્પ્રદાય નથી, કિન્તુ એ જીવન છે—જીવનવિધિ અથવા જીવનચર્યા છે. યદ્યપિ તીર્થંકર દેવે ચતુર્વિધ (સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકા એ પ્રકારના) સંઘની સ્થાપના કરી છે અને આચાર–ક્રિયા–પદ્ધતિ પણ પ્રદર્શિત કરી છે; અને, વ્યવહારમાર્ગના હેતુએ, જનસમુદાયને માર્ગદર્શન મળે એ કલ્યાણરૂપ હેતુએ સંઘનું બંધારણ તથા આચારક્રિયાપ્રણાલીની રજુઆત જનતા આગળ કરવાં પડે જ, તથાપિ એનો અર્થ એ નથી જ કે જે એ સંઘમાં હોય અથવા એ પ્રકારની આચારક્રિયાપ્રણાલીને પાળતો હોય તે જ જૈન કહેવાય. જે એ સંઘમાં ન હોય અને એ આચારક્રિયાપ્રણાલી ન પાળતો હોય તે પણ (તે ચાહે તે દેશ–જાતિ–કુલ–વંશ–સમ્પ્રદાયનો હોય) જો સત્ય–અહિંસાના સન્માર્ગે ચાલતો હોય તો જૈન છે—અવશ્ય જૈન છે એમ જૈનધર્મ કહે છે, તીર્થંકર દેવ અને તેમનું શાસન કહે છે આ બાબતનું નિરૂપણ આ ચોપડીમાં થઈ ગયું છે.

જીવનના બે અંશોઃ વિચાર અને આચાર. એ બન્નેને સુધારવા બે ઔષધિઓ જિનેન્દ્ર ભગવાન્ મહાવીર દેવે જગતને આપીઃ અનેકાન્તદૃષ્ટિ અને અહિંસા. પહેલી વિચારને શુદ્ધ કરી તેને સમ્યગ્દૃષ્ટિ બનાવે છે; અને બીજી આચારને શુદ્ધ તથા મૈત્રીપૂત બનાવે છે.

શ્રીમહાવીર દેવના શાસનની ખાસ ધ્યાન ખેંચનારી વિશેષતાઓ ત્રણ છેઃ અનેકાન્ત, અહિંસા અને અપરિગ્રહ.

હિંસામાં અસત્ય, ચોરી વગેરે બધા દોષો અને બધી બુરાઇઓનો સમાવેશ થઇ જાય છે હિંસા, જૂઠ, ચોરી, લુચ્ચાઇ વગેરે બધા દોષો પરિગ્રહના આવેશમાંથી જન્મે છે. એ જ સમાજમાં વિષમતા આણે છે અને વર્ગવિગ્રહ જગાડી ધાંધલ અને ધિંગાણાં મચાવરાવે છે. બધાં પાપો અને સ્વચ્છન્દતા તથા વિલાસોન્માદોનું મૂળ એ છે. એ માટે ગૃહસ્થવર્ગના તેમ જ સમગ્ર સમાજના ભલા માટે એ મહાત્માએ પરિગ્રહ–પરિમાણુ (પરિમિત પરિગ્રહ), જેના વગર સમાજમાં કે જનતામાં મૈત્રી તથા સુખ–શાન્તિ સ્થપાઇ શકતી નથી; તેના ઉપર ખૂબ જ ભાર આપ્યો છે અને એ રીતે લોકોનું વ્યવહારુ જીવન ઊજળું તથા સુખ–શાન્તિવાળું બને એ દિશામાં એ સન્ત પુરુષનો ઉપદેશપ્રચાર વ્યાપક બનેલો. આજે સામ્યવાદ અને સમાજવાદનું આન્દોલન જગત્ ઉપર ફરી વળ્યું છે, પણ **સામ્યવાદનો વિશુદ્ધ** રૂપનો **પ્રચાર** પરિગ્રહપરિમાણુ અને લોકમૈત્રીનો વિશાલ નાદ ગજવી **અઢી હજાર વર્ષ** ઉપર **સર્વપ્રથમ શ્રેષ્ઠ રીતે મહાવીરે** કરેલો એ ઐતિહાસિક સત્ય છે

એ તપોનિધિ મુનીશ્વરે પોતાના સમયમાં પથરાયેલી દાસ–દાસીની બુરી પ્રથાઓ હટાવવા તીવ્ર તપશ્ચર્યા કરી લોકોને સમાનતાના પાઠ ભણાવ્યા છે ધર્મને નામે અને સ્વર્ગાદિના પ્રલોભન પર પથરાયેલ અજ્ઞાન કર્મકાંડ, શાસ્ત્રવ્યામોહ અને ઇશ્વરવિષયક ગેરસમજ સામે સુસંગત તત્ત્વજ્ઞાન રજૂ કરી લોકોની વિચારબુદ્ધિને પરિષ્કૃત કરી છે. એ અહિંસામૂર્તિ ધર્માચાર્યે યાગાદિ કર્મોમાં ધર્મને

અને ધર્મના દ્વાર તેમને માટે સખ્ત બંદ હતાં,×જેની સામે એ મહાત્માએ—

उच्चो गुणे कर्मणि यः स उच्चो
नीचो गुणे कर्मणि यः स नीचः ।
शूद्रोऽपि चेत् सच्चरितः स उच्चो
द्विजोऽपि चेद् दुश्चरितः स नीचः ॥

[જે, ગુણ–કર્મમાં ઉચ્ચ છે તે ઉચ્ચ છે અને જે, ગુણ–કર્મમા નીચ છે તે નીચ છે કહેવાતો શૂદ્ર પણ સચ્ચરિત હોય તો ઉચ્ચ છે અને કહેવાતો બ્રાહ્મણ પણ દુશ્ચરિત હોય તો નીચ છે]

આ પ્રકારે ઉદ્‌બોધન કરી વિચાર અને વર્તનના સુસંસ્કાર પર ઉચ્ચપણું પ્રતિષ્ઠિત હોવાનું લોકોને સમજાવ્યું. માત્ર વાણીથી જ ન સમજાવ્યું, પણ નીચ, દલિત કે અસ્પૃશ્ય ગણાતાઓને માટે પણ પોતાનાં ધર્મસંસ્થાનાં

---

×अथ ह्यस्य वेदमुपशृण्वतस्त्रपुजतुभ्यां श्रोत्रप्रतिपूरणम्, उदाहरणे जिह्वाच्छेदो धारणे शरीरभेदः." । (ગૌતમધર્મસૂત્ર)

અર્થ. વેદ સાંભળનાર શૂદ્રના કાનમાં સીસું અને લાખ ભરી દેવાં; એ વેદનું ઉચ્ચારણ કરે તો એની જીભ કાપી નાખવી; અને યાદ કરી લે તો એનું શરીર કાપી નાખવું.

"न शूद्राय मतिं दद्यान्नोच्छिष्टं न हविष्कृतम् ।
न चास्योपदिशेद् धर्मं न चास्य व्रतमादिशेत् " ॥

(વાસિષ્ઠધર્મસૂત્ર)

અર્થઃ શૂદ્રને બુદ્ધિ ન આપવી, એમને યજ્ઞનો પ્રસાદ ન દેવો અને ધર્મ તથા વ્રતનો ઉપદેશ પણ એને ન આપવો.

દ્વાર ખુલ્લાં કરી દીધાં. જૈન દીક્ષાને પામી ઋષિ–મહર્ષિ–મહાત્મા બનેલા એ માણુસોનાં ચરિત ઉત્તરાધ્યયન સૂત્રમાં બારમા, તેરમા અધ્યાયનમાં ગવાયાં છે તે જમાનામાં સ્ત્રીનુ સ્થાન કેટલું હીન બનાવી દીધું હતું, અને 'હિન્દુ'ધર્મની તે વખતની અગ્રુાલિકાએ સ્ત્રીને કેટલી તિરસ્કારી દીધી હતી, ત્યારે અર્હન્ મહાવીરે જગતની આગળ સ્ત્રીને પુરુષની સમકક્ષ જાહેર કરી અને ધાર્મિક ક્ષેત્રમાં પુરુષના સરખે દરજ્જે ચડાવી તેને સંન્યાસદીક્ષામાં પણ સ્વીકારી*લીધી. શ્રમણ ભગવાન્ મહાવીરનું **ધર્મચક્ર** તે વખતે વ્યાપક રૂપે ક્રાન્તિકારક બન્યું હતું, જેણે પ્રગટાવેલ અથવા વિકાસમાં આણેલ ધર્મ–માર્ગને એના સાચા રૂપમાં આપણે માનવધર્મ કહી શકીએ, જે, બધા (જગતના સઘળા માણસો) પ્રત્યે ન્યાય અને સમાનતાની દૃષ્ટિવાળો હોઇ જગતનો કોઇ પણ માણસ પોતાના સ્થિતિ–સંજોગ પ્રમાણે એને (એ ધર્મને) અનુસરી શકે છે, પાળી શકે છે. એ માર્ગ જિને×પ્રગટાવેલ અથવા પ્રકાશમાં આણેલ હોવાના કારણે જ "જૈન" ધર્મ કહેવાય છે, બાકી એની વાસ્તવિકતા અને વ્યાપકતા જોતાં એ **સર્વજનસ્પર્શી** અને **સર્વજનહિતાવહમાર્ગદર્શક** ધર્મ '**જનધર્મ**' કહી શકાય.

---

*મહાવીરે દાસીપણામાં સપડાઇ પડેલી રાજકુમારી 'ચન્દન[illegible] સંન્યાસિની બનાવી (ચારિત્ર–દીક્ષા આપી) એ આર્ય[illegible] સાધ્વીસંસ્થાનો પ્રારંભ કર્યો છે.

×અને "જિન" કોઇ એક વ્યક્તિનું નામ નથી, પણ કે વીતરાગ જ્ઞાનીનું નામ છે

વિશ્વબન્ધુ મહાવીરે નામધારી કે ઢીલાપોચા શ્રમણો, બ્રાહ્મણો, મુનિઓ અને તાપસો એ બધાની પણ ખબર લીધી છે ઉત્તરાધ્યયન સૂત્રના પચીશમા અધ્યયનમાં કહે છે:-

न वि मुंडिपण समणो न ओंकारेण बंभणो ।
न मुणी रण्णवासेणं कुसचीरेण न तावसो ॥३०॥

અર્થ. માથુ મુંડાવા માત્રથી કોઇ શ્રમણ થતો નથી, ઓંકારના જાપ કે આલાપ માત્રથી કોઇ બ્રાહ્મણ થતો નથી, નિર્જન વનમાં રહેવા માત્રથી કોઇ મુનિ થતો નથી અને ઘાસનું ચીવર કે વલ્કલ ધારણ કરવા માત્રથી કોઇ તાપસ થતો નથી. પરન્તુ

समयाए समणो होइ बंभचेरेण बंभणो ।
नाणेण य मुणी होइ तवेण होइ तावसो ॥३१॥

અર્થ: સમતાથી શ્રમણ થવાય છે, બ્રહ્મચર્યથી બ્રાહ્મણ થવાય છે, જ્ઞાન (વિવેકજ્ઞાન)થી મુનિ થવાય છે અને (વિવેકયુક્ત નિષ્કામ) તપથી તાપસ થવાય છે

અનુભવે જણાય છે કે જૈનદર્શન આધ્યાત્મિક દર્શન છે એના દાર્શનિક તત્ત્વજ્ઞાનનો પણ ઝોક પૂર્ણ રીતે આધ્યાત્મિક શ્રેયસ્ચર્યા ઉપર છે. એના વિવિધવિષયક સમગ્ર વાઙ્મયનો એક માત્ર ઉદ્દેશ વીતરાગતાની પ્રાપ્તિના માર્ગ પર ચડાવવાનો છે. કેમકે એનું ચોખ્ખું અને ભાર દઇને કહેવું છે કે યથાર્થ કલ્યાણની પૂર્ણતા વીતરાગતા પર અવલંબિત છે. એની અન્તિમ સીખ છે કે—

જે જે રીતે રાગ-દ્વેષ ઓછા થાય, નષ્ટ થાય તે રીતે વર્તો! પ્રવર્તો!

એના સમગ્ર વાઙ્મયનો ચરમ અને પરમ સાર રજૂ કરતી આ એની સીખ સ્પષ્ટ જણાવે છે કે જે કોઈ વાદથી-દ્વૈત કે અદ્વૈત, ઇશ્વરકર્તૃત્વ કે ઇશ્વરનું અકર્તૃત્વ એવા જાતજાતના વાદોમાંથી જે કોઈ પણ વાદનો સહારો લેવાથી-અને જે કોઈ ક્રિયાપદ્ધતિ અથવા આચારમાર્ગથી સત્ચારિત્ર બંધાતું હોય, એ બંધાવામાં અનુકૂલતા પડતી હોય અને વીતરાગતાની તરફ પ્રગતિ થઈ શકતી હોય તે રીતે ચારિત્ર સાધો અને વીતરાગતાની ભૂમિકો પહોંચો. જુઓ! ઉપાધ્યાય શ્રીયશોવિજયજીનો એ પ્રકારનો ઉલ્લેખઃ—

किं बहुणा इह जह जह रागदोसा लहुं विलिज्जन्ति।
तह तह पयट्टिअव्वं एसा आणा जिणिंदाणं॥

[અધ્યાત્મમતપરીક્ષાની છેલ્લી ગાથા]

અર્થઃ વધારે શું કહીએ? જે જે રીતે રાગ-દ્વેષ નાશ પામે તે તે રીતે પ્રયત્ન કરો! એ જ-જિનેન્દ્ર દેવની-આજ્ઞા છે બસ હવે

પુસ્તકમાં થઇ શકયું છે ત્રીજો ખંડ " પ્રકીર્ણક " પણ મૂકવામાં આવ્યો છે હવે મારું કથન સમાપ્ત થાય છે. માત્ર એક ઇચ્છાને છેવટે પ્રદર્શિત કરી લઉં, અને તે એ કે આ પુસ્તકના વાચનના પરિણામે વાંચનારને જૈનધર્મ-સમ્બન્ધી અનેકાનેક જિજ્ઞાસાઓ જાગરિત થાય અને એથી તેઓ જૈનધર્મના મહાન્ ગ્રન્થો અવલોકવાને ઉત્સુક બને.

ॐ શાન્તિઃ !

# સમાપ્ત